અનેક અદ્ભુત તથા આશ્ચર્યજનક અવનવા બના-
વોથી ભરપૂર ડિટેકટીવ નવલકથા.

# કામાંધ કામિની.

( લેખકઃ—જગજીવન કાલિદાસ પાઠક )

ચોરી, ખૂન અને હરણના ત્રણ ત્રણ બનાવોની બાતમી મેળવવામાં જાસૂસો એ જે અથાગ પરિશ્રમ ઉઠાવ્યો છે, તે જોઇને મન વિસ્મયતાના સાગરમાં ડુબી જાય છે, ચોરની ચાલાકી હૃદયને ચમકાવી મૂકે તેવી છે. એક ચોર એવું અચ્છું કામ ભજવી બતાવે છે કે, તેની બહાદુરી માટે 'વાહ વાહ' નો પોકાર કર્યા સિવાય રહેવાનું નથી. જાસૂસ પણ ચોરના માથાનો થઇને છેવટ સુધી તેની પાછળ લાગ્યો રહે છે અને છેવટે તેના કુકૃત્યના ભેદને ફોડી દઇને અપૂર્વ દક્ષતા દર્શાવે છે, પાકું પુઠું મૂલ્ય રૂ. ૨-૦-૦.

---

ઐતિહાસિક નવલકથા.

# રાજનૈતિક ષડયંત્ર

અથવા

# મરૂભૂમિની મોહિની.

પ્રયોજકઃ—વ્રજલાલ જાદવજી ઠક્કર.

રાજપૂત જાતિના ઇતિહાસને લગતી આ નવલકથા પ્રત્યેક સાહિત્યવિલાસી સજ્જને વાંચવી જ જોઇએ. ઇ. સ. ૧૮૨૧ માં જાલિમસિંહ જ્યારે કોટાનો રાજપ્રતિનિધિ હતો ત્યારે તેણે પોતાનો અધિકાર વંશાનુક્રમિક ચાલૂ રાખવા માટે કેવો ભગીરથ પ્રયત્ન કર્યો હતો, સુચતુર અંગ્રેજોએ જાલિમ-સિંહ સાથે સ્નેહ સંબંધ રાખી પોતાની પ્રભુતાનો પાયો કેવી રીતે સુદૃઢ કર્યો હતો, ઝાલોરરાજનન્દિની અલકાસુંદરી કિંવા **મરૂભૂમિની મોહિનીને** મેળવવા માટે જેશલમીર રાજનન્દન ગજસિંહે કેવાં સાહસિક અને વીરોચિત કાર્યો કર્યાં હતાં, વગેરેનું મનરંજક વર્ણન આ નવલકથામાં છે. આ નવલકથા એક વખત વાંચવા લીધા પછી હાથમાંથી પડતી મૂકવાનું મન થશે જ નહિ. પાકું સોનેરી પૂઠું; છતાં કીં. રૂ. ૧-૪-૦.

મળવાનું ઠેકાણું:—મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.
ત્રણ દરવાજા, અમદાવાદ.

# કંગાલ કેદી

અથવા

## સ્નેહ-બંધન

ભાગ ૨ જો.

પ્રયોજક,

વ્રજલાલ જાદવજી ઠક્કર.

માંડવીની પોળ—અમદાવાદ.

પ્રકાશક,

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.

બુકસેલર ઍન્ડ પબ્લીશર,

ત્રણ દરવાજા—અમદાવાદ.

પ્રથમાવૃત્તિ. પ્રત. ૧૦૦૦.

ખ્રિસ્તાબ્દ ૧૯૧૮. વિક્રમાબ્દ ૧૯૭૪.

મૂલ્ય રૂ. ૨-૦-૦.



અમદાવાદમાં ખમાસાને ચકલે ધી નટવર પ્રિન્ટિંગ પ્રેસમાં

ભોગીલાલ નારણદાસ બોડીવાળાએ છાપ્યું.

# સ્નેહ-પત્રિકા.

શ્રીમાન્ સાક્ષરવર્ય.

મણિલાલ છબારામ ભટ્ટ.

અમદાવાદ.

દીર્ઘકાળથી આપે ગુર્જર સાહિત્યની સેવા કરી, 'ગુજરાતની જુની વાર્તાઓ,' 'પૃથ્વીરાજ ચૌહાણ,' 'ઝાંશીની રાણી,' 'પતિવ્રતા સતીઓ' આદિ ઉપયોગી ગ્રંથો અને કેટલીક નવલકથાઓ લખી ગુર્જર-સાહિત્યાકાશમાં કીર્ત્તિસહ ઉચ્ચ આસન પ્રાપ્ત કરેલું છે, તેમજ આ ક્ષુદ્ર ગ્રંથકાર આપના સહવાસમાં આવીને કેટલાક અંશે આપનો ઉપકૃત થયેલો છે; તેથી મ્હારી અલ્પમતિથી આલેખાયલી આ નવલ-કથા આપની રજા લઈ આપણા ઉભયના સ્નેહચિહ્ન તરીકે આપને જ સાદર સમર્પિત કરું છું. અંતે સાહિત્યસેવા કરવાને માટે પરમકૃપાળુ પરમાત્મા આપને દીર્ઘાયુ કરો એટલી મહદ્ અભિલાષાસહ વિરમું છું.

માંડવીની પોળ.
અમદાવાદ.

લિ.
નિરંતર સ્નેહાધીન.
વ્રજલાલ જાદવજી ઠક્કર.

# પ્રસ્તાવના.

---

આ નવલકથાની વસ્તુસંકલના સંબંધી જે લખવાનું હતું તે પ્રથમ ભાગમાં લખી નાખવામાં આવ્યું છે. હવે આ દ્વિતીય ભાગની પ્રસ્તાવનામાં એ વસ્તુસંકલનાનો પુનરુલ્લેખ નહિ થવા દેતાં જે લખવું મ્હને વ્યાજબી જણાય છે તે નમ્રતાપૂર્વક નિવેદન કરું છું.

હાલમાં ગુજરાતી સાહિત્યમાં જે ગ્રંથો લખાય છે તે ગ્રંથોની લેખનપદ્ધતિમાં બહુધા બે પક્ષ જોવામાં આવે છે. એક પક્ષ સંસ્કૃતમય, હૃદયગ્રાહી, રસોત્પાદક અને ભાવનામય ભાષાપદ્ધતિની હિમાયત કરે છે ત્યારે દ્વિતીય પક્ષ પ્રાકૃત કિંવા ગૃહચલિત યા તો મુખોચ્ચારિત ભાષાપદ્ધતિની હિમાયત કરે છે. આવા પક્ષ માત્ર આપણા ગુજરાતી સાહિત્યમાં જ કાંઇ અસ્તિત્વ ધરાવે છે એમ નથી; માહારાષ્ટ્રીય, હિન્દી બંગાળી આદિ ભારતવર્ષીય ભાષાઓમાં પણ ભાષાપદ્ધતિની હિમાયત કરનારા આવા બન્ને પક્ષ અસ્તિત્વ ધરાવે છે.

હવે જે પક્ષ ગૃહચલિત ભાષાને પુસ્તકીય ભાષા તરીકે પ્રચલિત કરવાની હિમાયત કરે છે, અને જે પક્ષ પોતાને સાહિત્યશિરોમણિ તરીકે પરિચિત કરાવવાની અભિલાષા ધરાવે છે તે એવો દલિલો કિંવા પ્રમાણો રજૂ કરે છે કે, 'ભાષાની અંદર સંસ્કૃત શબ્દોના ડબ્બા ગોઠવવાથી સામાન્ય વાંચકો એ ભાષાને સર્વાંશે સમજી શકતા નથી. એવી ભાષા કર્ણકઠોર લાગે છે.' વળી એક પ્રતિષ્ઠિત માસિકપત્રકારે તો આવી સંસ્કૃતમય મનોહારિણી અને મુગ્ધકારિણી ભાષાને 'જડબાતોડ—ચાચાફોડ—કર્કશ' આદિ ઉપનામોથી ઓળખાવવાની ધૃષ્ટતા કરી છે. સંસ્કૃત શબ્દની ગંધ સુદ્ધાં તેમને અપ્રિય લાગે છે! વળી આ પક્ષના બીજા કેટલાક હિમાયતીઓનું કહેવું એવું છે કે, 'ભાષા સંસ્કૃતમય હોવાથી પુસ્તક ગમે એવી ઉત્તમોત્તમ ભાવનાઓથી ભરપૂર હોય છે તો પણ સામાન્ય વાંચકો તેનો લાભ લઇ શકતા નથી, તથા આપણાં પુસ્તકો મુખ્યત્વે કરીને સામાન્યકોટિના વાંચકોને માટે જ છે.' અસ્તુ.

પ્રશ્ન એ જ ઉપસ્થિત થાય છે કે, ઉપર્યુક્ત દલિલોમાં સત્યનો અંશ કેટલો છે? જે સંસ્કૃત ભાષા સર્વદેશીય ભાષાઓની જન્મદા-

યિની, રસપ્રવાહિની, ભાવનામયી અને આનંદદાયિની છે એ ભાષાના સંસ્કારથી વિભૂષિતા થયેલી ગુજરાતી ભાષાને 'જડબાતોડ' યા તો 'ડાચાફોડ' ભાષા તરીકે ઓળખાવવી એ મ્હારા નમ્ર મતાનુસાર કોઈ પણ રીતે ઇષ્ટ કિંવા ઉચિત નથી જ. આ સ્થળે એક સંસ્કૃત શ્લોક ટાંકવો મ્હને સમયોચિત લાગે છે.

> **नीकभारवती कान्ता पुष्पभारवती लता ।**
> **अर्थभारवती वाणी भजते कामपि श्रियम् ॥**

શાલીનતાના ભારવાળી સ્ત્રી, પુષ્પોના ભારવાળી વેલી અને જેમાં અર્થગૌરવ હોય છે એવી વાણી, એ ત્રણેની શોભા અપૂર્વ દેખાય છે।

આ સૂત્રાનુસાર વિચાર કરતાં સર્વ પ્રકારનાં પુસ્તકોની ભાષાપદ્ધતિ એક જ પ્રકારની હોવી જોઇએ એમ કહેવું એ વાસ્તવિક નથી. જે ભાષાપદ્ધતિ એક વિષયને શોભે છે તથા જે અમુક જ પક્ષને પસંદ પડે છે તે મહો રૂપં મહો ધ્વનિના સિદ્ધાંતાનુસાર સર્વને પસંદ પડવી જોઇએ એવું નથી. ભાષાપદ્ધતિનો સઘળો આધાર પુસ્તકના વિષયને અવલંબીને રહેલો છે.

બાલકોપયોગી પુસ્તકો કિંવા અરેબિયન નાઇટસ જેવાં વાર્તાઓના પુસ્તકોની ભાષાપદ્ધતિ તદ્દન સાદી, સરળ અને સર્વ સમજી શકે એવી હોવી જોઇએ એ સિદ્ધાન્ત હું પણ માન્ય કરું છું; પરંતુ તત્વજ્ઞાનના ગ્રંથો, ઐતિહાસિક પુસ્તકો અને બોધપ્રદાયિની નવલકથાઓમાં પણ સાદી અને સરળ ભાષા લખી ભાષાના માધુર્યની કલ્પનાનું વિસ્મરણ કરી દેવું એવી માન્યતા મ્હને વાસ્તવિક લાગતી નથી; નહિ તો પછી 'અંધેરી નગરીનો ગર્દભસેન' અને સ્વ. મણિલાલ નભુભાઇ દ્વિવેદીકૃત નવલકથા 'ગુલાબસિંહ'ની ભાષાપદ્ધતિને એક જ કોટિમાં મૂકવાની અનુચિત ફરજ પડે. જે પત્રકાર મહાશય સંસ્કૃતમય ગુજરાતી ભાષા સરફ સખ્ત તિરસ્કાર દર્શાવે છે તે જ પત્રકાર મહાશયના સાક્ષરવર્ગમાં ખપતા પિતા પોતાના એક લેખમાં સંસ્કૃત ભાષા સંબંધી એવાં વચનો લખે છે કે, 'સંસ્કૃત ભાષા અંગ્રેજી કરતાં પણ વિશાળ છે, અને તેનું સાહિત્ય અખૂટ જેવું છે. મોટી મોટી દેશી ભાષાઓ-હિંદી, બંગાળી, મરેઠી, ગુજરાતી, તામિલ આદિ ઘણાક ધારે છે તેવી સાંકડી નથી, અને તેમાં પ્રાચીન

સાહિત્ય પુષ્કળ છે તે તરફ લોકોનું લક્ષ્ય ગયું નથી. હિન્દુસ્તાન જ એક એવો દેશ છે કે જેમાં સર્વ પ્રકારનું ઉંચું જ્ઞાન પરદેશી ભાષાની મારફતે અપાય છે, અને માતૃભાષાઓને વિસારે પાડવામાં આવે છે. આનો વિચાર પણ દેશી વિદ્વાનોને થયો નહીં, એ મોઠા ભાગ્યની વાત છે.' જો એ પત્રકાર મહાશય હવેથી સમજી શકાય એવી સંસ્કૃતમય ગુજરાતી ભાષામાં લખાયલા ગ્રંથોનું અવલોકન કરતાં પૂર્વે આ તેમનાં પિતૃદેવનાં વચનોનું વિસ્મરણ નહિ કરે તો ગુર્જરગ્રંથકારોપર તેમનો ન્યાયદૃષ્ટિ થયેલી જ લેખી શકાશે. એ પત્રકાર મહાશયે આ ગ્રંથપ્રયોજકના એક પુસ્તકના અવલોકનમાં એમ લખ્યું હતું કે, 'પુસ્તકની ભાષા સહેજ સંસ્કૃતમય પણ સરળ છે, વાંચવી ગમે એવી છે;' છતાં ત્યાર પછી આ ગ્રંથકારના બીજા એક પુસ્તકની સમાલોચના કરવા જતાં તેઓ કઠણ અને કર્કશ ઇબારતવાળા વાક્યનો વિચિત્ર નમૂનો ટાંકવા માંડે એ શું ક્ષણસ્થાયી વિચારોની પ્રબળતા નથી? આટલી ચર્ચાપરથી એ પત્રકાર મહાશય પોતાનો ભ્રમ સમજી જઇ હવેથી દીર્ઘદૃષ્ટિથી અવલોકન કરતાં શિખશે તો હું વિશેષ સંતોષ પામીશ.

આ લેખકની એક સચિત્ર નવલકથાનાં ચિત્રો સંબંધી પણ એ પત્રકાર મહાશય શિખામણ આપવા ચુક્યા નથી! તેઓ જણાવે છે કે, 'સચિત્ર નવલકથા લખનારાઓએ સચિત્ર અંગ્રેજી નવલકથાઓ તરફ જોવું જોઇએ.' વાહ! આ સિદ્ધાંત તો આજે નવો જ શિખ્યા! અંગ્રેજી નવલકથાઓનાં હાવભાવપૂર્ણ રતિરસોત્પાદ ચિત્રો પસંદ કરનારને ભારતવર્ષીય આકારપ્રકાર અને હાવભાવવાળાં ચિત્રો નાપસંદ પડે તો તેમાં એમની દૃષ્ટિનો જ દોષ છે; નહિ કે લેખક ચિત્રકાર કિંવા પ્રકાશકનો!

આ ઉપરથી હું એવું સાબિત કરવા નથી ઇચ્છતો કે સઘળા આંગ્લ ચિત્રકારોનાં ચિત્રો આવાં મદનોત્પાદક અને ઉત્તેજનાજનક છે; કિન્તુ પત્રકાર મહાશય અંગ્રેજી નવલકથાઓનાં જ ચિત્રો જોવાની ભલામણ કરે છે તેથી જ મ્હારે સત્યતાનું સંરક્ષણ કરી આટલું ઉચિત વિવેચન કરવું પડ્યું છે.

જો પ્રાણહારક પ્લેગનું પ્રબળ સામ્રાજ્ય અમદાવાદમાં સ્થાપિત ન થયું હોત તો આ નવલકથાનો આ દ્વિતીય ભાગ ઘણા સમય

પૂર્વે સાહિત્યરસિક સજ્જનોની સેવામાં સાદર સમર્પિત કરી શક્યો હોત; પરંતુ આ કારણથી અમારી અનિચ્છા હોવા છતાં આ ભાગના પ્રકાશન કાર્યમાં જે વિલંબ થયો છે એ માટે વાંચકબંધુઓ ક્ષમા આપશે એવો દૃઢ વિશ્વાસ છે.

જ્યારે આ દ્વિતીય ભાગનું મુદ્રણકાર્ય મુદ્રાલયમાં ચાલતું હતું ત્યારે પ્લેગની પ્રબળતાથી આ લેખકને બ્હારગામ નિવાસ કરવાની અનિચ્છનીય ફરજ પડી હતી; તેથી પ્રુફસંશોધનના કાર્યમાં રહી ગયેલા દોષો પ્રતિ વાંચકબંધુઓને ક્ષમા દૃષ્ટિથી જોવાની નમ્ર વિનંતિ છે. રહી ગયેલા દૃષ્ટિદોષો પુનરાવૃત્તિ પ્રસંગે સંશોધિત કરવામાં આવશે.

આ નવલકથાના પ્રથમ ભાગે વાંચકબંધુઓની જેવી પ્રીતિ સંપાદન કરી છે તેવી જ રીતે આ દ્વિતીય ભાગ પણ તેમના પ્રેમાદરને પાત્ર થશે તો હું મ્હારા સકળ શ્રમની સાર્થકતા થઈ છે એમ જ સમજીશ.

માંડવીની પોળમાં સુરદાસ શેઠની પોળ—અમદાવાદ.
તા. ૫-૧-૧૮

લી૦
સાહિત્યસેવક,
વ્રજલાલ જાદવજી ઠક્કર.



# વિષયાનુક્રમણિકા.

ॐ तत्सत्परमात्मने नमः ।

# કંગાલ કેદી

અથવા

# સ્નેહ-બંધન.

## ( ભાગ ૨ જો. )

—(०)—

### પ્રકરણ ૧ લું.

#### રંગનાથ અને શાન્તિલતા.

પ્રિય પાઠક ! મુંબાઈમાં ભાયકલા રોડ ઉપર જઈને રહેનાર ઉ-તારું આપણો પૂર્વપરિચિત રંગનાથજ હતો. શાન્તિલાતના પિતાની શોધ કરવાનો તથા શાન્તિલતાને તેના પિતાને સ્વાધીન કરી તેનું અવશિષ્ટ જીવન સુખી કરવાનો તેણે દૃઢ નિશ્ચય કર્યો હતો. જો કે મુંબાઈમાં નિવાસ કરવો રંગનાથને માટે શ્રેયષ્કર નહોતો; પરંતુ પોતાના કર્ત્તવ્યકર્મ આગળ તેને તેના જીવનની ચિંતા નહોતી.

જેમ જેમ શાન્તિલતાનો રંગનાથને વિશેષ સહવાસ થવા લાગ્યો તેમ તેમ વિવિધ પ્રકારના તરંગો તેના વિચારસાગરમાં ઉછળવા લાગ્યા. અનાથિની શાન્તિલતાના અંતરમાં આજ સુધી જે ભાવનાઓ અજ્ઞાત હતી તે ધીમે ધીમે વિકાસવા લાગી. વાત્સલ્ય, પ્રેમ, પ્રીતિ અને ભક્તિ વગેરે ભાવનાઓની રંગનાથને પણ તેની પચાસ વર્ષની ઉમ્મર થયા છતાં માહિતી નહોતી. જે સમયે આ ભાવનાઓ તેના અંતરમાં ઉપ-સ્થિત થવી જોઇએ તે સમયે અર્થાત્ તેની તારુણ્યાવસ્થામાં તેની ભાવનાઓ જન્મ પામવાને બદલે મૃત્યુ પામી હતી. તેની સમક્ષ દુષ્ટતા, ક્રૂરતા અને નૃશંસતાના દુર્ભેદ્ય ખડકો ઉભા કરવામાં આવ્યા હતા. અંતે તારુણ્યાવસ્થાએ વિદાયગિરી લીધી. સ્વામી સ્નેહજ્યોતિએ તેને વરપ્રસાદ વજ્ર આપ્યું. પશ્ચાત્તાપથી એ વજ્ર તીક્ષ્ણ થયું. એ તીક્ષ્ણ વજ્રથી દુર્ભેદ્ય ખડકો ફોડતાં ફોડતાં બીજાં પણ દશ વર્ષ પસાર થઈ ગયાં. પિતાનું, ભાઇનું, પત્નીનું તથા સુહૃદનું પદ શું છે તથા તે-

મનો શો અધિકાર છે તેની રંગનાથને માહિતી નહોતી. હમણાં રંગનાથનું અંતઃકરણ શરદના શુદ્ધ, સુનીલ, સુનિર્મળ અને તેજોમય આકાશના જેવું હતું. આ સમયે જો શાન્તિલતાએ તેના અંતરનું આકર્ષણ ન કર્યું હોત તો રંગનાથનું ભાવી ચરિત્ર કેવું થયું હોત એ કહી શકાય તેમ નથી કદાચ તે પાછો પ્રથમના જેવોજ રંગનાથ થયો હોત અગર તો સ્વામી સ્નેહજ્યોતિના જેવો વિદેહી થઇને તપસ્યા કરવાના હેતુથી હિમાલય તરફ ચાલ્યો ગયો હોત; પરંતુ તેને અપૂર્ણ રાખવાની ઇશ્વરની ઇચ્છા નહોતી. બાળિકાની સંગતિથી તેનામાં પૂર્ણતા આવવાની હતી. તેને નવી સૃષ્ટિના ચિત્રવિચિત્ર ચમત્કારો અનુભવવાના હતા. બાળિકા શાન્તિના સહવાસથી તેના અંતરમાં અપૂર્વ વાત્સલ્યપ્રેમ ઉપજ્યો હતો. પૂર્ણ વાત્સલ્યપ્રેમથી તેનું મુખમંડળ ઘણું તેજસ્વી જણાતું હતું. હરિપ્રસાદની કારકીર્દી કરતાં પણ તેનું મન ઉદાત્ત તથા વિશાળ; કિન્તુ મૃદુ અને કોમળ થયું. રંગનાથમાં આ ત્રિજું રૂપાંતર થયું. હવે રંગનાથની વ્યક્તિ પરિપૂર્ણ થઈ અદ્યાપિપર્યંત તે અપૂર્ણ હતો. રંગનાથના સહવાસથી બાળિકામાં પણ પૂર્ણતા આવવા લાગી. અરસ્પરસના સહવાસથી અરસ્પરસની ભાવનાઓનું પોષણ થવા લાગ્યું. અનાથિની શાન્તિલતાને માટે પિતૃપ્રેમના છત્રની આવશ્યકતા હતી તે રંગનાથના રૂપથી મળી, અને રંગનાથની વૃત્તિને પોષણની આવશ્યકતા હતી તે શાન્તિના રુપથી મળી.

શાન્તિલતાનું સુખ એ રંગનાથનું સ્વર્ગ થઇ પડયું. વાસ્તવિક રીતે રંગનાથ કોણ હતો અને બાળિકા કોણ હતી? આમ છતાં જગતમાં ક્વચિત્ આવું અસંભવ મિલન પણ સંભવ થાય છે. પતિને પત્ની પોતાનાં માતાપિતા કરતાં પણ વિશેષ આત્મીય ગણે છે. સુહૃદને સુહૃદ પોતાનું એકહૃદયજ સમજે છે. શેઠને ઇમાનદાર નોકર પોતાનું દૈવતજ સમજે છે. આમ કેમ બને છે? એવી તે શી શક્તિ છે? કવિ જે ગૂઢ રહસ્યનું આવરણ ઉકેલવાનો પ્રયત્ન કરે છે, જેના આધાર ઉપર સમસ્ત વિશ્વ સુયંત્ર ચાલે છે તેજ આ સ્નેહાકર્ષણ શક્તિ છે. વેદ તેને પ્રકૃતિ કહો, ભૌતિકવાદી તેને ગુરુત્વાકર્ષણ કહો, આધ્યાત્મવાદી તેને સ્નેહ કહો અગર સંસારી તેને માયા કહો પણ ટૂંકમાં એ સ્નેહાકર્ષણ શક્તિજ છે. એ સ્નેહાકર્ષણ શક્તિજ અણુપરમાણુમાં વ્યાપ્ત થઇને ચરાચરને સંભાળે છે. જો પૃથિવીનું અને ચંદ્રનું સ્નેહાકર્ષણ તૂટે, નવગ્રહ અને સૂર્યનું આકર્ષણ તૂટે તો પુષ્પમાળામાંથી

સુતરની દોરી કાઢી નાખવાથી એ માળાની જેવી સ્થિતિ થાય એવીજ સ્થિતિ સમસ્ત જગત્‌ની થાય. સ્નેહાકર્ષણુજ ચિરશક્તિ છે. એજ વિશ્વની સ્થિતિ અને ગતિ છે.

બાળિકાની પ્રત્યેક લીલા રંગનાથને અવનવા આનંદના પ્યાલા પાતી હતી, તથા રંગનાથ એ લીલાપીયુષ પીને બેહોશ બનતો હતો. શાન્તિલતાનું સ્મિતવિકસિત વદન તેનું સ્વર્ગ બન્યું. પોતાના મન પ્રમાણે તેણે શાન્તિલતાને શિક્ષણ આપવાનો દૃઢ સંકલ્પ કર્યો. શાન્તિલતાની વૃત્તિ હમ્મેશાં પ્રસન્ન, ખુલ્લી અને ઉદાર તેમજ નિર્ભય રહે એવુંજ શિક્ષણ તેને આપવાનો તેણે નિશ્ચય કર્યો હતો. આવો નિશ્ચય કરી તેણે તેને શિક્ષણ આપવાની શુરુઆત કરી. શાન્તિલતારૂપી સુવર્ણ પણ રંગનાથ જેવા કારીગર સુવર્ણકારના હાથ નીચે પોતાની પૃથિવીગત અશુદ્ધતા દૂર કરીને સ્વર્ગીય દિવ્યતા ધારણ કરવા લાગ્યું.

આવી રીતે તેના દિવસો આનંદમાં પસાર થતા હતા; પરંતુ દૈવથી તેમના આનંદનું દર્શન કરી શકાયું નહિ. પોતે ઘણા ભયજનક સ્થાનમાં આવીને રહ્યો છે એ રંગનાથ સારી રીતે જાણતો હતો, તથા એ માટે તે ઘણી સાવધાનતા સુદ્ધાં રાખતો હતો. સંધ્યાકાળ સિવાય તે પોતાના મકાનમાંથી બ્હાર નીકળતો નહોતો. હરિપ્રસાદની કારકીર્દીમાં તેણે પ્રાતર્ભ્રમણનો જે અભ્યાસ રાખ્યો હતો તેનો હવે નિરુપાયે ત્યાગ કરવો પડ્યો હતો. હવે તે હમ્મેશાં સંધ્યાકાળેજ ફરવા જતો હતો. જ્યાં બહુ માણુસોનો અવરજવર ન હોય ત્યાંજ તે ફરવા જતો હતો. ઘરમાં ઘરકામ માટે એક અનાથ, વૃદ્ધ તેમજ સુશીલ અને ગરીબ સ્ત્રીને તેણે રાખી હતી; પરંતુ એ ડોશી શાન્તિલતાને કોઈ પણ પ્રકારની પૂછપરછ કરી શકે નહિ એવી વ્યવસ્થા તેણે પ્રથમથી કરી રાખી હતી.

પરંતુ અંતે રંગનાથની આ સાવધાનતા અને ઉદારતાજ તેના સુખના માર્ગમાં સંકટ લાવનારી થઈ પડી. બ્હાર નીકળતાં જે કોઇ ભિક્ષુક પોતાનો હાથ લાંબો કરતો તો રંગનાથ તેને બે આની આપી સંતુષ્ટ કરતો હતો; પણ ભિક્ષુક રંગનાથની પાસેથી ભિક્ષા મેળવ્યા સિવાય અર્થાત્ ખાલી હાથે પાછો જતો નહિ. મફતનો માલ ખાનાર ભિક્ષુકોને આ ઉત્તમ ઘરાક મળી આવ્યું. રંગનાથ જેવાં ઉદાર માણુસોને એવા ભિક્ષુકો નિરંતર લક્ષ્યમાં રાખે છે—તથા એવાં માણુસોની તેઓ શોધ કર્યાં કરે છે, એમાં કાંઈ સંદેહ નથી. ભિક્ષુકોમાં પણ

કેટલાક ઉસ્તાદ બદમાશો હોય છે, વ્યસની હોય છે, કેટલાક ઉદરભરણની આશાવાળા હોય છે અર્થાત્ ભિક્ષુકો વિવિધ પ્રકારના હોય છે. મ્હોટાં મ્હોટાં શહેરોમાં તો કેટલાક સંતાનહીન ભિક્ષુકો અન્ય ગરીબ જાતિનાં સંતાનોને ભાડે લાવી તેમની સાથે વેષ બદલી ભિક્ષા માગે છે. કોઈ બૈરીને પણ લાવી દિવસે તેની માર્ફત થોડી ઘણી કમાણી કરી રાત્રે તેની સાથે વ્યભિચાર કરે એવા પણ અસંખ્ય ભિક્ષુકો મુંબાઈ, અમદાવાદ તેમજ વડોદરા જેવાં શહેરોમાં જોવામાં આવે છે. તેઓ ભોળાં, ધાર્મિક મનુષ્યોને ઠગી એક દિવસના બબ્બે ત્રણ ત્રણ રૂપિયા પેદા કરે છે; છતાં તેમનો લોભ દૂર થતો નથી. શયતાનોના સ્વરૂપમાં ફરતા સાધુઓ તેમજ આવા ભિક્ષુકોની આપણા ભારતવર્ષમાં જેટલી વિશેષ સંખ્યા છે તેટલી જગતના અન્ય કોઈ દેશમાં નથી; અર્થાત્ આપણા ભારતની અવનતિનુંજ આ એક મંડળ છે એમ કહીએ તો તેમાં સહજ પણ અતિશયોક્તિ નથી.

કેટલાક ભિક્ષુકો તો રંગનાથના મકાન પાસે રાત્રિદિવસ અડ્ડો જમાવીનેજ બેસવા લાગ્યા. આનું કારણ રંગનાથ પોતે હતો. કેમકે અમુક દિવસે તે કયી દિશા તરફ જશે એનો કશો નિર્ણય નહોતો; તેથીજ ભિક્ષુકો તે કયી તરફ ફરવા જાય છે એ જોવાના હેતુથી અને પૈસા પ્રાપ્ત કરવાની અભિલાષાથી ત્યાં બેસી રહેતા હતા. રંગનાથને બ્હાર ફરવા નીકળેલો જોઈ તેની પાછળ જઈ તેઓ "કાંઇ આપો દાતા!" "ઇશ્વિર તમને સો છોકરાં આપશે, મહારાજ!" "મ્હારી આ ન્હાની ભૂખી છોકરી ઉપર દયા લાવો, સરકાર!" કહેતા ભિક્ષા માગતા હતા. સઘળા ભિક્ષુકોને ઓળખી રાખવાનું કામ મુશ્કિલ હોવાથી એના એજ ભિક્ષુકો વારંવાર રંગનાથની ઉદારતાનો લાભ લેતા હતા. એ સઘળા ભિક્ષુકોમાં એક ચાણાક્ષ ભિક્ષુકે તો રંગનાથનો બરાબર પીછો લીધો. એક દિવસે તેણે રંગનાથના ઘરમાં કામ કરતી ડોશીને પૂછયું:—"માજી! ઉદાર દાનેશ્વરી કર્ણ જેવા તમારા શેઠ જણાય છે!" ડોશીને રંગનાથ માટે ઘણું અભિમાન હતું. તેણે ભોળપણથીજ ઉત્તર આપ્યો:—"માત્ર તિજોરીમાં તો શું પરંતુ કોટના અસ્તરમાં સુદ્ધાં નોટો ભરેલી છે!"

ભિક્ષુકે આશીર્વાદ આપીને કહ્યું:—"એમ કે? ત્યારે તો એમની અનેક પેઢીઓને હાથે આવોજ દાનધર્મ થવાનો સંભવ છે!"

ડોશીએ દુઃખિત અંતઃકરણે કહ્યું:—"પણ આ જગતમાં સર્વત્ર

વિરુદ્ધતાજ જોવામાં આવે છે. જ્યાં ચણા હોય છે ત્યાં દાંત હોતા નથી, અને દાંત હોય છે, ત્યાં ચણા હોતા નથી. એક છોકરી છે. તેનું પણ બિચારીનું આ પિતા સિવાય અન્ય કોઇ આત્મીય હોય એમ લાગતું નથી."

"તેઓ ક્યાંના રહેવાસી છે?" ભિક્ષુકે જીજ્ઞાસાથી પ્રશ્ન કર્યો.

"તે હું જાણતી નથી; પરંતુ બ્હેન આજ સુધી ગોવિંદપુરમાં હતાં એટલુંજ હું જાણું છું."

વિશેષ સમાચાર સાંભળવાની ભિક્ષુકને આવશ્યકતા નહોતી. રંગનાથે 'ગોવિંદપ્રસાદ' નામ ધારણ કર્યું હતું.

પોતાના નામ પાછળ કેટલો બડબડાટ અને ખટપટ ચાલે છે એ પ્રકાર જો રંગનાથના જાણવામાં આવ્યો હોત તો તે સાવધાન થયો હોત, તથા તેથી તેનાપર સંકટ પણ ન આવ્યું હોત.

એક દિવસે દેવદર્શન કરીને ઘેર પાછા આવતાં રંગનાથે પૂર્વ-પરિચિત એક ભિક્ષુકને પોતાના મકાન પાસે બેસી રહેલો જોયો. તેની વૃદ્ધાવસ્થાની દયાજનક સ્થિતિમાટે રંગનાથના અંતરમાં અનુકંપા ઉપજેલી હોવાથી તે તેને હમ્મેશાં બેઆની આપતો હતો. આજે રંગનાથે તેની પાસે જઈ તેને બેઆની આપવા માંડી તો ભિક્ષુકે પોતાનો હાથ લંબાવી બેઆની નહિ લેતાં એક વખત ઉંચુ જોઈ રંગનાથના મ્હોં તરફ તીવ્ર અને ભેદક દૃષ્ટિ કરી, અને ત્યાર પછી તરતજ પાછું તેણે નીચું જોયું. ભિક્ષુકની તીવ્ર અને ભેદક દૃષ્ટિ જોવામાં આવતાંજ રંગનાથના શરીરને જાણે કે વિજળીની બૅટરીનો સ્પર્શ થયો હોય એવી રીતે તે ચમકી ઉઠયો. તીક્ષ્ણકટારની ધાર માફક એ દૃષ્ટિએ તેનું હૃદય ચીરી નાખ્યું. તે દૃષ્ટિ હરનિશના ભિક્ષુકની નહિ હોઈ પૂર્વેની એક ભીષણ સ્મૃતિની હતી. અંધકારમાં અડચણવાળા સ્થાને કોઇ કૂર પ્રાણીએ પોતાનો માર્ગ રોક્યો હોય અને નિરાધાર મનુષ્યની જેવી સ્થિતિ થાય તેવી સ્થિતિ રંગનાથની થઈ. તેનું સર્વાંગ ભાવી ભયની ભાવનાથી ધ્રૂજી ઉઠયું. તે ત્યાં ઉભો રહી શકતો નહોતો તેમજ ત્યાંથી સત્વર મકાનમાં પણ જઈ શકતો નહોતો! અદ્યાપિ તેની દૃષ્ટિ નીચું જોઇને બેસી રહેલા ભિક્ષુક તરફ હતી. આ સમયે રંગનાથના ભાગ્યદેવતાએજ તેને સહાયતા કરી. તે કાંઈ પણ બોલ્યા સિવાય આ વિચિત્ર ભિક્ષુકના હાથમાં બેઆની નાખી સત્વર મકાનમાં ચાલ્યો ગયો. તેનું મન અસ્થિર બની ગયું.

તે વિચારવા લાગ્યોઃ—"શું હું ભૂલતો તો નથી ને? તે હમ્મેશાં બેસે છે એ ભિક્ષુક તો નહિ હોય? મ્હારો સંશય તેને ક્યાંથી આવી શકે? મ્હને ભ્રમજ થયો છે એમાં કાંઇ શક નથી." આવી રીતે તે જો કે પોતાના મનનું સમાધાન કરતો હતો પણ વચ્ચે વચ્ચે તેના અંતરાત્મા તરફથી એવા પ્રશ્નો થતા હતા કેઃ—"જો એ ભિક્ષુકજ હોય તો તે મ્હારા તરફ તીક્ષ્ણ દૃષ્ટિથી શામાટે જુએ? એ બીજો કોઈ નહિ પરંતુ હું ધારું છું તેજ નિષ્ઠુર પુરુષ છે."

બીજે દિવસે રાત્રે રંગનાથ શાન્તિલતાને જ્યારે અભ્યાસ કરાવતો હતો ત્યારે દાદર ઉપર તેણે કોઈનાં પગલાંનો અવાજ સાંભળ્યો. ઉપરનો આખો માળ તેણે ભાડે રાખેલો હોવાથી તેમજ દાદર ઉપર કોઈ ચઢતું હોય એવો ભાસ થયાથી તેને ઘણું આશ્ચર્ય લાગ્યું. તેણે તરતજ બાળિકાને પોતાના ખોળામાં સૂવાડી તેને તદ્દન શાન્ત થઇ જવાની સૂચના કરી. પછીથી તેણે દીપકનો પ્રકાશ પણ ઘણો ઓછો કરી નાંખ્યો; તે એટલે સુધી કે, તારાઓના પ્રકાશમાં પૃથિવી ઉપર જેટલો પ્રકાશ જણાય તેનાથી પણ ઓછો પ્રકાશ પોતાના સ્થાનમાં દેખાય. પછીથી તે હમ્મેશાંના નિયમાનુસાર દ્વાર તરફ પીઠ કરીને શાન્તિલતાના બરડાને પંપાળતો બેઠો. દાદર ઉપર થતો પગલાંનો અવાજ એકાએક બંધ પડી ગયો. રંગનાથે જાણે કે પોતાના શ્વાસને પણ અટકાવી રાખ્યો હતો. કેટલાક સમય સુધી શાન્ત બેસી રહ્યા પછી તેણે પાછા ફરીને જોયું તો દ્વારની ફાટમાંથી બ્હાર કોઇ દીપક લઇને ફરતું હોય એવો તેને ભાસ થયો. ઘણા સમય પછી બ્હારથી આવતો પ્રકાશ અદૃશ્ય થઇ ગયો; પરંતુ જે માણસ આવી ગયું તેનાં જતી વખતનાં પગલાં સંભળાયાં નહિ.

બીજે દિવસે સ્હવારે કામ કરનારી ડોશીએ આવીને કહ્યું:—"કાલે પાડોસમાં એક નવું ભાડુત આવ્યું હોય એમ જણાય છે."

રંગનાથે ઉત્સુક્તાથી પૂછ્યું:—"આપણા માળાના ઉપરના ભાગમાં જગ્યાજ ક્યાં છે?"

"આપણી ચાલીની સાથે જોડાયલી આ બીજી ચાલી છે, તેમના ઉપરના માળમાં આવીને રહ્યું હોય એમ લાગે છે."

"એ કોણ છે?" રંગનાથે પૂછ્યું.

"કોણ છે એ હું કેવી રીતે જાણી શકું? હમણાં એ માણસ બ્હાર છજામાં ઉભો હતો; તેથી મ્હેં અહિં આવતાં તેને જોયો. એક

આણુસે મ્હને એમ કહ્યું કે, તે આઠ દશ દિવસને માટે મુંબાઈ જો-વાને આવ્યો છે."

ડોશીના વિચાર પ્રમાણે આ પ્રકારમાં કાંઇ નવીનતા નહોતી; પરંતુ આ પ્રકાર સંબંધી રંગનાથના અંતરમાં અનેક વિચારો ઉપ-જ્યા. ક્યારે રાત્રિ પડે એનીજ તે ઉત્સુકતાથી રાહ જોવા લાગ્યો. રાત્રે તેણે કોઈ પણ પ્રકારનો સંશય ન પડે એવી રીતે કામકાજ કરનારી ડોશીને રજા આપી. પછીથી સર્વત્ર શાન્તિનો વિસ્તાર થ-તાંજ રંગનાથ શાન્તિલતાની ઓરડીમાં આવ્યો. નિદ્રાધીન થયેલી શાન્તિલતાને તેણે હલાવી જાગ્રત કરી, તેના અધરોષ્ઠ પર પ્રેમથી ચુંબન કરીને મૃદુસ્વરે કહ્યું:—"બેટા! શાન્તિ! જાગ્રત થા. આપણા ભાગ્યમાં વનવાસ ભોગવવાનોજ નિર્માણ થયો છે. બ્હેન! જલદીથી આપણે આ ઘરનો ત્યાગ કરી ચાલ્યા જવાનું છે! ઉઠ, એક ક્ષણનો પણ વિલંબ ન કર."

શાન્તિલતાને સાથે લઈ રંગનાથ ઘરની બ્હાર નીકળી પડ્યો; છતાં તેને કોઇએ જોયો નહિ કે શું?

———:o:———

## પ્રકરણ ૨ જું.

—:o:—

## શયતાનના સપાટામાંથી બચાવ.

રંગનાથના ઉપર નિષ્ઠુર દૈવે અદ્યાપિ પોતાની સમશેર ધરી રાખી હતી; પરંતુ ફોજદાર હિરાલાલ ઉપર તેણે પૂર્ણ વરદહસ્ત મૂકી રાખ્યો હતો. રંગનાથના દુઃખની જ્યારે સીમા નહોતી ત્યારે હિરાલાલ ઐશ્વર્યનાં પગથીયાં ચઢયેજ જતો હતો. હરિપ્રસાદને ઓળખી કાઢવા-માટે હિરાલાલને દીવાનો ઠરાવવામાં આવ્યો હતો; પરંતુ અંતે હરિ-પ્રસાદનું રૂપાંતર રંગનાથમાં થયેલું જોવામાં આવતાંજ હિરાલાલની કુશાગ્રબુદ્ધિની અપાર પ્રશંસા થઇ. મુંબાઇ શહેરમાં અસંખ્ય બદમા-શોનો નિવાસ હોય છે. ત્યાં સોનેરી ટોળીના ઉસ્તાદ સભાસદો અનેક માણુસોના સર્વસ્વનો કેવી ચતુરાઇથી નાશ કરે છે એ પ્રકાર માત્ર પોલિસખાતું તો શું પરંતુ સમસ્ત હિંદુસ્તાન જાણે છે; આમ છતાં સોનેરીટોળીના ઉસ્તાદ શયતાનોને પોલિસખાતું પકડી શકતું નથી. જે કોઇ પકડાય છે તેને બદમાશજ ઠરાવવામાં આવે છે; જેથી ખરા બ-

દમાશો છુપાઈ રહે છે, અને પોલિસખાતાનો શ્રમ વ્યર્થ થાય છે. મુંબાઈના ઈન્સ્પેક્ટર જનરલે તથા મુંબાઇના ખુદ પોલિસ કમિશનરે હિરાલાલના બુદ્ધિચાતુર્યથી પ્રસન્ન થઈ, તે આવા સફેદ ઠગોને પકડવાના કાર્યમાં ફત્તેહમંદ થશે વિચારી હિરાલાલની મુંબાંઈના પોલિસખાતામાં સારા અધિકાર ઉપર નિમણુંક કરી હતી, તેમજ આજકાલ કરતાં લગભગ ૭ માસથી હિરાલાલે પોતાના કાર્યમાં યશ મેળવી ઉપરી અધિકારીઓને સંપૂર્ણ સંતોષ આપ્યો હતો.

રંગનાથના મૃત્યુનો રિપોર્ટ વર્ત્તમાનપત્રોમાં હિરાલાલે વાંચ્યો હતો, તથા એ સમયથી રંગનાથના નામને તે તદ્દન ભૂલી ગયો હતો. આ પ્રકાર બન્યા પછી કેટલાક સમયને અંતરે મુંબાઈના પોલિસખાતામાં નીચે પ્રમાણેની વિગતનો એક રિપોર્ટ આવી પહોંચ્યો:—

"ગોવિંદપુરમાં આવેલા 'શાન્તિ—સદન' અન્નપૂર્ણાગૃહના માલિક કેશવલાલના ઘરમાંથી શાન્તિલતા નામની છોકરીને કોઇ લઇ ગયું છે. છોકરીની માતાનું નામ સ્નેહલતા હોઈ તેણેજ પોતાની પુત્રી કેશવલાલને સ્વાધીન કરી હતી. એ સ્નેહલતા રાધનપુરમાં રહેતી હતી એમ જાણવામાં આવ્યું છે; પરંતુ હમણાં તેનો પત્તો લાગતો નથી. શાન્તિલતાને લઈ જનાર ઇસમ મુંબાઈ ગયો હોય એવો દાખલો મળી આવે છે; પરંતુ વિશ્વાસયોગ્ય પ્રમાણ પ્રાપ્ત થતું નથી. તો પણ આ કન્યાની તપાસ થવાની ખાસ જરૂર છે."

આ રિપોર્ટ ખાસ કરીને ગોવિંદપુર અને રાધનપુરમાં નોકરી કરી ચુકેલા હિરાલાલને માહિત થવા માટે મુંબાઇના પોલિસખાતા તરફ મોકલવામાં આવ્યો હતો. એ રિપોર્ટ વાંચવામાં આવતાંજ હિરાલાલની મુખમુદ્રા ઘણી ગંભીર બની ગઇ. સ્નેહલતાનું નામ તે અદ્યાપિ ભૂલી ગયો નહોતો. આ સ્નેહલતાને લીધેજ એક દિવસે તેને નીચ બદમાશ રંગનાથ પાસે ક્ષમાયાચના કરવી પડી હતી. આરામ ખુરસી ઉપર હાથ પછાડીને હિરાલાલે સ્વગત કહ્યું:—"એજ સ્નેહલતાને શાન્તિ નામની એક છોકરી હતી, તથા એ છોકરીને ગોવિંદપુરથી તેડી લાવવા માટે રંગનાથે મ્હારી પાસે ત્રણ દિવસની રજા માગી હતી. હવે એ શાન્તિને કયો માણસ લઇ ગયો? સ્નેહલતાનું મૃત્યું થયું છે રંગનાથ તો ઉષા નામની આગબોટ ઉપરથી સમુદ્રમાં પડીને મરી ગયો હતો. હવે અહિં પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, એ સમુદ્રમાં અકસ્માતથી પડીને મરી ગયો કે, સૌની આંખોમાં ધૂળ નાખી અદ્રસ્ય થઇ ગયો?

શાન્તિને લઈ જનાર માણુસ મ્હારી માન્યતા પ્રમાણે રંગનાથ હોવો જોઈએ!"

હિરાલાલ આળસને ઓળખતોજ નહોતો. સત્વર કપડાં પહેરી તે ખરા મધ્યાન્હકાળે ગોવિંદપુરમાં આવેલા કેશવલાલના શાન્તિસદન અન્નપૂર્ણાગૃહમાં જઈ પહોંચ્યો; પરંતુ ઉસ્તાદ કેશવલાલે તેને દાદ દીધી નહિ. તેણે હિરાલાલને એમજ કહ્યું કે "જે માણુસ શાન્તિને લેવા આવ્યો હતો તે કોઈ લક્ષ્મીસંપન્ન જમીનદાર જેવો જણાયાથી તેમજ તેણે શાન્તિના પૂર્વજીવનની કેટલીક વિશ્વાસપાત્ર માહિતી આપ્યાથી અમે શાન્તિને તેને સ્વાધીન કરી છૂટાં થયાં છીએ. માત્ર શાન્તિની સાથે અમારી ઘણી માયાપ્રીતિ થઇ ગયેલી હોવાથી તેની ગેરહાજરી બદલ અમને અપાર શોક થાય છે." પરંતુ આ ખુલાસાથી હિરાલાલ સંતુષ્ટ થયો નહિ. તેણે ગામમાં પણ તપાસ કરી. સઘળી તપાસને અંતે એક હૃષ્ટપુષ્ટ બળવાન્ માણુસ શાન્તિલતાને લઈ ગયો છે એ ઉપરાંત વિશેષ માહિતી તેને મળી નહિ. હિરાલાલે કેશવલાલની જબાની લીધી. છતાં એ જબાનીમાંથી પણ તેને કાંઇ વિશ્વાસયોગ્ય પ્રમાણ મળી આવ્યું નહિ. વળી કવચિત્ તેના અંતરમાં એવો વિચાર ઉપજતો હતો કે:-"સમુદ્રમાં ડૂબી ગયા પછી જીવ બચાવવાનું કામ અશક્ય છે. સરકારી સમાચાર ખોટા છે. હુંજ રંગનાથને માટે દીવાનો બન્યો છું!"

આમ છતાં પુનઃ મુંબાઈ આવીને હિરાલાલે સર્વત્ર રંગનાથની શોધ કરવા માંડી. એવામાં કેટલાક ભિક્ષુકોને એકજ ઠેકાણે બેસી રહેતા જોઈ તે વહેમાયો. તે છુપી રીતે ભિક્ષુકોના ઉપર નજર રાખવા લાગ્યો. એવામાં તેણે જે મકાન પાસે એ ભિક્ષુકોને એકત્ર થયેલા જોયા એ મકાનમાંથી રંગનાથને બ્હાર નીકળતો જોયો. બ્હાર નીકળી રંગનાથ એકઠા થયેલા ભિક્ષુકોને દાન આપવા લાગ્યો. એ પ્રકાર પણ ચતુર હિરાલાલથી છુપો રહ્યો નહિ. પછી તેણે પણ ભિક્ષુકનો વેષ લઇ રંગનાથની માહિતી મેળવવા માંડી. સિંહ જેવી રીતે પોતાના શિકારને માટે તલપીને બેસી રહે તેવી રીતે એક દિવસે હિરાલાલ ભિક્ષુકના વેષમાં રંગનાથની ચોક્કસ માહિતી મેળવવા, તેના મકાનના ઓટલાપર બેઠો. હિરાલાલ અને રંગનાથની દૃષ્ટિનું ક્ષણ પર્યન્તને માટે મિલન થયું. આટલાથી પણ કાંઇ હિરાલાલનું સમાધાન થયું નહિ; કેમકે રંગનાથે મુંબાઈમાં પોતાના પ્રથમના વેષને દેશવટો આપ્યો

હતો. જે પ્રસંગે હિરાલલાની દૃષ્ટિનું રંગનાથની દૃષ્ટિ સાથે મિલન થયું તે પ્રસંગે દાતા રંગનાથ કાંઇ પણ બોલશે, અને પોતે ભિક્ષુકના વેષમાં નીચી નજર રાખીને બેસી રહેશે તો તે પોતાને પિછાનશે નહિ. આ હેતુથી તેણે ક્ષણપર્યન્ત રંગનાથની દૃષ્ટિ સાથે પોતાની દૃષ્ટિ મેળવી નીચું જોયું હતું. જો તેણે રંગનાથનો અવાજ સાંભળ્યો હોત તો એજ પ્રસંગે તે તેને કેદ પકડત; કિન્તુ રંગનાથ પોતાના સદ્ભાગ્યે એ પ્રસંગે કાંઇ બોલ્યો નહિ.

બીજે દિવસે રાત્રે હિરાલાલ રંગનાથના મકાને આવ્યો, અને તેણે પૂરતી તપાસ કરવાનો પ્રયત્ન કર્યો; પરંતુ રંગનાથ ચેતી ગયો તેથી તેનો સઘળો પ્રયત્ન નિષ્ફળ નીવડયો એ પાડકબંધુઓ જાણે છેજ. છેવટે તેણે મહામુશિબતે પાસેની ચાલીનો ઉપરનો માળ ભાડે રાખ્યો, અને તેણે રંગનાથના ઉપર સખ્ત નજર રાખવા માંડી. આખા દિવસમાંજ રંગનાથ બ્હારજ નીકળ્યો નહિ; તેજ પ્રમાણે આખો દિવસ હિરાલાલ પણ હાલ્યો ચાલ્યો નહિ.

શાન્તિલતાને લઈ રંગનાથ પુનઃ પલાયન કરી ગયો છે એમ જાણવામાં આવતાંજ પોતાની સાથે ત્રણ સિપાહીઓને લઇ હિરાલાલ તેને પકડવાને નીકળી પડયો. પોતે શી ખટપટમાં છે એ વાત તેણે પોતાના સાથીદાર સિપાહીઓને પણ જણાવી નહોતી. આમ કરવાનું એક કારણ હતું અને તે યોગ્યજ હતું. જો રંગનાથને સહજ પણ સંશય આવશે તો તે મુંબાઈની સાત લાખની વસતિમાં અવશ્ય ગૂમ થઇ જશે. અને તેનો પત્તોજ નહિ લાગે એમ હિરાલાલ સારી રીતે જાણતો હતો. વળી એકદમ રંગનાથને કેદ પકડયાથી જે લોકો તેને મરી ગયેલોજ ધારે છે તેઓ આશ્ચર્યમાં પડી જશે અને તેથી પોતાની કીર્ત્તિ સર્વત્ર ફેલાશે એ હેતુ પણ હતો. હિરાલાલ સ્વભાવતઃ કાંઇ નવલકથાપ્રિય તેમજ સાહસિક હતો. “ઉષા નામની સ્ટીમરપરથી સમુદ્રમાં ડૂબી અદૃશ્ય થઈ ગયેલા બદમાશ કેદી રંગનાથનેકાલે મુંબાઇના પોલિસ ઇન્સ્પેકટર હિરાલાલે ઘણી બહાદુરીથી તેમજ ચાલાકાથી કેદ પકડયો છે. હિરાલાલ જેવા હોશિયાર અધિકારીની જેટલી પ્રશંસા કરવામાં આવે તેટલી થોડી છે” આવી હકીકત સઘળાં વર્ત્તમાનપત્રોમાં મ્હોટા અક્ષરે છપાશે. એ કરતાં બીજું વિશેષ તેને શું જોઇએ ?

હિરાલાલ પણ પાછળ જવા લાગ્યો. રંગનાથ આગળ જતો

હતો, અને હિરાલાલ તેની પાછળ જતો હતો. આકાશમાં ચંદ્રદેવ પૂર્ણ-તેજથી પ્રકાશી રહ્યા હતા. પૃથિવીદેવીએ પણ સફેદ સાડીથી પોતાના શરીરને શોભાવ્યું હતું. જે સમયની અમે આ નવલકથા લખીએ છીએ એ સમયે મુંબાઈમાં ગૅસના દીપકો નહોતા તેમજ ચાંદની રાત્રિએ ફાનસો સળગાવવાનો પણ નિયમ નહોતો, હમણાંની માફક મ્હોટાં ગગનચુંબિત મકાનો નહોતાં; તેથી રસ્તા ઉપર જાણે કે ચંદ્રપ્રકાશની સરિતાજ વહેતી હોય એવો ભાસ થતો હતો. રંગનાથ આટલો હોશિયાર હોવા છતાં, તથા પોતાની જાતને અંધકારમાં છુપાવતો હોવા છતાં પોતાની પાછળના પ્રકાશને દૂર કરવા અને સર્વત્ર અંધકારનો વિસ્તાર કરવાને તે અસમર્થ હતો. તેણે પાછા ફરીને ઘણે દૂર સુધી દૃષ્ટિ ફેંકી; પરંતુ કોઈ પણ માણસ તેના જોવામાં આવ્યું નહિ. અલ્પકાળમાંજ તે એક રસ્તા પાસે જઈને ઉભો રહ્યો. એ રસ્તાની આગળ કિંવા પાછળ કોઇ મનુષ્ય જણાતું નહોતું. રંગનાથે ચપટી વગાડીને શાન્તિલતાને ત્વરિતગતિથી ચાલવાની સૂચના કરી. બિચારી શાન્તિલતા ગભરાઇ જઇને તેની સાથે દોડયા કરતી હતી. રંગનાથે એ માર્ગેથી અંધકારવાળી એક સાંકડી ગલીમાં પ્રવેશ કર્યો. એ ગલી ઘણી લાંબી અને દક્ષિણોત્તર હોવાથી તેમજ ત્યાં ઉંચા મકાનો આવેલાં હોવાથી અંધકાર હોય એ સર્વથા સંભવિત છે. અંધકારમાં છુપાતો છુપાતો રંગનાથ એ ગલીના મધ્યભાગમાં જઇ પહોંચ્યો તો એ ગલીના આગળના નાકા ઉપર ચંદ્રના પ્રકાશમાં બે માણસોને ઉભા રહેલા તેણે જોયા. એ લોકો પોતાના સંબંધીજ વાટાઘાટ કરે છે એમ માલૂમ પડતાં રંગનાથે ગલીમાંથી પાછા ફરવાનો નિશ્ચય કર્યો તો ગલીની પાછલી બાજુના નાકા ઉપર પણ તેણે એક માણસને ઉભો રહેલો જોયો ! રંગનાથનો બન્ને બાજુનો માર્ગ બંધ થઈ ગયો હતો. એક ક્ષણને માટે તે કંપી ઉઠ્યો. આમ છતાં તે અસ્થિર બની ગયો નહિ. તેના મ્હોં ઉપર ભયની કિંવા નિરાશાની છાયા છવાઈ નહિ. ઉલટી તેનામાં એક પ્રકારની સ્ફુર્તિ આવી. રંગનાથ સાહસિક તેમજ નિર્ભય પુરુષ હતો. જેમ જેમ તેનાપર કઠિન પ્રસંગો આવતા હતા તેમ તેમ તેનું સાહસ અને ધૈર્ય સહસ્રધા વૃદ્ધિંગત થતું હતું. આ પ્રસંગે પણ તેમજ થયું. જેણે કેદખાનું ફોડયું, બેડીઓ તોડી નાંખી, એટલુંજ નહિ પરંતુ અલ્પકાળ પૂર્વે જેણે હજારો માણસોની આંખોમાં ધૂળ નાખીને ઉષા નામક સ્ટીમરમાંથી પણ પોતાની મુક્તિ કરી લીધી તે

આવી સ્વતંત્ર સ્થિતિમાં તેમજ અંધકારનું સાધન મળી આવેલું હોવા છતાં પોલિસની આંખોમાં ધૂળ ન નાખી શકે એ તદ્દન અસંભવિત છે. જો શાન્તિલતારૂપી સ્નેહના બંધનથી એ બંધાયલો ન હોત તો આટલા સમયમાં તો તે ક્યાંય ગૂમ થઇ ગયો હોત! પરંતુ શાન્તિલતાને સાથે રાખી એવું સાહસ કરી શકાય તેમ નહોતું. શાન્તિલતાને તેણે પોતાની ખાંધ ઉપર ઉંચકી લીધી, અને પછીથી તે બન્ને બાજુનાં મકાનોનું સૂક્ષ્મ નિરીક્ષણ કરતો ચાલવા લાગ્યો. એવામાં પૂર્વ દિશા તરફ તેણે એક ઘણું ન્હાનું પણ ઉંચું મકાન જોયું. એ મકાનનો પહેલો માળ કાંઇ બહુ ઉંચો નહોતો. રંગનાથે ધીમેથી તેમજ સાવધાનતાથી શાન્તિલતાને એ મકાનના ઓટલા ઉપર ઉભી રાખી. શાન્તિલતાએ ગભરાઇ જઇને કહ્યું:—“બાપા! મ્હને બ્હીક લાગે છે. કોણ આવે છે?”

“ચૂપ—તદ્દન ચૂપ થઈ જા! કાળિકા આવી છે!” જો કે બાળિકા શાન્તિને આવી રીતે ધમકાવતાં રંગનાથનો જીવ ચાલતો નહોતો; પરંતુ આ સમય ઘણો કટાકટીનો હતો. આ સમયની તેની બહાદુરી ઉપર શાન્તિના ભાવી જીવનના સુખ દુઃખનો આધાર હતો. તેણે શાન્તિના મ્હોંપર હાથ ફેરવીને કહ્યું:—“બેટા! હમણાં એક પણ શબ્દ ઉચ્ચારીશ નહિ. હું જેમ કહું તેમ કર્યા કર. રડીશ પણ નહિ. જો તું રડીશ તો પાછી કાળિકા આવી તને લઇ જશે, સમજી?!”

યવનોને સંતાજીનો જેટલો ભય નહિ લાગતો હોય, દિલ્લીના લોકોને નાદિરશાહનો જેટલો ભય નહિ લાગતો હોય, કૃષ્ણને યશોદાની જેટલી ધાસ્તી નહિ લાગતી હોય એથી પણ સવિશેષ ભય શાન્તિને કાળિકાનું નામ સાંભળવામાં આવતાં ઉપજ્યો; તે જ્યાં ઉભી હતી ત્યાંજ મીણની માફક ચોંટી રહી. અને પાષાણપ્રતિમાની માફક શબ્દશૂન્ય બની ગઇ.

રંગનાથ કામે લાગ્યો. ટ્રેનનો સમય સાધવાને માટે મનુષ્ય મનને અસ્થિર નહિ થવા દેતાં—શાન્તિથી જેવી રીતે તૈયારી થાય છે તેવીજ રીતે સ્વસ્થ ચિત્તે, પણ ઘણીજ ત્વરાથી તે પોતાના કાર્યમાં પ્રવૃત્ત થયો. કોઈ પણ કાર્યમાં વિલંબ કરવાનું રંગનાથ સમજતો નહોતો. બારી ઉપરના પડદાની બન્ને જાડી દોરીઓ તેણે કાપી નાખી, અને બન્નેને ગાંઠ બાંધી તેની એક દોરી બનાવી. પછીથી એ દોરીને તેણે શાન્તિની કમર ઉપર બાંધી દઈ તે પહેલા માળની બારીમાં કૂદી પડ્યો.

ઉપર જતાંજ તેણે ઘણા ધીમા સ્વરે કહ્યું:—“ બ્હેન ! સાવધાનતાથી ઉભી રહે. ”

બાળિકા યંત્રની માફક ઉભી રહી.

“ ગભરાઇશ નહિ—બૂમ પાડીશ નહિ. ” એવી ઇશારત કરીને રંગનાથે દોરી ખેંચી શાન્તિને ઉપર ખેંચી લીધી. ક્ષણ માત્રમાં શાન્તિ રંગનાથ પાસે જઇને ઉભી રહી. રંગનાથે તેની કમરપરની દોરી છોડી નાખ્યા સિવાય તેને પોતાની ખાંધ ઉપર ઉંચકી લીધી; પછીથી મકાનના પાછળના ભાગમાં તે ગયો. મકાનના પાછળના ભાગમાં એક મ્હોટું વડનુ ઝાડ આવેલું હતું. તેની મ્હોટી મ્હોટી ડાળીઓ વચ્ચેની ન્હાની ગલી ઓળંગીને સ્હામે મકાનના ચોથા માળ સુધી જઇ પહોંચી હતી. અલ્પકાળમાંજ ચંદ્રપ્રકાશમાં એ વડના વૃક્ષનું સૂક્ષ્મ નિરીક્ષણ કરી તેણે બાળિકા શાન્તિને ખાંધપરથી નીચે ઉતારી. પછીથી વડના ઝાડની એક પ્રચંડ શાખા ઉપર રંગનાથે કૂદકો મારી ચઢી જઇ, શાન્તિને પણ ઉપર ખેંચી લીધી. તે શાખામાર્ગનું આક્રમણ કરતો હતો એવામાં તેના કાને એવા શબ્દો સાંભળવામાં આવ્યા કે, “ આ ગલીમાંજ એ બદમાશ છુપાઇ ગયો છે. સઘળા રસ્તાઓનાં નાકાં બંધ કર્યા છે. એ બદમાશ આટલામાંજ હોવો જોઇએ. ” આવી હિરાલાલની સિંહગર્જના રંગનાથ સ્પષ્ટતાથી સાંભળી શક્યો. હિરાલાલે અને તેના સાથીદાર સિપાહીઓએ એ ગલીની પ્રત્યેક ચાલી તપાસી જોઇ. ગલીની પાછળ આવેલા એક ન્હાના બાગમાં પણ તપાસ કરી; કિન્તુ વૃક્ષ ઉપર ચઢી ગયેલા રંગનાથનો પત્તો કેવી રીતે લાગે ? એક ન્હાની બાળિકાનો ભાર ઉપાડી તે વૃક્ષમાં છુપાઇ જશે એવી હિરાલાલને કલ્પના સુદ્ધાં નહોતી. નિરુપાયે હિરાલાલ ત્યાંજ ઉભો રહીને નિરાશાથી વિચારો કરવા લાગ્યો. આ સમયે રંગનાથ શાન્તિને સાથે લઇ સ્હામી બાજુએ આવેલા એક મકાનના છાપરા ઉપર ઉતર્યો. પોલિસના ગરબડાટથી એ ગલીના મકાનોમાં રહેતાં માણસો જાગી ઉઠયાં હતાં. બે ત્રણ મકાનોનાં છાપરાં ઓળંગીને અંતે જે બાગમાં સિપાહીઓ તેની તપાસ કરી ગયા હતા તેજ બાગમાં એ ઉતર્યો. એ બાગમાં વિહાર કરવાના અનેક ન્હાના મ્હોટા લતાકુંજ હતા. એવા એક કુંજમાં રંગનાથે શાન્તિસહ પ્રવેશ કર્યો.

નિર્ભયતા પ્રાપ્ત થઇ છે એવી ખાત્રી કર્યા પછી તેણે બાળિકા શાન્તિની કમરપરની દોરી છોડી નાખી. ભયભીત બનેલી બાળિકાનો ભય દૂર કરવાને હવે કશી હરકત નથી એવી ખાત્રી કરીને

તેણે શાન્તિને ચુંબન કર્યું. પછીથી તેણે કહ્યું:—"બેટા! શાન્તિ! હવે ગભરાઇશ નહિ; હોંકે!"

અંધકારમાંજ રંગનાથે શાન્તિના મ્હોં ઉપર હાથ ફેરવ્યો, તો શાન્તિના મુખ ઉપર ઘણો પસીનો આવેલો તેને માલુમ પડયો. રંગનાથે પોતાના ઉત્તરીય વસ્ત્રથી શાન્તિના મુખ ઉપરનો પસીનો સાફ કરતાં કરતાં અત્યંત વ્યાકુળતાથી કહ્યું:—"બ્હેન! તું ઘણા કોમળ કાળજાની છે! કાળિકાની તને આટલી બધી બ્હીક લાગી છે? તું તો ગાંડી છે! બ્હેન! સાવધ થા!"

આમ છતાં શાન્તિએ એક પણ શબ્દનો ઉચ્ચાર કર્યો નહિ. તેનું શરીર પણ બિલકુલ હાલ્યું ચાલ્યું નહિ. પ્રેમના આવેશથી રંગનાથ તેના શરીરપર પોતાનો હાથ ફેરવતો હતો. શાન્તિલતા નિદ્રાધીન થઈ ગઇ છે એવો તેને ભાસ થયો; પરંતુ આવા ભયજનક પ્રસંગે એને નિદ્રા આવે એ શું સંભવિત છે? રંગનાથના અંતરમાં પણ એક પ્રકારની દુઃખજનક આશંકા ઉપજી. પ્રેમમયી માતાની માફક તેણે શાન્તિને પોતાના હૃદય સરસી ચાંપીને કહ્યું:—"બ્હેન! તું આજે મ્હારાથી આમ રીસાઈ કેમ છે? તું કેમ કાંઇ બોલતી નથી?" આમ કહીને રંગનાથે તેને હલાવી; કિન્તુ તે કાંઈ બોલી નહિ. રંગનાથ વિશેષ ગભરાઈ ગયો. તેણે વિચાર્યું:—"શાન્તિનો આત્મા ક્રૂર કાળિકાના ભયથી આલોકમાંથી અદ્રશ્ય તો નહિ થઈ ગયો હોય? જો એમ ન હોય તો તે આવી રીતે તદ્દન સ્થિર અને શાન્ત ક્યાંથી બની જાય? એ બેશુદ્ધ તો નહિ બની ગઈ હોય?" આવો વિચારો આવતાંજ રંગનાથ તેને ઉંચકીને લતાકુંજની બ્હાર લઈ ગયો તો તેની ભીષણ કલ્પના ખરી ઠરી. બાળિકાના દાંત એકઠા થઈ ગયેલા હોઈ તે પ્રગાઢ મુર્છામાં હતી.

રંગનાથની સમસ્ત શક્તિ અદ્રશ્ય થઈ ગઈ. તેનું હૃદય જોરથી ધબકવા લાગ્યું. તેના ધૈર્યનો નાશ થયો. તેની અંતરરૂપી રંગભૂમિ ઉપર વિલક્ષણ ભીષણ દેખાવો તે જોવા લાગ્યો. કેટલીક વખતે એવા ચમત્કારિક પ્રસંગો આવે છે કે, તેથી બીભત્સ, ભયજનક તેમજ અપાર દુઃખજનક કલ્પનાઓનો જ્વાળામુખી સળગી ઉઠે છે, તથા એ પ્રચંડ જ્વાળામુખીમાં અંતઃકરણ, મન અને બુદ્ધિ બળીને ખાકસાર થઇ જાય છે. એ સમયે પોતાના જેવું સંકટ દુશ્મનપર પણ ન આવે એવો વિચાર પણ ઉપજે છે. જેને માટે કેદખાનામાંથી મુક્તિ

મેળવી, જેને માટે વૃદ્ધાવસ્થામાં પણ ઉંચા સ્ટીમર ઉપરથી અદ્રશ્ય થઇ જવાનું સાહસ કર્યું, જેને માટે અજ્ઞાતવાસમાં પોતાના અવશિષ્ટ દિવસો વ્યતીત કરવા પડે છે તે શાન્તિલતા આજે પોતાનો ત્યાગ કરી જાય છે કે શું ? આવા વિચારો આવતાંજ રંગનાથ સ્વગત કહેવા લાગ્યોઃ—"શાન્તિ ! બેટા ! ત્હારા સિવાય આ અસાર સંસારમાં કોણ મ્હારું આત્મીય છે ? આજ સુધી મ્હેં ત્હારે માટેજ આ દેહ ધારણ કર્યો છે ! ત્હારા ગયા પછી આ દેહની કેવી શોચનીય સ્થિતિ થશે ?! અરેરે ! આ દેહને વિશ્વના વજનની બેડીઓ ઘાલીને દબાવી રાખવામાં આવે તોપણ તે એ બેડીઓ ત્હારી આકર્ષણશક્તિના જોરથી તોડી નાખીને સ્વતંત્ર થાય તેમ છે; પરંતુ ત્હારી પાછળ આ દેહનું શું થશે ? ત્હારા સિવાય સ્વર્ગમાં પણ મ્હને નરકનો આભાસ થાય તેમ છે. અરેરે ! હે નિષ્ઠુર નારાયણ ! ત્હેં શું કરવા ધાર્યું છે ?!"

આ સમયે કોઇએ શ્વાસ લીધો હોય એવો રંગનાથને ભાસ થયો. શું શાન્તિએ તો શ્વાસ નહિ લીધો હોય ? શું અદ્યાપિ શાન્તિ જીવિતાવસ્થામાં છે ? રંગનાથના જીવનનો આધાર અદ્યાપિ જીવિત છે ? રંગનાથે તપાસ કરી તો શાન્તિ ઘણા કાળના અંતરે શ્વાસ લેતી તેના જોવામાં આવી. ક્ષણ પૂર્વે જે મન ભીષણ તેમજ દુઃખજનક આશંકાથી આકુળ વ્યાકુળ બની ગયું હતું તેજ મન હવે અપાર આનંદિત થયું. કોમળ મનના પ્રેમમય રંગનાથે અલ્પકાળ પૂર્વે પોતાના મનમાં અભદ્ર વિચારો આવેલા હોવાથી પોતાના મનને ઠપકો આપ્યો. પછી શાન્તિને તેણે પુનઃ હૃદય સાથે ચાંપીને કહ્યું:—"બેટા ! ત્હારી આંખો હજી પણ ત્હારે ઉઘાડવી નથી કે ? બ્હેન ! આંખો ઉઘાડ. દયા લાવી એક વખત સ્મિતમુખે મ્હારા તરફ જો. બ્હેન ! તું હવે બ્હીશ નહિ—તું નિર્ભય છે. પણ મ્હારી—"

નિર્ભય શબ્દ રંગનાથના મુખમાંથી બ્હાર નીકળ્યો કે તરતજ એટલામાંથી કોઇનાં પગલાંનો અવાજ તેના સાંભળવામાં આવ્યો. રંગનાથ ચમક્યો. તેના કાન જો કે જે દિશા તરફથી પગલાંનો અવાજ આવતો હતો તે દિશા તરફ હતા તોપણ તેની દૃષ્ટિ શાન્તિના વદનમંડળ ઉપર હતી. એ દૃષ્ટિએ તેને શું કહ્યું ? કોઇએ જાણે કે તેના ઉપર ભયનો અને નિરાશાનો ઉચ્ચ પર્વતજ હડસેલી મૂક્યો હોય એમ તેને લાગ્યું. શાન્તિલતા અદ્યાપિ બેશુદ્ધાવસ્થામાંજ હતી. તેનો શ્વાસ ધીમો થઇ જતો હતો. રંગનાથ પોતાની સ્થિતિને છેક ભૂલી ગયો.

તેણે વિચાર્યું:—"મ્હારા જીવનું ગમે તેમ થાય તો પણ મ્હારે શાન્તિનો જીવ બચાવવોજ જોઇએ. જો અલ્પકાળમાંજ તેના ઉપચારની વ્યવસ્થા નહિં થાય તો હુંજ તેના મૃત્યુનું કારણ થઇશ, અને મ્હારા શિરપર બાળહત્યાનું પાપ લાગશે. મ્હારો જીવ બચાવવાના સ્વાર્થથી હું બિચારી શાન્તિને મારી નાખું છું!"

સત્ય પ્રેમને સ્વાર્થની માહિતી હોતી નથી. ઉલટું ખરો પ્રેમ નિરંતર આત્મયજ્ઞ કરીને પોતાની પ્રિય વસ્તુની પ્રત્યેક ઇચ્છા પૂર્ણ કરવાને તત્પર રહે છે. રંગનાથનો શાન્તિ ઉપર અપાર પ્રેમ હતો. એ પ્રેમનું પરિમાણ નહોતું. શાન્તિ ઉપરનો પ્રેમ એજ રંગનાથના શરીરમાં નિવાસ કરતું ચૈતન્ય હતું. એ ચૈતન્ય ગૂમ થયા પછી જડ દેહનો તેને શો ઉપયોગ હતો? રંગનાથને શાન્તિ સિવાય બીજું કાંઇ સુઝતું નહિ. જે કોઇ મળે તેની પાસે તે બાળિકા શાન્તિના પ્રાણુની યાચના કરવાને માટે નીકળ્યો. જો પોલિસ મળે તો ભલે તે પોતાને પકડે; પરંતુ તે પોતાની શાન્તિને જીવનદાન દે એવું તેને લાગ્યું.

રંગનાથ લતાકુંજમાંથી બ્હાર નીકળ્યો. થોડે દૂર એક માણસને જોઈ તેણે કહ્યું:—"ભાઈ! સો—બસો યા તો પાંચસો રૂપિયા લ્યો; પરંતુ મ્હને એક રાત્રિને માટેજ આશ્રય આપો! દયાભાવે મ્હારી જીવનલતા શાન્તિને બચાવો."

આ સમયે ચંદ્રનો પૂર્ણ પ્રકાશ રંગનાથની ભયભીત મુખમુદ્રા ઉપર પડયો હતો. એ પ્રકાશમાં રંગનાથના મુખનું સંપૂર્ણ અવલોકન કરીને, એ માણસે અતિ આશ્ચર્ય પામી પૂછ્યું:—"કોણ, શેઠ સાહેબ કે? રા. બા. હરિપ્રસાદ પંડયા કે?"

હરિપ્રસાદના સ્વરૂપમાં પોતાને કોઇ પણ માણસ ઓળખશે એવી રંગનાથને કલ્પના સુદ્ધાં આવી નહોતી. રંગનાથ એ માણસ તરફ ટગર ટગર જોઇ રહ્યો; પરંતુ એ માણસ વિશાળ વૃક્ષોની છાયા નીચે ઉભો રહેલો હોવાથી રંગનાથ તેને એકદમ ઓળખી શક્યો નહિ. એ માણસે ગદ્‌ગદ કંઠે કહ્યું:—"તમે અહિં ક્યાંથી આવ્યા? સ્વર્ગમાંથી તો અહિં ઉતર્યા નથી ને? તમારી સ્થિતિમાં આવું અસાધારણ રૂપાંતર કેમ થઈ ગયું છે? અંગ ઉપરનાં વસ્ત્રો આવાં વિચિત્ર કેમ છે? આવા મધ્યરાત્રિના સમયે તમને આ બગીચામાં જોઇ હું ઘણો આશ્ચર્યચકિત થઈ ગયો છું!"

રંગનાથને ધીરજ આવી. તેણે પૂછ્યું:—"તમે કોણ છો? આ બાગ કોનો છે?"

"શું તમે મ્હને પિછાનતા નથી ? તમે મ્હને જીવનપર્યન્તને માટે ઋણી કર્યો છે છતાં મ્હને ઓળખી શકતા નથી એ આશ્ચર્યજનક વાત છે !"

"ના—ના—હું સત્યજ કહું છું કે, હું તમને ઓળખી શક્યો નથી. વારું, તમે મ્હને કેવી રીતે ઓળખ્યો ?"

"તમારી ઓળખાણનું વિસ્મરણ કરીને હું કૃતઘ્ન થાઉં કે ? આપેજ ગાડાના પૈડા નીચેથી મ્હારું જીવન બચાવ્યું હતું. આપના જેવા પ્રાણદાતાને ભૂલી જઉં એવો હું કૃતઘ્ન નથી !"

આવેશમાં એ મનુષ્ય છાયા નીચેથી આગળ આવ્યો એટલે તેના મુખ ઉપર પણ ચંદ્રપ્રકાશ પડ્યો. એ પ્રકાશની સહાયતાથી તેમજ એ માણસે આપેલી ઓળખાણ ઉપરથી, પોતે જે માણસને ગાડાના પૈડા નીચે ચગદાઇ મરતાં જોયો હતો તેજ એ છે એવી રંગનાથની ખાત્રી થઇ. આવા દુઃખમાં પણ રંગનાથના અંતરમાં થોડું સ્વાભિમાન ઉપજ્યું. ફળની અપેક્ષા નહિ રાખતાં કરવામાં આવેલા સત્કાર્યનું ફળ પોતાના સંકટ સમયે આપોઆપ પ્રાપ્ત થયેલું જોઇને આવા સંકટ પ્રસંગે પણ ઇશ્વરની લીલાનું રંગનાથને કૌતુક લાગ્યું. તેણે ગદ્‌ગદ કંઠે કહ્યું:—"હમણાં શું તું અહિં રહે છે ?"

"હા, હમણાં હું અહિંજ નોકરી કરું છું. ચાર પાંચ દિવસ ઉપર હું શેઠના કાર્યાર્થે બ્હારગામ ગયો ત્યાંથી આજેજ અત્રે આવ્યો છું. હું અહિં માળીનું કામ કરું છું."

રંગનાથે તેના તરફ ટગર ટગર જોઇ રહીને કહ્યું:—"મ્હેં તને એક વખત જીવનદાન દીધું છે, કેમ ?"

"હા—અને આપનો એ મહાન્ ઉપકાર, મ્હારી ચામડીના જોડા સીવડાવીને તમારા પગમાં ઘાલું તો પણ ફિટે તેમ નથી."

"ઠીક છે, તે દિવસે જેવી રીતે મ્હેં તને જીવનદાન દીધું છે તેવી રીતે ત્હારે પણ આજે મ્હને જીવનદાન દેવું જોઇએ."

"પ્રભુ ! મ્હારા દેહ—આત્મા અને મન ઉપર આપની સંપૂર્ણ સત્તા છે. આપનો અંશતઃ ઉપકાર પણ મ્હારે ફેડવોજ જોઇએ. આપ કહો તે કાર્ય કરવાને હું તૈયાર છું."

"ઠીક, ત્હારું મકાન આટલામાંજ છે કે ?"

"હા, આ બાગમાંજ શેઠે મ્હને એક ન્હાનું મકાન રહેવા માટે સોંપેલું છે."

"જો, મ્હારા સંબંધી તું કોઈની સમક્ષ એક પણ અક્ષર ઉચ્ચારીશ નહિ, તેમજ મ્હને પણ કાંઈ પૂછપરછ કરીશ નહિ!"

"તમારી આજ્ઞા મ્હને શિરસાવંદ્ય છે."

"ત્યારે ઉભો રહે–હું મ્હારી શાન્તિલતાને લઈ આવું!"

"કોઇ સ્ત્રી હોય એમ લાગે છે." આમ કહીને એ માણસ ત્યાં ઉભો રહ્યો. રંગનાથ લતાકુંજમાં જઈ બેશુદ્ધાવસ્થામાં પડી રહેલી શાન્તિલતાને ઉંચકી લાવ્યો. ત્યાર પશ્ચાત્ માળી, રંગનાથને પોતાના મકાનમાં લઇ ગયો, અને તેણે એક શય્યા તૈયાર કરી. રંગનાથે શાન્તિલતાને એ શય્યામાં સૂવાડી તેની શુશ્રુષા કરવા માંડી. બાળિકાના શરીરપર તેણે સુંઠ ચોળવા માંડી. ઘણા સમય સુધી શુશ્રુષા કરવામાં આવતાં શાન્તિલતાનું શરીર સહજ હાલવા લાગ્યું. શાન્તિલતા જીવતી છે એવી ખાત્રી થતાંજ રંગનાથના હાથમાં જાણે કે સ્વર્ગ આવ્યું. પ્રેમ પૂર્વક શાન્તિલતાના મ્હોં તરફ જોઇને તેણે કહ્યું:–"ભાઈ! આ મ્હારું હૃદય તેમજ મ્હારો આત્મા છે. આજ મ્હારું આ જગત્નું જીવન સર્વસ્વ છે. આ મ્હારી થાપણ હું તને આઠ દિવસને માટે સોંપી જઉં છું. સૂર્યોદય થતાંજ અહિં ડૉકટર આવશે. તેઓ એની પ્રકૃતિ તપાસી ઔષધ આપી જશે. જો કોઇ પૂછે તો એ ત્હારી ભાણેજ છે એમજ તું કહેજે. મ્હારે ને એને સહજ પણ સંબંધ છે એમ તું કોઇને ત્હારો જીવ જાય તોપણ કહીશ નહિ. એના ખરચ માટે મ્હારી પાસે જે ચાળીસ પચાસ રૂપિયા છે તે હું તને આપતો જઉં છું. આટલું મ્હારું કામ તું કરીશને?"

કૃતજ્ઞ અને ભોળા સ્વભાવના એ માણસે રંગનાથનું કહેવું કબૂલ કર્યું. પછીથી રંગનાથે તેને પચાસ રૂપિયા આપ્યા, તથા હમણાંજ થોડી શુદ્ધિમાં આવેલી શાન્તિલતાના કપાળપર ચુંબન કરી તે પોલિસની દૃષ્ટિમાં ધૂળ નાખી અદૃશ્ય થઈ ગયો. પોલિસખાતાએ તેમજ કીર્ત્તિ પ્રાપ્ત કરવાની અભિલાષા રાખનાર હિરાલાલે તેની ઘણી શોધ કરી; પરંતુ તેમને નિરાશ થવું પડયું. આઠમે દિવસે રાત્રે રંગનાથ સાવધાનતાથી પાછો આવ્યો. શાન્તિલતા હવે ઘણી શુદ્ધિમાં આવી હતી. તેનું શરીર સારું થઈ ગયું હતું. રંગનાથ શાન્તિલતાને સાથે લઇ પુનઃ ત્યાંથી ચાલ્યો ગયો.

———:૦:———

# પ્રકરણ ૩ જું.

## રામપ્રસાદની વ્યાકુળતા !

કાળીચૌદશની રાત્રિ વ્યતીત થઇ અને પ્રભાતકાળ થયો. ગઇ રાત્રે ખાનપાનની સ્વચ્છંદતાને પરિણામે અદ્યાપિ માળી કે, તેના કુટુંબનું કોઇપણ માણસ જાગ્રત થયું નહોતું.

ધીમે ધીમે સૂર્યભગવાન્ પૂર્વાકાશમાં ઉદિત થયા. પૃથિવીપરનો અંધકાર દૂર થવા લાગ્યો, અને તે સાથે સૂર્યપ્રકાશનો વિસ્તાર થવા લાગ્યો. સહવાર થતાં માળી તેમજ તેના કુટુંબનાં માણસો જાગ્રત થયાં; પરંતુ સૌના મુખ ઉપર એટલી સુસ્તી જણાતી હતી કે કોઇની શય્યાત્યાગ કરવાની ઇચ્છા થતી નહોતી. અંતે માળીની સ્ત્રીએ ઉઠીને ચલમ ભરી લાવી પોતાના પતિના હાથમાં આપી. માળીની સાસુ પણ શય્યામાં બેઠી બેઠી બગાસાં ખાતી હતી.

ધૂમ્રપાન કરતાં કરતાં માળીએ પોતાની સાસુ તરફ જોઇને કહ્યું:–" મા ! આજે જમીનદાર મહાશયને ત્યાં ઉત્સવ છે. બાગમાં પાણી છાંટીને મ્હારે ત્યાં જવું જોઇએ. "

આ સમયે માળીનો પુત્ર હરિગોપાળ પિતા પાસે આવીને બોલ્યો:–" બાપા ! હું પણ તમારી સાથે આવીશ. "

માળી:–પણ તું ત્યાં સુધી ચાલતો આવી શકીશ ?

વચ્ચેજ માળીની સાસુ બોલી ઉઠી:–" ચાલતો નહિ આવી શકે તો હું તેને કમરપર ઉંચકી લઇશ. ન્હાનાં છોકરાંઓને ઉત્સવમાં આવવાની ઇચ્છા ન થાય કે ? "

માળીએ કહ્યું:–" જ્યારે આપણે સૌ અહિંથી જઇએ તો પછી યશોદાની સંભાળ કોણ રાખે ? "

અંતે એમ ઠર્યું કે, માળીની સાસુ હરિગોપાળને લઇ જમીનદાર મહાશયને ત્યાં જમી પાછી આવે એટલે માળીએ ત્યાં જવું. આવો નિશ્ચય કરીને યશોદાને પાણી વગેરેની કાંઇ જરૂર છે કે કેમ એ પૂછવા તથા તેને રસોઇ બનાવવાને માટે દેવતા સળગાવી આપવા, માળીની સાસુ જમાઇ પાસેથી કુંચી લઇને બંગલા તરફ જવા લાગી. ત્યાં જતાંજ તેણે બંગલાના પ્રવેશદ્વારને ખુલ્લું જોયું. હમ્મેશાંની માફક દ્વાર ઉપર તાળું વાસેલું નહોતું. આવો વિલક્ષણ દેખાવ જોવામાં આવતાંજ તેનું મસ્તક ફરી ગયું. તેના હાથ પગ ધ્રૂજી ઉઠયા એકાએક

તેનાથી પોતાના મન સાથેજ બોલાઇ જવાયું કે:-" અરે, આ શું ? આ દ્વાર ઉઘાડું કેમ છે ? યશોદા અંદર છે કે નહિ ?"

અને એટલી ત્વરાથી ડોશી અંદર ગઇ. ઉપર જઇને તેણે જોયું કે, ત્યાં કોઈ નહોતું !

માળ ઉપરનો પ્રત્યેક ઓરડો તથા ઓરડી ડોશીએ તપાસી જોયાં; પરંતુ તે કોઇ પણ સ્થળે યશોદાને જોઈ શકી નહિ. 'યશોદા-બેટા યશોદા !' કહીને તેણે બે ત્રણ બૂમો મારી; પરંતુ એની બૂમોનો એને પ્રત્યુત્તર મળ્યો નહિ. આથી તેણે રડતાં રડતાં જમાઇ પાસે આવીને તેને સઘળી હકીકત કહી સંભળાવી.

આ હકીકત સાંભળવામાં આવતાંજ માળીના મસ્તક ઉપર જાણે કે વજ્રાઘાત થયો. તેનો કંઠસ્વર જડ તેમજ વિકૃત બની ગયો. આ પ્રકાર જો જમીનદાર મહાશયના જાણવામાં આવશે તો પોતાની કેવી ખરાબ સ્થિતિ થશે તેની તે કલ્પના કરી શક્યો નહિ. ધ્રૂજતા સ્વરે તેણે કહ્યુ:-" ચાલો આપણે ફરીથી જોઇએ."

સાસુ અને જમાઇ બન્ને જણાં બંગલા પાસે જઇને ઉભાં રહ્યાં. માળી દ્વાર પાસે આવીને ઉભો રહ્યો એટલે એકાએક તેની મુખમુદ્રા બદલાઇ ગઇ. તેનાં બન્ને નેત્રો લાલચોળ બની ગયાં. તેણે સાસુની ગરદન દબાવીને કહ્યું:-" હરામજાદી ! ત્હારી ભૂલથીજ સત્યાનાશ વળ્યું છે !"

આવું આકસ્મિક અપમાન થયાથી ડોશીના ક્રોધની પણ સીમા રહી નહિ. બની શકે એટલા ઉચ્ચ સ્વરે તેણે કહ્યું:-" પાજી હરામખોર ! મ્હારી શી ભૂલ થઈ છે ? મ્હને છોડી દે."

માળી:-ત્હારી ભૂલ નથી થઈ તો બીજા કોની ભૂલ થઇ છે ? ત્હારીજ ભૂલ થઇ છે ! કાલે તું બેવડાની બ્હારમાં મસ્ત બની ગઈ હતી; તેથી ત્હેં બરાબર લક્ષ્યપૂર્વક તાળું વાસ્યું નહિ હોય. દ્વાર ઉઘાડું જોઈને પંખિણી પલાયન કરી ગઇ છે.

ડોશીએ કહ્યું:-" કાલે મ્હેં બરાબર તાળું વાસ્યું હતું. જ્યારે મ્હેં તાળું વાસ્યું ત્યારે મ્હેં શરાબનું એક ટીપું પણ પીધું નહોતું. અપરાધ તો ત્હારોજ છે. તું જ શરાબના નીશાથી ચકચૂર બની ગયો હતો. બેશુદ્ધાવસ્થામાં ત્હારી પાસેથી કુંચી લઇ કોઇએ તાળું ઉઘાડી યશોદાને નસાડી મૂકી હશે !"

માળી કાંઇક શાન્ત થયો. તેણે સાસુની ગરદનપરથી પોતાનો

હાથ ઉઠાવી લીધો. પછી તેઓ બન્ને ઉપર ગયાં. યશોદાના શયનાલયમાં જઈને માળીએ લક્ષ્યપૂર્વક જોયું તો ત્યાં આગળથી તેને એક કાર્ડ મળી આવ્યું. પત્ર હાથમાં લઇને માળીએ વિચાર્યું:—" આ પત્ર અહિં ક્યાંથી આવ્યો ! આ પત્ર તો પોષ્ટમાં આવેલો હોય એમ લાગે છે. "

ડોશીએ કહ્યું:—" એની મ્હને શી ખબર ? આ પત્ર પહેલાં મ્હેં કદાપિ અહિં જોયો નહોતો. "

માળીઃ—આ પત્ર યશોદાનેજ કોઇએ લખ્યો હોય એમ મ્હને લાગે છે. આ પત્રને કોઇની પાસે વંચાવીશું એટલે કોણ યશોદાને લઇ ગયું છે એ માલૂમ પડશે.

માળીએ એ પોષ્ટકાર્ડ ઘણીજ સાવધાનતાથી પોતાની બંડીના ખિસ્સામાં મૂક્યું. પછીથી તેણે કહ્યું:—" જો ડોશી સાંભળ, યશોદા ગમે ત્યાં ગઈ હોય, તેને ગમે તે માણસ લઈ ગયું હોય; પરંતુ તેથી આપણું સત્યાનાશ વળી ગયું છે, એમાં સહજ પણ સંશય નથી. આટલા દિવસ સુધી અહિં નોકરી કરીને મહા મુશિબતે પેટ ભરતો હતો; પણ હવે મ્હને જમીનદાર મહાશય કાઢી મૂક્યા સિવાય શાન્ત થશે નહિ. હવે હું આવી વૃદ્ધાવસ્થામાં મ્હારું તેમજ બાળબચ્ચાંનું પ્રતિપાલન કેવી રીતે કરી શકીશ ? "

આમ કહીને માળીએ એક ગાઢ નિશ્વાસ મૂક્યો. તેની સાસુ પણ વિચારમગ્ન સ્થિતિમાં મૌન ધારણ કરીને ઉભી રહી હતી. અંતે તેણે મૌનનો ભંગ કરીને કહ્યું:—" એ હરામજાદી હજી કાંઈ ઘણે દૂર નાશી નહિ ગઇ હોય ! તેની શોધ કરવામાં આવે તો કદાચ તેનો પત્તો લાગે ખરો ! "

પછીથી સાસુ જમાઈ બંગલામાંથી બ્હાર નીકળ્યાં. ચિંતાતુર મુખે માળીએ ઝુંપડી પાસે જઇને કહ્યું:—" ઠીક, ત્યારે હું એની શોધ કરવાને જઉં છું. "

આમ કહીને માળી બ્હાર ચાલ્યો ગયો. આસપાસના પ્રદેશમાં યશોદાની શોધ કરી; પણ અંતે નિરાશ થઇને મધ્યાન્હકાળે તે પાછો બાગમાં આવી પહોંચ્યો. પોતાની ઝુંપડીમાં પ્રવેશ કરી તેણે કહ્યું:—" મ્હેં એની ઘણી શોધ કરી; પરંતુ પત્તો નજ લાગ્યો. હવે હું જમીનદાર મહાશય પાસે જઇને તેમને આ હકીકત કહી સંભળાવું છું. "

ડોશીએ પૂછ્યું:—" જમીનદાર મહાશયને તું શું કહીશ ? "

માળી:—કહીશ કે, કોઇ પાજી હરામખોર માણસ બીજી કુંચીથી દ્વાર ઉઘાડી યશોદાને સાથે લઇને નાશી ગયો છે.

ડોશીએ તિરસ્કારથી કહ્યું:—"અરે રામ! ત્હારે ને અક્કલને હજાર ગાઉનું છેટું હોય એમ લાગે છે! જો તું આમ કહીશ તો એ વાત તેમને ખરી લાગશે કે? એ તો એમજ કહેશે કે, તું તાળું વાસવું ભૂલી ગયો હોઇશ."

માળીએ પૂછ્યું:—"ત્યારે હું તેમને શું કહું?"

ડોશીએ કહ્યું:—"તું પ્રથમ એ તાળું ભાંગી નાખ. પછીથી એ ભાંગી ગયેલું તાળું લઇને તું તેમની પાસેજા, અને પછી એમ કહે જે કે, કાલે રાત્રે કોઈ તાળું ભાંગીને યશોદાને સાથે લઇ નાશી ગયું છે!"

માળીએ વિષાદમિશ્રિત હાસ્ય કરીને કહ્યું:—"બરાબર, આજ યુક્તિ ઉત્તમ છે!"

પછીથી પોતાની ઝુંપડીમાંથી એક હથોડી શોધી કાઢીને માળીએ તેનાથી તાળું ભાગી નાખ્યું. પછીથી ભાવે અભાવે થોડું જમી લઇ લગભગ ચાર વાગ્યે તે ઉતરી ગયેલા મુખે જમીનદાર મહાશયની પાસે જવા નીકળ્યો.

જમીનદાર મહાશયના બાગમાં પ્રવેશ કરતાંજ કૃષ્ણલાલ તેને સ્હામો મળ્યો. એ સમયે બ્રાહ્મણભોજન સમાપ્ત થઇ ગયું હતું. ઉત્સવની ક્રિયા સંપૂર્ણ થઈ ગઇ હતી. ગામના ગરીબ માણસોની પંક્તિ બેઠી બેઠી જમતી હતી. કમર ઉપર અબોટીઉં વીંટી કૃષ્ણલાલ એક પછી એક હુકમ છોડતો હતો. માળીને જોઈ કૃષ્ણલાલ તેની પાસે આવીને ઉભો રહ્યો, અને તેણે કહ્યું:—"કેમરે માળી! આટલો બધો મોડો કેમ આવ્યો? ઘરના માણસે તો કયારનુંય આવીને હાજર થવું જોઇએ!"

કૃષ્ણલાલને એક બાજુએ લઇ જઇને માળીએ ગદ્ગદ કંઠે કહ્યું:—"શું કહું કારભારી સાહેબ! મ્હારું સત્યાનાશ વળી ગયું છે!"

આ વાકય સાંભળવામાં આવ્યાથી પોતાને ઘણું આશ્ચર્ય ઉપજ્યું હોય એવો ભાવ દર્શાવીને કૃષ્ણલાલે પૂછ્યું:—"કેમ શું થયું છે? દરિયો તો સારો છે ને?"

માળી:—હા, એ તો સારો છે; પણ યશોદા પલાયન કરી ગઇ છે!

કૃષ્ણલાલ:—માળી! તું આ શું કહે છે? યશોદા પલાયન કરી ગઈ? કયારે? કોની સાથે?

માળીઃ—કાલે રાત્રે કોઇ દુષ્ટ માણુસ તાળું ભાંગીને તેને લઇ ગયો છે !

ગાઢ નિશ્વાસ મૂકી નિરાશાસૂચક સ્વરે કૃષ્ણુલાલે કહ્યું:—"અરેરે ! ઘણું ખોટું થયું ! હવે એનો શો ઉપાય કરવો ? આવું સાહસિક કાર્ય કોણે કર્યું હશે ?"

માળીએ કહ્યું:—"સાહેબ ! એટલું મ્હારા જાણવામાં આવ્યું હોત તો બીજું શું જોઇતું હતું ? છતાં મ્હને યશોદાના શયનમંદિરમાંથી આ એક પત્ર મળી આવ્યો છે ! લ્યો આ રહ્યો, જુઓ."

કૃષ્ણુલાલે પત્રને હાથમાં લઈ આમ તેમ ઉલટાવીને કહ્યું:—"હમણાં ચશ્માં નથી તેથી હું બરાબર વાંચી શકીશ નહિ. વારું પેલા સ્યામજીનું તો આ કામ નહિ હોય ? મ્હને તેના ઉપર વ્હેમ આવે છે. એ હમ્મેશાં બાગની પાસે આવીને બંગલા તરફ ટગર ટગર જોઇ રહેતો હતો."

"છતાં પૂરાવા સિવાય તેનો અપરાધ સાબિત કેવી રીતે કરી શકાય ? મ્હારે હવે આ બાબત સત્વર જમીનદાર મહાશયને જણાવવી જોઇએ." માળીએ મનોભાવ પ્રદર્શિત કર્યો.

"હા હા—તેમને જણાવવીજ જોઈએ. વળી જો એક વાત હું તને ત્હારા કલ્યાણાર્થે કહું છું તે તું લક્ષ્યમાં રાખજે. જો જમીનદાર મહાશય તને એમ પૂછે છે કે, 'તને કોઇના ઉપર વ્હેમ છે ?' તો તું એમ સ્પષ્ટ કહેજે કે 'કાલે સંધ્યાકાળે એક ચાળીસેક વર્ષની ઉમ્મરનો માણુસ નદીના કિનારા ઉપર ઉભો રહી, બાગમાં આવેલા બંગલા તરફ એકાગ્રદષ્ટિથી જોઈ રહ્યો હતો. તેણે કાળા રંગનો એક કોટ પહેરેલો હતો. માથા ઉપર ફાળીઉં બાંધેલું હતું, તથા એક મેલું જાડું ધોતીઉં પહેર્યું હતું. મ્હેં જઇને તેનું નામ પૂછ્યું તો તેણે સ્યામજી કહ્યું એજ માણુસ ઉપર મ્હને વ્હેમ છે.' જો તું જમીનદાર મહાશયને આ પ્રમાણે નહિ કહે તો ત્હેંજ કોઇની પાસેથી લાંચ લઇને યશોદાને નાશી જવા દીધી છે એમ તેઓ ધારશે." કૃષ્ણુલાલે નવી યુક્તિ અજમાવી.

"જો મ્હેંજ તેને નાશી જવા દીધી હોય તો પછી મ્હારે તાળું શા માટે ભાંગી નાખવું જોઇએ ? તાળાની કુંચીજ મ્હારી પાસે હતી." આવી રીતે નિર્દોષતા સાબિત કરવાનો પ્રયત્ન કરીને માળીએ ભાંગી નાખેલું તાળું કૃષ્ણુલાલને બતાવ્યું.

માળીની આવી ચતુરાઇ જોઇને કૃષ્ણુલાલ પોતાના મનમાં ને મનમાં હસ્યો. તેણે કહ્યું:–"ઠીક છે ત્યારે હું પ્રથમ જોઇ આવું કે, જમીનદાર મહાશય ક્યાં બેઠા છે, અને શું કરે છે. પછી હું તેમની પાસે તને લઇ જઇશ. તદ્દન એકાન્ત પ્રાપ્ત થયા સિવાય આ વાત તેમને કહી શકાશે નહિ એ તો તું જાણે છે ને? હું પાછો આવું ત્યાં સુધી તું અહિંજ ઉભો રહે."

"કારભારી સાહેબ! આ ગરીબની નોકરી તો નહિ જાયને?" માળીએ પોતાના મુખ્ય ભય સંબંધી પ્રશ્ન કર્યો.

વિચારમગ્ન ભાવ દર્શાવી કૃષ્ણુલાલે કહ્યું:—"તું નોકરીનો પ્રશ્ન કરે છે? આવી સ્થિતિમાં તને જમીનદાર મહાશય નોકરી ઉપર કાયમ રાખે એ મ્હને અસંભવિત જણાય છે. છતાં ત્હારી નિર્દોષતા બદલ હું તેમને બે શબ્દ કહીશ. જો ત્હારા કલ્યાણાર્થે હું યથાશક્તિ પ્રયત્ન નહિ કરું તો કોને માટે કરીશ? તું અહિંજ ઉભો રહે. હું સત્વર પાછો આવું છું."

થોડા સમય પછી કૃષ્ણુલાલે પરત આવીને કહ્યું:—"હવે તું ચાલ. સ્યામજી નામ તથા મ્હેં જે હકીકત કહી છે તે બરાબર ધ્યાનમાં રાખજે. ભાંગેલું તાળું અને પોસ્ટકાર્ડ પણ તું જમીનદાર મહાશયને સ્વાધીન કરજે."

બેઠકખાના પાસે એક ન્હાના શયનમંદિરમાં રામપ્રસાદ બેઠો બેઠો ચિરુટ પીતો હતો. માળીની સાથે કૃષ્ણુલાલ એ શયનમંદિરમાં ગયો અને પછી તે એકલો બ્હાર નીકળીને ઉભો રહ્યો.

લગભગ દશ પંદર મિનિટ પછી માળી બ્હાર નીકળ્યો એટલે કૃષ્ણુલાલે તેને પૂછ્યું:—"કેમ શું થયું?"

"મ્હેં જમીનદાર મહાશયને સઘળી હકીકત કહી સંભળાવી." માળીએ ઉતર આપ્યો.

"તેઓ ત્હારા ઉપર ઘણા ગુસ્સે ભરાયા કે?" કૃષ્ણુલાલે સઘળી વાત જાણુવાના ઉદ્દેશથી પૂછ્યું.

"ના સાહેબ! મ્હને સાધારણ ઠપકો આપીને તેમણે વિદાય કર્યો છે."

"ઠીક ત્યારે, હવે તું જઇને જમી લે! ત્હારી નોકરી કાયમ રહે એવો બંદોબસ્ત હું જમીનદાર મહાશયને સમજાવીને કરીશ."

માળી સલામ કરીને ચાલ્યો ગયો. પછીથી કૃષ્ણુલાલ રામપ્રસાદના શયનમંદિરમાં જઇ નીચું જોઇને ઉભો રહ્યો. તેના તરફ

દૃષ્ટિ જતાંજ રામપ્રસાદે કહ્યું:—"કોણ કૃષ્ણલાલ કે? બારણાં બંધ કરો જોઇએ."

આજ્ઞા થયા પ્રમાણે કૃષ્ણલાલે શયનમંદિરનાં દ્વાર બંધ કર્યાં. આ સમયે રામપ્રસાદ ઘણો ગભરાઇ ગયેલો હોઇ ભયની ભાવનાથી તેના મ્હોં ઉપરનું સઘળું તેજ ઉડી ગયું હતું. આ પ્રકાર ચતુર કૃષ્ણલાલથી ગુપ્ત રહ્યો નહિ.

રામપ્રસાદે ગંભીર સ્વરે કૃષ્ણલાલને કહ્યું:—"તમારા કહેવા પ્રમાણે બાળી સમક્ષ મ્હેં કોઇ પણ પ્રકારનો ભય કે ઉત્કંઠા પ્રદર્શિત કરી નથી; છતાં મ્હારા અંતરની કેવી સ્થિતિ થઇ છે તેનો હું ખ્યાલ કરી શકતો નથી. અરેરે! હવે મ્હને મ્હારી સતી સાધ્વી પત્ની યાદ આવે છે; પરંતુ તે પંદર વર્ષથી ચાલી ગઇ છે. તેનો પત્તો નથી. મ્હારી શાન્તિ પણ કેવી સ્થિતિમાં છે—તે જીવે છે કે સ્વર્ગવાસિની થઇ છે તેની મ્હને માહિતી નથી. પરસ્ત્રીનો પ્યાર મેળવવાની અભિલાષા રાખનાર યુવકોની મ્હારા જેવીજ દશા થાય છે. હમણાં જે બાગમાં યશોદા રહેતી હતી તેજ બાગમાં આવેલા બંગલામાં મ્હેં પહેલાં એક બ્રાહ્મણ વિધવાને રાખી હતી. એ વિધવા યશોદાના જેવી નિષ્ઠુર કિંવા હૃદયશૂન્ય નહોતી. તેણે મ્હારા સ્નેહને સ્વીકારી મ્હને સુખી કર્યો હતો; પરંતુ અમારા ઉભયના દીર્ઘકાળના સહવાસના પરિણામે તે સગર્ભા થઈ હતી, અને સુવાવડમાં તે મૃત્યુ પામી હતી. તેના મુડદાને એક ગુપ્ત ઠેકાણે દાટી દેવામાં આવ્યું હતું. એ વિધવાનાં કોઇ નિકટનાં સગાં વ્હાલાં નહિ હોવાથી કોઈએ પાછળથી તેની સંભાળ લીધી નહોતી; છતાં હવે મ્હારા પાપનો ઘડો ભરાઈ ગયો છે. મ્હારા પાપને લીધેજ મ્હારી પત્ની ચાલી ગઇ હતી. પછીથી મ્હેં મ્હારી વાસના પરિતૃપ્ત કરવાને માટે આ યશોદાને યુક્તિ પ્રયુક્તિથી કેદ કરી રાખી હતી; છતાં તે કોઇ પણ રીતે મ્હારી ઇચ્છાને આધીન થઇ નથી. હવે તે કદાચ આ વાત સર્વત્ર જાહિર કરી દેશે તો મ્હારી પ્રતિષ્ઠાને હાનિ પહોંચશે. મ્હારા ઉપર ફોજદારી કેસ ચાલશે. શું કરવું તે હું વિચારી શકતો નથી! તમે મ્હારા સાચા સલાહકાર અને નિમકહલાલ નોકર છો તેથીજ મ્હેં આજે તમને આ સઘળી હકીકત જણાવી છે. હવે શું કરવું તે કહો જોઇએ?"

કૃષ્ણલાલે ગંભીરતા ધારણ કરીને કહ્યું:—"જો કે આ પ્રકાર સહજ ગભરાઈ જવા જેવો છે એ માટે સહજ પણ શક નથી. જો

યશોદા ન્યાયમંદિરનો આશ્રય લે તો તો આપણા દુઃખનો પાર રહે નહિ. વળી ધારો કે કદાચ યશોદા ન્યાયમંદિરનો આશ્રય લેવાને નારાજ હોય તો પણ તેને નસાડી જનાર માણસજ તેને સમજાવીને ફરિયાદ નોંધાવે તો ? હવે આપણે શું કરવું ઉચિત છે તેની કલ્પના હું એકાએક કરી શકતો નથી ! "

કૃષ્ણલાલે જોયું કે, અપાર ભયની ભાવનાથી રામપ્રસાદનું મુખ વિશેષ મલિન બની ગયું હતું ! રામપ્રસાદે અલ્પકાળપર્યન્ત શાન્ત રહ્યા પછી પૂછ્યું:—" ત્યારે તે થાણામાં જશે કે ? "

કૃષ્ણલાલે ગંભીરતાથી કહ્યું:—" અંદર કોણ કોણ છે, તેને કોણ લઇ ગયું છે, એ સઘળી હકીકત જાણ્યા સિવાય કાંઇ કહી શકાય નહિ."

રામપ્રસાદે કહ્યું:—" અંદર કોણ છે તે હું સારી રીતે જાણું છું, શ્યામજીજ યશોદાનો ઉદ્ધાર કરી તેની સાથે પલાયન કરી ગયો છે. યશોદા જે ઓરડીમાં સૂઇ રહેતી હતી એ ઓરડીમાંથી શ્યામજીનું એક કાર્ડ મળી આવ્યું છે. વળી ગઈ કાલે સંધ્યાકાળે શ્યામજી બાગની પાસે સરિતાતટ ઉપર ઉભો રહી બંગલા તરફ જોઈ રહ્યો હતો. આ પ્રકાર માળીએ પ્રત્યક્ષ જોયો છે ! " આમ કહીને રામપ્રસાદે શ્યામજી-ના નામનું પોષ્ટકાર્ડ કૃષ્ણલાલના હાથમાં આપ્યું.

કૃષ્ણલાલે એક બે વખત એ પોષ્ટકાર્ડ લક્ષ્યપૂર્વક તપાસી જોયું. પછીથી રામપ્રસાદના હાથમાં પોષ્ટકાર્ડ પાછું આપીને તેણે કહ્યું:— " એમ કે ! ત્યારે મ્હને પ્રથમથી જે સંશય ઉપજ્યો હતો તે કાંઈ ખોટો કર્યો નથી. "

રામપ્રસાદ:—કૃષ્ણલાલ ! હવે તમે મ્હને શું કરવાની સલાહ આપો છો ?

કૃષ્ણલાલ પુનઃ વિચાર કરવા લાગ્યો. થોડા સમય પછી તેણે કહ્યું:—" જ્યારે આપ આ બાબત માટે મ્હારી સલાહ પૂછો છો ત્યારે પછી હું મ્હારી અલ્પ બુદ્ધિ અનુસાર જે સલાહ આપવી સમયોચિત ધારું છું તે આપું છું. આજે રાત્રેને રાત્રેજ આ કલ્યાણપુર ગામનો આપ ત્યાગ કરી જાઓ; કેમકે જો કદાચ યશોદાને ઉંધું છતું સમજાવી શ્યામજી ફરિયાદ નોંધાવશે તો આવતી કાલે સ્હવારે ફોજદાર અને પોલિસ અહિં આવી પહોંચશે. આપ મ્હોટા જમીનદાર છો; પરંતુ ન્યાયની અદાલતમાં ન્હાના મ્હોટાનો ભેદ રહેતો નથી; તેથી આપે પ્રતિષ્ઠાનું રક્ષણ કરવાના હેતુથી આજે રાત્રેજ અહિંથી પલાયન

કરી જવુંજ ઉચિત છે. મ્હને થોડી ઘણી રકમ આપતા જાઓ એટલે હું આપને શિરે કોઈ પણ પ્રકારનું સંકટ ન આવે એવી વ્યવસ્થા કરીશ. અહિં સૌને " હું મુંબાઇ જઉં છું " એમજ આપ કહેજો. સ્ટેશન ઉપર જઇને આપ સેકન્ડ કલાસની એક ટિકીટ ખરીદ કરજો. મુંબાઇ જઇને પછીથી સ્ટીમર માર્ફત દક્ષિણ હિંદુસ્તાનમાં જેમ બને તેમ જલદીથી રવાના થઇ જજો. યશોદાનાં સગાં વ્હાલાંને કોઈ પણ રીતે સમજાવીને તથા બીજી હરેક પ્રકારની ઉપાધિ દૂર કરીને આપને નિશ્ચિંત રીતે હું આહિં આવવાનું લખી જણાવીશ. અહિંનું આપનું સઘળું કામકાજ હું કરીશ. એ માટે આપ બિલ્કુલ ચિંતા કરશો નહિ. "

રામપ્રસાદ ઘણો વિચારમગ્ન બની ગયો હતો. થોડા સમય પછી તેણે કહ્યું:—" કૃષ્ણુલાલ ! હું તમારી સલાહ પ્રમાણેજ કરું છું. આજે રાત્રેજ હું અહિંથી ચાલ્યો જઇશ. હણમાં હું તમને કેટલા રૂપિયા આપતો જઉં ? "

કૃષ્ણુલાલઃ—કેસનું સ્વરૂપ ઘણું ભયંકર છે; છતાં હમણાં પાંચસો રૂપિયા હશે તો ચાલશે.

આજ ઠેકાણે દિવાલ સાથે એક તિજોરી જડી લેવામાં આવી હતી. તિજોરી ઉઘાડી તેમાંથી રામપ્રસાદે નોટોનું એક બંડલ બ્હાર કાઢી તિજોરી બંધ કરી દીધી. પછીથી દશ દશ રૂપિયાની સો નોટો ગણી, કૃષ્ણુલાલના હાથમાં આપીને કહ્યું:—" હમણાં આ હજાર રૂપિયા તમારી પાસે રહેવા દ્યો. ગમે એટલું ખરચ કરજો; પણ તમે મ્હને આ સંકટમાંથી બચાવજો. તમે મ્હારા નોકર નહિ; પણ વડિલ બંધુ છો. વળી હવે મ્હને મ્હારાં પાપોનો ઘણો પશ્ચાત્તાપ થાય છે. મ્હારી ગેરહાજરીમાં પણ તમે મ્હારી પ્રાણપ્રિકા પત્ની તથા સુકુમાર પુત્રી શાન્તિલતાની બની શકે એટલી શોધ કરાવજો. જો આ કાર્યમાં તમે ફત્તેહમંદ થશો તો હું તમને એકહજાર રૂપિયા બક્ષિસ તરીકે આપીશ. "

કૃષ્ણુલાલે કહ્યું:—" હું આપનો દાસાનુદાસ છે. આપની કૃપાથીજ આ દેહનું પોષણ થાય છે. હું આપની આજ્ઞાનુસાર વ્યવસ્થા અવશ્ય કરીશ. "

આ સમયે સૂર્યભગવાન્ અસ્તાચળમાં ઉતરી પડયા હતા. રામપ્રસાદે કૃષ્ણુલાલનો હાથ પકડી ઉઠી ઉભા થઇને કહ્યું:—" હું જ્યાં રહીશ ત્યાંથી તમને પત્ર લખતો રહીશ. જો તમને વધારે રૂપિયાની

જરૂર પડેતો મ્હને પત્ર લખજો જેથી તરતજ એ બાબતનો બંદોબસ્ત કરીશ. જો આ સંકટમાંથી હું બચી જઇશ તથા મ્હારી પત્ની અને પુત્રી સાથે મ્હારું પુનર્મિલન થશે તો હું તમારો ઉપકાર જીવનપર્યંત ભૂલીશ નહિ. ”

કૃષ્ણુલાલઃ—એમાં ઉપકાર જેવું કાંઇ નથી. હું માત્ર મ્હારું કર્ત્તવ્ય બજાવું છું.

પછીથી કૃષ્ણુલાલને વિદાય કરી રામપ્રસાદ પોતાની મુસાફરીની તૈયારી કરવા લાગ્યો.

રાત્રે સ્ટેશને જઇ રામપ્રસાદ સેકન્ડકલાસની ટિકીટ લઇ મુંબાઇ તરફ રવાના થયો.

——(૦)——

## પ્રકરણ ૪ થું.

——(૦)——

### જવું ક્યાં અને કરવું શું ?!

રામપ્રસાદને ટ્રેનમાં એકાએક નિદ્રા આવી; પરંતુ વાસ્તવિક રીતે એ નિદ્રા નહિ કિન્તુ તંદ્રા હતી. તંદ્રાવસ્થામાં તે એક સ્વપ્ન જોવા લાગ્યો.

જાણે કે રામપ્રસાદ મુંબાઇમાં કોટમાં આવેલા હૉર્નબીરોડ ઉપર આમતેમ લટાર મારતો હતો. હૉર્નબી રોડ ઉપર આવેલી ભપકાદાર ઇંગ્રેજી કંપનીઓની દુકાનોમાંની વિવિધ પ્રકારની અસંખ્ય સુંદર વસ્તુઓ જોઇને એ વસ્તુઓ ખરીદ કરવાની અંતરની પ્રવૃત્તિ અતિ પ્રબળ થાય છે. એક રત્નવિક્રેતા—ઝવેરીની દુકાનના આગળના ભાગમાં કાચ જડેલા હોવાથી અંદરની સઘળી રત્નજડિત મૂલ્યવસ્તુઓ જોવામાં આવતી હતી. એ દુકાનના મધ્યભાગમાં આવેલો એક ઉજ્વળ ઇંગ્રેજી બનાવટનો લૅમ્પ દુકાનમાં પોતાના પ્રકાશનો પૂર્ણ વિસ્તાર કરી રહ્યો હતો. રામપ્રસાદ લુબ્ધદ્દષ્ટિથી એ દુકાનની બ્હાર ઉભો રહી દુકાનમાં જૂદાં જૂદાં કાચનાં કબાટોમાં ગોઠવેલી વિવિધ પ્રકારની રત્નજડિત વસ્તુઓ જોવા લાગ્યો. એવામાં પોતાના ખિસ્સામાં કોઇએ હાથ નાખ્યો હોય એવો તેને ભાસ થયો. ક્ષણુ માત્રમાં તેને માલૂમ પડયું કે, એક બદમાશ માણુસ પોતાના પૈસાનું પાકિટ કાઢી લઈ પલાયન કરી જાય છે. રામપ્રસાદ ‘ ચોર ચોર ! ’ કહીને બૂમો પાડતો તેની પાછળ દોડવાનો પ્રયત્ન કરતો હતો; પરંતુ કોઈ પણ પ્રકારે

તેનાથી દોડી શકાતું નહિ. તેના પગજ જાણે કે જમીન સાથે ચોટી ગયા હતા. એવામાં જાણે કે બન્ને બાજુએથી બે પોલિસ કોન્સ્ટેબલોએ આવીને તેને પકડયો. આથી ગદ્‌ગદ કંઠે તેણે કહ્યું:—" અરે જમાદાર સાહેબ ! મ્હને શા માટે પકડો છો ? પેલો ચોર મ્હારું પાકીટ ઉપાડીને પલાયન કરી જાય છે તેને પકડોને. આ વચનો સાંભળી એ બે કોન્સ્ટેબલોમાંના એકે કહ્યું:—" શાહુકાર કોણ છે અને ચોર કોણ છે તે હમણાંજ તું જાણી શકીશ ? મૂંગો મૂંગો અમારી સાથે પોલિસ ચોકી ઉપર ચાલ !" આમ કહી બન્ને કોન્સ્ટેબલો રામપ્રસાદના હાથમાં બેડી નાખી તેને પોલિસ ચોકી ઉપર લઇ ગયા, તથા રામપ્રસાદને તેમણે પોતાના સાહેબ પાસે હાજર કર્યો. સાહેબ હમણાંજ નિદ્રામાંથી જાગ્રત થયા હતા. તેમના મ્હોંપર એક પ્રકારની ઉદાસિનતા જણાતી હતી. તેમણે કહ્યું:—" હમણાં મ્હને અવકાશ નથી. એ પોતાનો અપરાધ કબૂલ કરે ત્યાં સુધી તેને કેદ કરી રાખો."

આ સમયેજ રામપ્રસાદના સ્વપ્નનો ભંગ થયો અને તેના કાન ઉપર એક સ્ટેશનનો અવાજ પોર્ટરોના મુખમાંથી નીકળતો સંભળાયો.

રામપ્રસાદ ઉઠીને બેઠો થયો. મુંબાઈ નહિ જતાં આ સ્ટેશનેજ ઉતરવું શ્રેયસ્કર છે કે કેમ એનો તેણે વિચાર કર્યો; પરંતુ રસ્તા વચ્ચે ઉતરવામાં વિશેષ ફાયદો નથી એમ તેને લાગ્યું ! મુંબાઈ જઈ ત્યાંથી સ્ટીમરદ્વારા અન્ય કોઈ સ્થળે ચાલ્યા જવાનો તેણે નિશ્ચય કર્યો.

મુંબાઇ તરફ જનારી મેઇલ પણ એ સ્ટેશને ઉભેલીજ હતી. એ મેઇલના ફર્સ્ટ ક્લાસ કમ્પાર્ટમેન્ટમાં જઇને રામપ્રસાદ બેઠા; આ સમયે એ કમ્પાર્ટમેન્ટમાં બીજો એક મુસલમાન ગૃહસ્થ બેઠેલો હતો; રામપ્રસાદને તેનો સ્વભાવ ઘણો વિચિત્ર દેખાયો. તે જાણે કે કોઈ પણ માણસની સાથે વાતચિત કરવાને ઇચ્છતો નથી ! કિન્તુ રામપ્રસાદને તો આ ઠીકજ લાગ્યું.

રામપ્રસાદની તંદ્રા હવે સર્વાંશે દૂર થઇ ગઇ હતી તોપણ ઉપર્યુક્ત સ્વપ્નસ્મૃતિ તેના અંતરમાંથી દૂર થતી નહોતી. પ્રથમ તેને એમ લાગ્યું કે, પોતે ભયજનક વિચારો કરી કરીને સૂઈ ગયો હતો તેથીજ આવું ભીષણ સ્વપ્ન આવ્યું હશે. તે સાથે એક સુપ્રસિદ્ધ ગ્રંથકર્ત્તાનું વચન તેને યાદ આવ્યું કે, 'સ્વપ્ન એ માત્ર ભ્રાન્ત કલ્પના છે. જાગ્રદવસ્થામાં આપણે જે પ્રકારની ચિંતા કરીએ છીએ તેજ પ્રકાર તે રાત્રે આપણે સ્વપ્નમાં જોઇએ છીએ !' રામપ્રસાદે ખિસ્સા-

માંથી ચાંદીની ડબ્બી બ્હાર કાઢી તેમાંથી એક ચિરુટ કાઢીને સળગાવી, અને ધૂમ્રપાન કરતાં કરતાં તે મૌન ધારણ કરીને બેસી રહ્યો.

મેઇલટ્રેન ત્વરિત ગતિથી, પ્રચંડ અવાજ કરતી દોડવા લાગી. એક પછી એક સ્ટેશનો પાછળ જવા લાગ્યાં. વચ્ચેના એક સ્ટેશને રામપ્રસાદની સાથેનો યવન ગૃહસ્થ ઉતરી પડયો એટલે રામપ્રસાદ એકલો પડયો. પુનઃ તેના અંતરમાં અસંખ્ય વિચારો ઉપજવા લાગ્યા. "વિદ્વાન્ ગ્રંથકારનો સ્વપ્ન સંબંધીનો ઉપરોક્ત સિદ્ધાન્ત સત્ય હશે કે? કદાચ સ્વપ્નદેવતાએ મ્હને સાવધાન કરવાનો પ્રયત્ન કર્યો હોય તો તે પણ શકય છે. કદાચ ત્યાંની પોલિસે મુંબાઇની પોલિસને મ્હને પકડવાનો તાર પણ કર્યો હોય-મુંબાઇ જતાંજ કદાચ મ્હારા હાથમાં બેડીઓ પડશે. કદાચ મ્હને પકડવાને માટે મુંબાઇની પોલિસ બીજી ટ્રેનમાં આવતી હશે. જો એમજ હશે તો મ્હારી દુર્દશાનો પાર રહેશે નહિ. અરેરે! હું વચ્ચેજ કેમ ન ઉતરી પડયો? હવે ધૈર્ય ધારણ કરીને મુંબાઈ તો જવુંજ જોઇએ. કદાચ મ્હારી ટિકીટ ઉપરથી પોલિસ મ્હને ઓળખી શકે એવો સંભવ છે. ત્યારે હું મ્હારી ટિકીટ ફેંકી દઉં કે? કદાચ ટિકીટ માટે પૂછશે તો કહીશ કે ટિકીટ ખોવાઈ ગઈ છે; તેથી ડબલ ચાર્જ લેશે તો આપીશ!" આવા વિચારો અંતરમાં આવતાંજ રામપ્રસાદે ખિસ્સામાંથી ટિકીટ બ્હાર કાઢી, તથા હાથમાંથી છોડી દીધી; કિન્તુ વાયુ પ્રચંડ જોશથી વહેતો હોવાથી ટિકીટ પાછી રામપ્રસાદના પગ પાસે આવીને પડી!

આવો પ્રકાર જોવામાં આવતાં રામપ્રસાદના અંતરમાં ઘણી ધીરજ આવી. તે વિચારવા લાગ્યો:-"સારું થયું કે, ટિકીટ પાછી આવીને મ્હારી પાસે પડી. નહિ તો મ્હેં વગર ટિકીટે મુસાફરી કરી છે સમજી ત્યાં પોલિસ વગેરે આવી ચઢી, મ્હારા નામઠામની તેમજ બીજી અનેક બાબતોની પૂછપરછ કરત. મુંબાઈજ જઇને ત્યાં વધારે વખત નહિ રોકાતાં હું પનવેલ તરફ ઉપડી જઇશ! જો પોલિસ પાછળથી મ્હારી કદાચ શોધ કરશે તોપણ રેલ્વેમાંજ કરશે. હું પનવેલ તરફ ચાલ્યો જઇશ એટલે કોઈ મ્હને શોધી કાઢી શકશે નહિ."

એક કલાક પશ્ચાત્ મેઇલ બોરીબંદર જઇ પહોંચી. ત્યાં રામપ્રસાદ પોલિસની કશી ગરબડ જોઇ શકયો નહિ. પોર્ટમેન્ટોને હાથમાં લઇને તે પ્લૅટફૉર્મ ઉપર ઉતર્યો. એક વિકટોરિયાવાળાએ તેની પાસે આવીને પૂછ્યું:-"ક્યાં જવું છે, રાવસાહેબ?"

રામપ્રસાદે ઉત્તર આપ્યોઃ—" પનવેલ. "

વિક્ટોરિયાવાળો અલ્પકાળને માટે વિચારમાં પડી ગયો; કિન્તુ એકદમ તેણે કહ્યું:—" ચાલો સાહેબ! જુઓ મ્હારી ગાડી ફર્સ્ટ ક્લાસ છે. એક રૂપિયો પડશે. "

રામપ્રસાદ અસંખ્ય વિચારોમાં નિમગ્ન હોવાથી તે કાંઈ બોલ્યો નહિ. એટલામાં બીજા પણ બે ત્રણ ગાડીવાળાઓએ તેને ઘેરી લીધો, અને 'ક્યાં જવું છે, સાહેબ?' 'સાહેબ! મ્હારી ગાડી સારી છે—આપને ક્યાં જવું છે?' એવા પ્રશ્ન કરવા લાગ્યા.

રામપ્રસાદે પહેલા ગાડીવાનને ગાડી લાવવાનું કહ્યું; તેથી બીજા ગાડીવાનો અન્ય ગૃહસ્થોને શોધવા લાગ્યા. પહેલો ગાડીવાન રામપ્રસાદની પોર્ટમેન્ટો લઈ પોતાની ગાડી પાસે ગયો, અને ગાડી રામપ્રસાદ પાસે લઇ આવ્યો. રામપ્રસાદ સત્વર ગાડીમાં બેઠો. કોચમેને ચાબુક લગાવી કે તરતજ ઘોડો ત્વરિત ગતિથી માર્ગ કાપવા લાગ્યો.

લગભગ વીસેક મિનિટ પછી ગાડી ભાઉના ધક્કા પાસે જઇને ઉભી રહી. રામપ્રસાદ વિચારમગ્ન હોવાથી ગાડી કયે રસ્તે જાય છે તે તરફ તેનું લક્ષ્ય નહોતું. ગાડી ઉભી રહી ત્યારેજ સહજ શુદ્ધિમાં આવી આશ્ચર્ય પામીને તેણે પૂછ્યું:—" અરે! ગાડી અહિં કેમ લાવ્યો?"

" આ ભાઉનો ધક્કો નથી કે સાહેબ?"

" હા—ભાઉનો ધક્કો છે—પણ તું મ્હને અહિં શા માટે લઈ આવ્યો?"

" પનવેલની સ્ટીમર અહિંથીજ ઉપડે છે. "

" મ્હારે સ્ટીમરનું શું કામ છે? મ્હેં તનેજ પનવેલ લઇ જવાનું કહ્યું હતું ને?"

" હા—હવે હમણાંજ સ્ટીમર ઉપડશે. આપ ચિંતા કેમ કરોછો?"

" પણ મ્હારે પગ રસ્તે પનવેલ જવું હતું!"

ગાડીવાન મ્હોટા વિચારમાં પડી ગયો. આશ્ચર્યસૂચક સ્વરે તેણે કહ્યું:—" શું કહો છો, સાહેબ? પગ રસ્તે પનવેલ જવું છે—અને એક રૂપિયામાં? વાહ-વાહ!"

બરાબર આ સમયે ઘંટાનાદ થયો. નિરુપાયે ગાડીવાનને એક રૂપિયો આપી રામપ્રસાદ ટિકીટ ઑફિસમાં ગયો, અને તેણે પૂછ્યું:—" માસ્તર! હમણાં ક્યાંની સ્ટીમર ઉપડશે?"

" રત્નાગિરી—ગોવાની" ઉત્તર મળ્યો.

" ત્યારે મ્હને રત્નાગિરીની એક કેબિનની ટિકીટ આપો. " રામપ્રસાદે વિચાર કરીને કહ્યું.

તરતજ ટિકીટ માસ્તરે ટિકીટ આપી. ટિકીટ લઇને રામપ્રસાદ સ્ટીમર પાસે ગયો. એ સ્ટીમરનું નામ પદ્માવતી હતું. અલ્પકાળ પછી પદ્માવતીએ સીટી બજાવીને મુંબાઇનો ત્યાગ કર્યો.

——(૦)——

## પ્રકરણ ૫ મું.

——*——

### ગુરુદેવનું દર્શન !

રામપ્રસાદે કેબિનની અર્થાત્ ઉંચા વર્ગની ટિકીટ ખરીદી હતી. કેબિનમાં ઘણી ગરમી જણાયાથી તે પોતાની પોર્ટમેન્ટો ત્યાં મૂકી ડેક ઉપર ગયો. આ ડેક ઉપર સેંકડ કલાસ અને ફર્સ્ટ કલાસ, એવા બે વર્ગની જગ્યાઓ હતી. ફર્સ્ટ કલાસ અને સેકન્ડ કલાસમાં અંતર એટલુંજ હતું કે, પહેલા વર્ગમાં ત્રણ ચાર બેન્ચો હતી અને બીજા વર્ગના ઉતારુઓને માટે કાંઈ નહોતું ! આ બન્ને વર્ગની વચ્ચે પિત્તળનો કઠેરો અર્થાત્ રેલિંગ હતી. બીજા વર્ગના ઉતારુઓ પૈકી કેટલાક શેતરંજી બિછાવીને ત્યારે કેટલાક કઠેરાને અઢેલીને બેઠા હતા. કેટલાક ગપ્પાષ્ટકો હાંકતા હતા, તો કેટલાક સિગારેટ અને બીડીઓનો ધુમાડો કાઢતા હતા. કેટલાક ઉતારુઓ મુંબાઇના અદ્રસ્ય થતા કિનારા તરફ ટગર ટગર જોઈ રહ્યા હતા. સ્ત્રીઓ તો ઉલટી થવાના ભયથી મ્હોં ઢાંકીને શય્યાવશ થઇ ગઇ હતી. ફર્સ્ટ કલાસ માટે મૂકેલી બેન્ચો ઉપર એક પણ ઉતારુ બેઠેલો નહોતો. રામપ્રસાદ જઇને એક બેન્ચ ઉપર બેઠો.

રામપ્રસાદ બેન્ચ ઉપર બેસીને ઘણા સમય સુધી શૂન્યદૃષ્ટિથી મુંબાઈના કિનારા તરફ જોઇ રહ્યો. ધીમે ધીમે કિનારો દેખાતો બંધ થયો. રાજાબાઇ ટાવર જેવા મુંબાઇના સૌથી ઉંચા મિનારા પણ દૃષ્ટિમર્યાદાથી અદ્રસ્ય થયો. અંતે રામપ્રસાદ બેન્ચ ઉપરથી ઉઠીને આમતેમ ફરવા લાગ્યો; પરંતુ આ કાર્યક્રમથી પણ થોડા સમયમાંજ તે કંટાળ્યો. આથી તે પાછો પોતાની કેબિનમાં જઇને બેઠો. હવે તેના અંતરમાંથી પોલિસનો ભય દૂર થઇ ગયો હતો. વળી જો હવે પોલિસ પોતાની શોધ કરશે તો પોતાનો પત્તો નહિજ લાગે એવી તેને સંપૂર્ણ ખાત્રી હતી.

હવે રામપ્રસાદને ક્ષુધાનો અનુભવ થયો. પોતે સ્હવારનું કાંઈ ખાધું નથી એ વાત તેના લક્ષ્યમાં આવી. પેટ પણ તેની પાસે હવે ખોરાકની માગણી કરવા લાગ્યું. તેથી નિરુપાયે રામપ્રસાદ ઉઠયો, અને તપાસ કરીને તે ઉપરના મજલાપર આવેલા મિઠાઇના સ્ટૉલ પાસે ગયો. ત્યાંથી તેણે થોડી વસ્તુઓ ખરીદ કરી, અને તે વસ્તુઓ પોતાની કેબિનમાં લઈ આવી તેણે તેને ઈન્સાફ આપવાનો આરંભ કર્યો. ઉદરયજ્ઞ પૂર્ણ થયા પછી સ્ટીમરપરના ગોવાનીઝ બટલર પાસેથી ચ્હા મંગાવીને પીધી.

કલાક પછી કલાક વીતી જવા લાગ્યો. પદ્માવતી સ્ટીમર પ્રથમ જયગઢ બંદરનાં ઉતારુઓને લેવાની હતી; પરંતુ સંધ્યાકાળ સમયે સ્ટીમર હરણી સુધી જઈ પહોંચી, તથા ત્યાં આગળ એન્જીન બગડવાથી તે કોઇ પણ પ્રયત્ને આગળ વધી શકી નહિ. સ્ટીમરના એન્જીનિયરે તેમજ કૅપ્ટને એન્જીન સુધારવાનો ઘણો પ્રયત્ન કર્યો; પરંતુ રિસાયલું એન્જીન નજ સુધર્યું

આવી સ્થિતિમાં સ્ટીમર એકજ સ્થળે એક બે કલાક ઉભી રહી. ઉતારુઓની અધીરતાની સીમા રહી નહિ. તેમણે ઘણો કોલાહલ કરી મૂક્યો.

લગભગ પાંચ કલાક પછી એન્જીન દુરસ્ત થયું, અને ત્યાર પછી સ્ટીમર પાછી આગળ વધવાં લાગી: આમ છતાં પ્રથમની ગતિ કરતાં આ વખતે તેની ગતિ ધીમી પડી ગઇ હતી.

આવી રીતે જળમાર્ગ કાપતાં કાપતાં બીજે દિવસે સ્હવારે છ વાગ્યાના અરસામાં સ્ટીમરે જગગઢના બંદરમાં પ્રવેશ કર્યો. રામપ્રસાદ આ પ્રવાસથી તદ્દન કંટાળી ગયેલો હોવાથી આજ બંદરે ઉતરવાનો તેને વિચાર થયો; કિન્તુ પૂર્ણ વિચાર કરી જોતાં રત્નાગિરી ઉતરવાથી તાર, પોષ્ટ, દવાખાના વગેરેની સગવડતાનો લાભ મળશે વિચારી તેણે રત્નાગિરી સુધી જવાનો નિશ્ચય કર્યો.

સ્ટીમર ઉભી રહી એટલે ફર્સ્ટ કલાસની રેલિંગને અઢેલીને ઉભો રહી રામપ્રસાદ ઉતારુઓને ઉતરતા ચઢતા જોવા લાગ્યો.. સ્ટીમરપર ચઢનારા ઉતારુઓ થોડા હોઇ, ઉતરનારા ઘણા હતા. આ બંદરેથી એક સંન્યાસી પણ સ્ટીમર ઉપર ચઢયો. રામપ્રસાદે એ સંન્યાસીને લક્ષ્યપૂર્વક જોયો. સંન્યાસીના મસ્તકપર લાંબી જટા હોઇ તેણે પોતાના સર્વાંગ ઉપર વિભુતિ ચોળી હતી. દાઢી પણ ઘણી વધી

ગયેલી જોવામાં આવતી હતી. તેની ડાબી ખાંધ ઉપર એક ભગવા રંગની ઝોળી હોઈ જમણા હાથમાં એક તાંબાનું કમંડળ હતું. વસ્ત્રોમાં એક લંગોટી સિવાય અને પગમાં પાવડીઓ સિવાય બીજું કાંઈ નહોતું.

સંન્યાસીએ પ્રથમ ચોતરફ દૃષ્ટિપાત્ કરીને સત્વર ઉતારુઓનો દૃષ્ટિ પરિચય કરી લીધો. પછીથી પૂર્વ તરફ મ્હોં કરીને ઉંચે સ્વરે બોલી ઉઠયો:-" જય શંકર ! શંકર-શંકર ! " પરંતુ તેના સ્વરમાં ક્રોધ ભરેલો હોય એવો ભાસ થતો હતો ! એ સ્વર સાંભળતાંજ શ્રોતાના અંતરમાં ક્ષણકાળને માટે એવી કલ્પના ઉપજે તેમ હતી કે જાણે શંકરેજ આ સંન્યાસીનો કોઇ મહાન્ અપરાધ કર્યો કેમ ન હોય?

ડેક ઉપરનાં માણસો સંન્યાસીનો આ ક્રોધાવિર્ભાવ જોઇને આશ્ચર્યચકિત બની જઈ તેના તરફ એકાગ્રદૃષ્ટિથી જોઇ રહ્યાં ! માત્ર એક બાજુએ બિછાનું બિછાવીને બેઠેલા બે ત્રણ ' યંગ ઇન્ડિયા ' સમુહમાંના સુધારક તરુણ આ પ્રકાર જોઈ એક બીજાને નેત્રસંકેત કરી મનમાં ને મનમાં હસતા હતા. સંન્યાસીએ વક્રદૃષ્ટિથી એક વખત તેમના તરફ જોયું, તથા તેમનાથી થોડા અંતરે પોતાનું વ્યાઘ્રાંબર પાથરીને તે ત્યાં બેઠો. ઉતારુઓમાંનાં કેટલાંક ભાવિક માણસો સંન્યાસી પાસે આવી " નમસ્કાર મહારાજ ! " કહીને તેને પ્રણામ કરવાં લાગ્યાં. સંન્યાસી " ચિરાયુ થાઓ-સુખી રહો " કહીને તેમને સૌને આશીર્વાદ આપવા લાગ્યો; આમ છતાં તેનો કંઠસ્વર અને નેત્રકટાક્ષ એવા પ્રકારના હતા કે, તે ઉપરથી તેના શબ્દોનો અર્થ 'ભસ્મ થઇ જા.' એવોજ હોવાનો ભાસ થતો હતો !

થોડા સમય સુધી ચોતરફ દૃષ્ટિ ફેરવ્યા પછી સંન્યાસીએ પોતાની ઝોળીમાંથી થોડો ગાંજો અને માટીની એક ન્હાની ચલમ બ્હાર કાઢી. પછીથી ડાબા હાથની હથેળીમાં ગાંજો રાખી તેને તે જમણા હાથથી પુષ્કળ મસળવા લાગ્યો. સઘળાં ઉતારુઓ સંન્યાસી તરફ ભયચકિત દૃષ્ટિથી જોઇ રહ્યાં હતાં. એટલામાં ઉપરોક્ત સુધારક તરુણો પૈકીના બે જણ સંન્યાસીના આસનની પાસે આવીને બેઠા.

એ બે તરુણો પૈકીનાં એકે કહ્યું:-" મહારાજ! આપ ગાંજો કેમ પીઓ છો ? "

પ્રથમ તો સંન્યાસીના વર્તન ઉપરથી આસપાસનાં માણસોને એમ લાગ્યું કે, એ તરુણનો પ્રશ્ન સંન્યાસી મહાત્માએ હજી સાંભ-

જોજ નથી ! કેમકે તેણે પ્રશ્ન કર્તા તરુણ તરફ દષ્ટિપાત્ સુદ્ધાં કર્યો નહિ, તે તો ગાંજોજ મસળ્યા કરતો હતો. આવો પ્રકાર જોઇ બીજાં માણસો એ તરુણ તરફ નિર્ભત્સનાયુક્ત દષ્ટિથી જોવા લાગ્યાં.

પરંતુ લગભગ અડધી મિનિટ પછી પ્રશ્નકર્ત્તા તરુણના મ્હોં તરફ પોતાનાં લાલચોળ નેત્રો ફેરવીને સંન્યાસીએ ગંભીર તેમજ જડ સ્વરે પૂછ્યું:—"આપે શું પૂછ્યું ?"

સંન્યાસીનો આવો અભિનય જોઇને એ તરુણના અંતરમાં પણ થોડી શંકા ઉત્પન્ન થઇ. કાંઇક સંકુચિત હૃદયે તેણે પુનઃ પ્રશ્ન કર્યો:—"આપ ગાંજો કેમ પીઓ છો ? એમાં એવો કોઇ મુખ્ય ગુણ છે કે શું ?"

આ વાક્ય સાંભળવામાં આવતાં સંન્યાસીનો રાગ અને ખિન્નતા કાંઇક અંશે ઓછાં થયાં. પૂર્વવત્ સ્વરે તેણે કહ્યું:—"ગાંજો પીવાથી મન સ્થિર થાય છે !" આમ કહીને મસળેલો ગાંજો ચલમમાં મૂકી તેનાપર સળગાવેલી કાથીની દોરી મૂકીને તે ચલમના દમ મારવા લાગ્યો. પાંચ સાત જંગી દમ મારીને છેવટનો દમ તેણે એટલા તો જોરથી માર્યો કે તે આવેશમાં ને આવેશમાં એ હાથ ઉંચો થઇ ગયો ! અંતે મુખમાંથી ધુમાડાના ગોટેગોટ કાઢતાં સંન્યાસીએ પૂછ્યું:—"કોઇની પ્રસાદ લેવાની ઇચ્છા છે ?"

રામપ્રસાદને ગાંજો પીવાનો અભ્યાસ હતો; કિન્તુ આ વ્યસન તે ઘણી છુપી રીતે કરતો હતો. સંન્યાસીનો પ્રસાદ મેળવવાની ઇચ્છા આ સમયે રામપ્રસાદના અંતરમાં ઘણી પ્રબળ થઇ; પરંતુ તરતજ તેના અંતરમાં એવો વિચાર આવ્યો કે, 'આટલા બધા લોકોની હાજરીમાં હું કેવી રીતે ગાંજો પી શકું ?' પરંતુ તરતજ તેના મને એવી સલાહ આપી કે, 'અરે, અહિં મ્હને કોણ ઓળખે છે ? હું એક મ્હોટો જમીનદાર છું તેની આ સ્થળે કોઇને માહિતી નથી.' અંતે આજ યુક્તિવાદનો જય થયો તથા તેણે સંન્યાસીના ચરણો પાસે બેસીને તેના હાથમાંથી ચલમ લીધી.

રામપ્રસાદ દમ ઉપર દમ મારીને પ્રસાદ મેળવવા લાગ્યો. તેનું આ કાર્ય ચાલતું હતું ત્યારે સંન્યાસી તેના તરફ એકાગ્રદષ્ટિથી જોઇ રહ્યો હતો. રામપ્રસાદે થોડા દમ માર્યા પછી હાથમાંની ચલમ સંન્યાસીને પાછી. સંન્યાસીએ ગંભીરતાસૂચક સ્વરે કહ્યું:—"બેટા ! ત્હારા ભાગ્યમાં રાજદંડ હોય એમ લાગે છે !"

સંન્યાસીના આ શબ્દો સાંભળતાંજ રામપ્રસાદનું સર્વાંગ ધ્રૂજી ઉઠયું. તેણે અસ્પષ્ટ તેમજ નમ્ર સ્વરે પૂછયું:—"ગુરુદેવ! આપના વાક્યનું તાત્પર્ય શું છે?"

સંન્યાસીએ ગંભીરતાથી કહ્યું:—"જે માણસના કપાળમાં રાજદંડનું ચિહ્ન હોય છે તે કેદખાનામાં જાય છે અગર તો એક રાજાના જેટલો વૈભવ તેને પ્રાપ્ત થાય છે. ત્હારો હાથ લાવ જોઇએ, બેટા!"

પોતાનો હાથ સંન્યાસીને બતાવવો કે નહિ તેના વિચારમાં રામપ્રસાદ પડી ગયો; કિન્તુ અંતે હાથ બતાવવામાં કાંઇ હરકત નથી વિચારીને તેણે પોતાનો હાથ લાંબો કર્યો. સંન્યાસીએ થોડા સમય સુધી એકાગ્રચિત્તથી તેમજ દૃષ્ટિથી તેના હાથને આમતેમ ફેરવીને જોયો. આ સૂક્ષ્મદૃષ્ટિપરીક્ષા પૂર્ણ કર્યા પછી તેણે કહ્યું:-"હમણાં ત્હારા મનને ઘણું દુઃખ પડે છે—કેમ નહિ?"

રામપ્રસાદે મસ્તક નમાવી ઉત્તર આપ્યો:—"હા મહારાજ!"

આટલાં બધાં માણસોની હાજરીમાં સંન્યાસી પોતાના શિરપર સંકટ આવે એવું તો કાંઈ નહિ બોલેને? એ માટે રામપ્રસાદના મનમાં ઘણો ભય ઉપજ્યો. તેથી તેણે કહ્યું:-"આપે મ્હારા સંબંધી જે કાંઇ કહ્યું તે તદ્દન યથાર્થ છે." આમ કહીને તેણે તરતજ પોતાનો હાથ પાછો ખેંચી લીધો. પછીથી તેણે પૂછયું:—"ગુરુદેવ! આપ કયાંથી આવો છો?"

"હું પરશુરામનાં દર્શનાર્થે ગયો હતો—ત્યાંથી આવું છું."

"હવે આપ કયાં જવાના છો?"

"રત્નાગિરી. ત્યાં મ્હારો એક ભક્તિમાન્ શિષ્ય છે. તેને એક વખત દર્શન આપીને હું તીર્થયાત્રા કરવા ઉપડી જવાનો છું."

"આપ કયાં કયાં જશો?"

"ગુજરાતનાં તેમજ મધ્ય હિન્દુસ્તાનનાં સઘળાં તીર્થસ્થાનોએ હું પહેલાં જઇ આવ્યો છું. આ સમયે દક્ષિણ હિંદુસ્તાનની તીર્થયાત્રાએ હું જવાનો છું. મહાકાળી, કનકાદિત્ય, વ્યોમેશ્વર, વગેરે તીર્થસ્થાનો જોતાં જોતાં અંતે ઠેઠ રામેશ્વર સુધી જવાનો મ્હારો નિશ્ચય છે. બેટા! તું કયાં જાય છે?"

"હું પણ તીર્થયાત્રાએજ નીકળ્યો છું."

" પૂર્વે તું કદાપિ આ તરફ આવ્યો હતો કે ?"

" ના પ્રભુ !"

સંન્યાસીએ પુનઃ પોતાની ઝોળીમાંથી થોડો ગાંજો બ્હાર કહાડ્યો, તથા રામપ્રસાદના હાથમાં આપીને કહ્યું:-" બેટા ! આને તૈયાર કર એટલે ફરીથી ચલમ ભરીએ."

આ સમયે રામપ્રસાદના અંતરમાં સંન્યાસીને માટે ઘણી ભક્તિ તથા શ્રદ્ધા ઉપજી હતી. સંન્યાસીના આ આદેશથી તે પોતાને ઘણો ભાગ્યશાળી અને કૃતાર્થ સમજી હથેળીમાં ગાંજો મસળવા લાગ્યો.

સંન્યાસીએ પૂછ્યું:-" વત્સ ! પૂર્વે તું કદાપિ આ પ્રદેશમાં આવ્યો નહોતો કેમ ?"

" ના, મહારાજ !"

" ત્યારે તું મ્હારી સાથેજ તીર્થયાત્રાએ આવજે. આપણે આનંદથી સાથે સાથે જઇશું."

" આપની આટલી બધી કૃપા માટે હું આપનો ઘણો આભારી થયો છું, તેમજ હું મ્હને પોતાને ઘણો ભાગ્યશાળી સમજું છું."

" રત્નાગિરીથી નીકળવાનો વિચાર ત્હેં ક્યારનો રાખ્યો છે ?"

હવે રામપ્રસાદે રત્નાગિરીમાં વધારે વખત નહિ રોકવાનો વિચાર કરીને કહ્યું:-"હું ત્યાંથી આજે રાત્રેજ નીકળનાર છું !"

ગાંજાની ચલમ પોતાના હાથમાં લેતાં લેતાં સંન્યાસીએ પૂછ્યું:- " આજે રાત્રેજ ?"

" હા, પ્રભુ ! આજે રાત્રેજ મ્હારે ત્યાંથી નીકળવું જોઇએ."

સંન્યાસીએ ગાંજાના સાથે અગ્નિસંયોગ કરીને બે ચાર દમ માર્યા પછી કહ્યું:-" પણ મ્હારાથી આજેને આજે રત્નાગિરીથી નીકળી શકાય તેમ નથી. મ્હારો શિષ્ય પણ ઘેર હશે કે કેમ તેની મ્હને માહિતી નથી. વળી તીર્થયાત્રાએ કાંઇ ખાલી હાથે જઇ શકાય છે ! રત્નાગિરીથી મ્હારે થોડા રૂપિયા લેવાના છે."

રામપ્રસાદને તીર્થયાત્રાનો વિચાર ઘણો પસંદ પડ્યો હતો. તેણે કહ્યું:-" જો એટલાજ કારણને લીધે આપને રત્નાગિરીમાં રોકાવું પડે તેમ હોય તો એ માટે ચિંતા રાખવાનું યા તો રોકાવાનું કાંઇ પ્રયોજન નથી." આમ કહીને રામપ્રસાદે પોતાના ખિસ્સામાંથી એક મુઠી ભરીને રૂપિયા બ્હાર કાઢી, સંન્યાસીના ચરણો પાસે મૂકી તેણે સંન્યાસીને ભક્તિપૂર્વક પ્રમાણ કર્યાં.

રૂપિયા સત્વર હાથમાં લઇને સંન્યાસીએ અસ્પષ્ટ સ્વરે રામપ્રસાદને આશીર્વાદ આપ્યો. ગાંજાની ચલમ હોલઇ ગઇ હતી, તેને પુનઃ સળગાવીને સંન્યાસીએ રામપ્રસાદને ચલમની પ્રસાદી આપી.

રામપ્રસાદ જેવા શ્રીમંત ગૃહસ્થની સંન્યાસી ઉપર બેઠેલી શ્રદ્ધા તથા તેણે તેને મુઠી ભરીને આપેલા રૂપિયાની દક્ષિણા જોઇને સ્ટીમર ઉપરનાં સઘળાં ઉતારુઓ ઘણું આશ્ચર્ય પામ્યાં. રત્નાગિરી પાસે આવતું હોવાથી ઘણાં માણસો પોતાનો હાથ બતાવવાના હેતુથી સંન્યાસીને ઘેરીને બેઠાં!

——:o:——

## પ્રકરણ ૬ ઠું.

### વસન્તનું ભૂતજીવન.

વસન્ત અને નલિન પ્રાણાધિક મિત્રો હતા. બન્ને સહાધ્યયી, સમશીલ અને ભાવિ જીવનને ઉન્નત કરવાની ઇચ્છા ધરાવનારા હતા. એમને બન્નેને મિત્રો કહેવા કરતાં એકબીજાના સગા ભાઇજ હતા એમ કહેવું વિશેષ ઉચિત છે; કેમકે વસન્તના ઉપર જ્યારે કોઇ પણ સંકટ આવી પડતું હતું ત્યારે તેના સંકડો દોસ્તદારો છુપાઇ જતા હતા અને માત્ર નલિનજ તેને તન, મન તેમજ ધનથી સહાયતા કરતો હતો. વસન્ત શ્રીમંત હતો ત્યારે નલિન સાધારણ સ્થિતિનો હતો. આમ છતાં તેમનો ઉભયનો એકબીજા પ્રત્યે આવો અપૂર્વ સ્નેહ હતો.

વસન્ત અને નલિન મુંબાઇની ગ્રૅન્ડ મેડિકલ કૉલેજમાં હતા. મહાવિદ્યાલયમાં પ્રવેશ કરતી વખતે જેવી રીતે પ્રત્યેક યુવક વિદ્યાર્થીના અંતરમાં અસંખ્ય કલ્પનાઓ ઉપજે છે તેવીજ રીતે બન્નેના અંતરમાં પોતાના ભાવિજીવનને કેવી રીતે ઉન્નત કરવું તેની અસંખ્ય કલ્પનાઓ ઉપજતી હતી. મહાવિદ્યાલયના નંદનવનનો આનંદ આવાજ ઉન્માદજનક હોય છે. એ આનંદોન્માદથી વિદ્યાર્થી યુવક વિવિધ પ્રકારની સુખમય સ્થિતિનું ચિત્ર પોતાના અંતરમાં આંકે છે. આમ થાય છે એનું કારણ એ છે કે, વિશ્વનું કલ્યાણ કરવાનું વ્રત લઇ બેઠેલા અને સમસ્ત જગતમાં પ્રસિદ્ધિ પામેલા મહાપુરુષોનાં જીવનચરિત્રોનો તેઓ નિરંતર અભ્યાસ કરે છે. અમુક જાતિનાં મનુ-

જ્યોએ પોતાની તેમજ પોતાના રાષ્ટ્રની ઉન્નતિ કેવી રીતે કરી તેનો ઈતિહાસ તેઓ રાત્રિદિવસ વાંચ્યા કરે છે. રાષ્ટ્રસંસ્થાપક, રાષ્ટ્રોદ્ધારક અને રાષ્ટ્રસંવર્દ્ધકોનાં ચરિત્રો તથા કર્ત્તવ્યપરાયણતા વિદ્યાર્થીમંડળના મનમાં સ્ફુર્તિ ઉત્પન્ન કરે છે. ધર્મવીરોનું ધર્મજ્ઞાન તેમના મનમાં ઘોળાયા કરે છે. તત્વવેત્તાનું તત્વજ્ઞાન તેમને ગંભીરતા શિખવે છે. જો યુવાવસ્થામાં આનંદજનક સમય હોય તો તે વિદ્યાર્થીજીવનજ છે. વસન્ત તેમજ નલિન પણ સતત અભ્યાસ કરી પોતાના જ્ઞાનની વૃદ્ધિ કરવાનો પ્રયત્ન કરતા હતા.

વસન્ત અને નલિન જ્યારે જ્યારે એકત્ર થતા હતા ત્યારે તેમની ઉભયની વચ્ચે વિવિધ પ્રકારનો વાદવિવાદ ચાલતો હતો. વસન્તનો મત એવો હતો કે પહેલી રાજકીય સુધારણા થવી જોઈએ ત્યારે નલિનનો મત એવો હતો કે, પહેલી સામાજિક સુધારણા થવી જોઈએ અને તત્પશ્ચાત રાજકીય સુધારણા થવી જોઈએ. વસન્ત અને નલિન પોતપોતાના મતને પ્રતિપાદિત કરવાને એકબીજાને અસંખ્ય પ્રમાણો આપતા હતા. વસન્ત જર્મની, ફ્રાન્સ અને જાપાનનું ઉદાહરણ આપતો હતો ત્યારે નલિન રાજકીય સ્વતંત્રતાવાળા ચીન દેશનું ઉદાહરણ આપતો હતો. પરતંત્ર અમેરિકા સ્વાતંત્ર્યમુક્ત થયાથીજ તે આજે અધ્વર્યુ પદને પહોંચ્યું છે એમ જ્યારે વસન્ત કહેતો ત્યારે નલીન કહેતો કે ચીનનો જનસમુદાય અશિક્ષિત હોવાથી એ દેશની જોઈએ એટલી ઉન્નતિ થઈ શકી નથી, તેથી લોકશિક્ષણ અને સમાજસુધારણાની પ્રથમ આવશ્યક્તા છે.

હમણાં પણ બન્ને મિત્રો વચ્ચે આવોજ વાદવિવાદ ચાલતો હતો. વાદવિવાદનો કિંવા ચર્ચાનો કાંઈ માત્ર એકજ વિષય નહોતો: કિન્તુ એ સઘળા વિષયોનું નિમજ્જન સરિતાઓ પ્રમાણે દેશોત્કર્ષના સમુદ્ર તરફ હતું. વર્ત્તમાન સામાજિક તેમજ રાજકીય ચળવળ, વિશ્વવિદ્યાલયનો અભ્યાસક્રમ, સ્વરાજ્યની આવશ્યક્તા, જાતિભેદ, બાળલગ્ન, વૃદ્ધલગ્ન, પુનર્લગ્ન તથા બીજા એવા અનેક ગંભીર તેમજ મહત્વના વિષયો ઉપર તેઓ ચર્ચા કરતા હતા. આજે પણ ચર્ચા કરતા કરતા તેઓ હિંદુ અને મુસલ્માનોના વિષય સુધી આવી પહોંચ્યા. વસન્તે કહ્યું કેઃ—" જ્યાં સુધી મુસલ્માન સમાજ હિંદી સમાજને મળી જઈને રાજ્યકાર્ય કરવા તૈયાર નહિ થાય ત્યાંસુધી ભારતવર્ષની ઉન્નતિ થવાની નથી ! હિંદુ સિવાય હિંદના મુસલ્માનોનું અસ્તિત્વ નથી, તેવીજ

રીતે મુસલ્માનો સિવાય હિંદુઓનું અસ્તિત્વ નથી. જેવી રીતે હિંદીઓને માટે તુર્કસ્તાનના સુલ્તાન, ઇરાનના શાહ, ઇજીપ્તના ખેદિવ અરે આપણી પાસેના અફઘાનના અમીર સુદ્ધાં દોડી આવનાર નથી તેવીજ રીતે મુસલ્માનોને માટે હિંદીઓ પણ દોડી જવાના નથી. મુસલ્માનોના ઉત્કર્ષનો આધાર હિંદુઓ ઉપર અવલંબીને રહેલો છે. અને હિંદુઓના ઉત્કર્ષનો આધાર મુસલ્માનો ઉપર અવલંબીને રહેલો છે. જો ઉભય સમાજ એકત્ર થાય તોજ રાષ્ટ્રોન્નતિ થાય તેમ છે.

નલિનનો પણ આવોજ મત હતો એટલે આ વિષય ઉપર વિશેષ ચર્ચા ચાલી નહિ. તેઓ હવે અન્ય વિષય ઉપર ચર્ચા કરવા માંડયા; તેથી આપણે તેમને ચર્ચા કરતા રહેવા દઇ વસન્તના ભૂતજીવનની માહિતી મેળવીશું તો તે ઠીક થઇ પડશે.

વસન્તના માતામહનું નામ વિશ્વનાથ દેસાઇ હતું. વસન્ત તેમની કન્યાનો પુત્ર હતો. વિશ્વનાથને પુત્રસંતતિ નહિ હોવાથી વસન્તજ તેમની સઘળી સંપત્તિનો વારસ હતો. વસન્તની એક માશી હતી; પરંતુ તે બાળવિધવા હોઈ વિશ્વનાથની પાસેજ રહેતી હતી. તેનું નામ સાવિત્રી હતું.

વિશ્વનાથનો સ્વભાવ આગ્રહી હોઈ તેઓ પ્રાચીન મતોને અનુસરતા હતા. તેમનો સ્વભાવ એટલો તો આગ્રહી અને કડક હતો કે કોઈ તેમની વિરુદ્ધ એક પણ અક્ષર ઉચ્ચારી શકતું નહિ. તેમની વિરુદ્ધ કાંઇ બોલવું એટલે સાક્ષાત જમદગ્નીની સાથેજ વિરુદ્ધતા કરવા જેવું હતું. આવી સ્થિતિ વસન્તના પિતાની હતી. વિશ્વનાથ પુરાણમતાભિમાની હતા ત્યારે વસન્તના પિતા ચુસ્ત સુધારક હતા. એથી શ્વસુર જમાઇ વચ્ચે અણબનાવ રહે એમાં કાંઇ નવાઇ નથી. વિશ્વનાથના પ્રાચીન મતાભિમાનને લક્ષ્મીની સહાય હતી ત્યારે વસન્તના પિતાના સુધારકપણાને લક્ષ્મીની મ્હોટી બ્હેનની સહાયતા કિંવા આધાર હતો. વસન્તના દુર્દૈવ અગરતો સુધારકોના સુદૈવ વસન્તની માતા વસન્તને જન્મ આપીનેજ પરલોકવાસિની થઇ. સુધારકોએ વસન્તના પિતાને પુનર્લગ્ન કરવાનો અત્યાગ્રહ કર્યો. વસન્તના માતામહે વસન્તને પોતાની પાસે રાખી લઇને જમાઇને પુનર્વિવાહ કરવા નહિ એમ સ્પષ્ટ કહી દીધું; એટલુંજ નહિ પરંતુ જો તેઓ પુનર્લગ્ન કરશે તો વસન્તનું ભવિષ્યજીવન પણ દુઃખમય થશે એવો ભય સુદ્ધાં દર્શાવ્યો. વસન્તના પિતાએ તત્વહાનિ કરતાં ધનહાનિ ઉત્તમ ઠરાવીને પુર્નલગ્ન

કર્યું; છતાં દુઃખજનક પ્રકાર એ બન્યો કે, લગ્ન થયા પછી ત્રીજેજ વર્ષે વસન્તના પિતા પોતાની નવીન ગૃહિણીની સાથે આલોકનો ત્યાગ કરી પરલોકવાસી થયા.

પિતાના મૃત્યુ સમયે વસન્તની ઉમ્મર લગભગ સાત આઠ વર્ષની હશે. વિશ્વનાથ દેસાઈનો વસન્ત ઉપર અનન્ય પ્રેમ હતો; છતાં તેમનો સ્વભાવજ એવો હતો કે જેના ઉપર તેમનો વિશેષ પ્રેમ હોય તેના ઉપર તેઓ એક બાદશાહની માફક સત્તા ચલાવવાને ઇચ્છતા હતા. તેમનો પ્રેમ કોમળ શબ્દોમાં સમાયલો નહોતો. વસન્ત એક રાજકુમારની માફક ઘણા ઠાઠમાઠમાં રહે એવી તેમની ઇચ્છા હતી; આમ છતાં વસન્ત જ્યારે સારાં કપડાં પહેરતો ત્યારે તેઓ એમજ કહેતા હતા કેઃ—“ ત્હારા પિતાએ ત્હારા ઠાઠમાઠને માટે મ્હને એક પાઇ પણ સોંપેલી નથી. ” જ્યારે વસન્ત અલંકાર તેમજ ગાડીઘોડાનો ત્યાગ કરી તદ્દન સાદાઇમાં રહેતો ત્યારે તેઓ કહેતા કેઃ—“ કેવો મૂર્ખ છે ! જે જન્મથીજ દરિદ્ર છે તે શ્રીમંતાઇનો ઉપભોગ ભોગવી શકતો નથી !” વસન્તને સતત અભ્યાસ કરતો જોઈ વિશ્વનાથ દેસાઈ અતિ પ્રસન્ન થતા હતા; પરંતુ તેમણે કદાપિ તેને પ્રોત્સાહન આપ્યું નહોતું. અંતે વસન્ત પંદર વર્ષની ઉમ્મરનો થયો. મેટ્રિકની પરીક્ષા પસાર કરી સોળ વર્ષની ઉમ્મરે તેણે સરસ્વતીના વિશાળ પણ અભિનવ મનોરમ આરામમાં પ્રવેશ કર્યો. આ સમયે વસન્ત ઘણાજ ઠાઠમાઠમાં રહેતો હતો. ગાડીઘોડા અને બે પરિચારકો તેની સેવામાં ઉપસ્થિત રહેતા હતા.

મહાવિદ્યાલયમાં પ્રવેશ થતાંજ વસન્તની દૃષ્ટિનું ક્ષેત્ર મર્યાદાશૂન્ય થયું; આંગ્લચર્ચાનું તથા વર્ત્તમાનચર્ચાનું પરિણામ તેના મનમાં થતાં તે પોતાના પિતાના જેવા મત ધરાવવા લાગ્યો. વસન્ત રાજકાર્ય સુધારણાની પ્રથમ આવશ્યકતા ધારતો હતો; પણ તેથી કાંઈ સમાજ-સુધારણાની આવશ્યકતા નથી એવો તેનો મત નહોતો. સામાજિક સુધારણા કરવામાં રાષ્ટ્રની સઘળી શક્તિનો ઉપયોગ કરવો જોઇએ નહિ એવો તેનો મત હતો. જેવી રીતે રાષ્ટ્રકાર્યને માટે તન મન ધન અર્પણ કરવું જોઇએ તેવીજ રીતે રાક્ષસી રુઢીનો વિનાશ કરવાને માટે પોતે તૈયાર થવું જોઇએ એમ તેને લાગતું હતું. વસન્તને વાચવાનો ઘણોજ નાદ હોવાથી તેના વિચારો ધીમે ધીમે દૃઢ થતા ગયા. પ્રચલિત ચળવળના ઇતિહાસમાં અનેક સ્થળે પિતાના નામનો સાદર

ઉલ્લેખ થયેલો તેના જોવામાં આવ્યાથી પિતાને માટે તેનું મન આદર-યુક્ત થયું, તથા પ્રસંગ આવ્યે પોતે પિતાનુંજ અનુકરણ કરશે એમ તે સ્પષ્ટ કહેતો હતો.

વસન્તનો મહાવિદ્યાલયમાં પ્રવેશ થતાંજ વિશ્વનાથ દેસાઇ તથા તેમનાં પત્ની વસન્તનું લગ્ન કરી ઘરમાં વહુ લાવવાના વિચારો કરવા લાગ્યાં. અંતે તેમણે એક સુંદર વહુ જોઇને લગ્નનો શુભ દિવસ પણ નક્કી કર્યો. જ્યારે આ હકીકત વસન્તના જાણવામાં આવી ત્યારે તેણે હમણાં પોતાને લગ્ન કરવું નથી એમ સ્પષ્ટ રીતે તેણે પોતાને માતા-મહને કહી દીધું. વસન્તની લગ્ન કરવા તરફ નારાજી જોઇને વિશ્વનાથે તેને પૂછ્યું:–"લગ્ન કરવું નથી ત્યારે સંન્યાસ સ્વીકારવો છે કે શું? કે ત્હારા પિતાની માફક ત્હારે પણ પુનર્વિવાહ કરવો છે? શું જાતિભેદ તોડી નાખીને અન્ય જાતિની સ્ત્રીની સાથે ત્હારે લગ્ન કરવું છે?"

વસન્ત શાન્તજ રહ્યો. તેણે કશો ઉત્તર આપ્યો નહિ.

વિશ્વનાથ દેસાઇએ કહ્યું:—"તું ત્હારા પિતાના જેવો ઉદ્ધત અને સ્વચ્છંદી બની ગયો છે. તું પણ તેમના જેવોજ દિગ્વિજય કરવાને ઇચ્છતો હોઇશ? મ્હારી પાસે આવી સ્વચ્છંદતાથી નહિ વ-ર્તાય. મ્હારા ઘરમાં રહેવાનો ત્હારો વિચાર હોય તો હું કહું તે પ્ર-માણે ત્હારે વર્તવુંજ જોઇએ."

આમ છતાં વસન્ત મૌન ધારણ કરી રહ્યો હતો. તેને શાન્ત રહેલો જોઈ વિશ્વનાથને ઘણો ક્રોધ ઉપજ્યો. તેમણે કડક સ્વરે કહ્યું:–"કેમ, ચૂપકીદીથી ઉભો રહ્યો છે? ત્હારા પિતાની માફક ત્હારો પણ જાતિ-ભ્રષ્ટ અને ધર્મભ્રષ્ટ થવાનો વિચાર હશે તો હું તને આશ્રય આપી શકીશ નહિ!"

આ વખતે વસન્તે મૌનનો ભંગ કરીને કહ્યું:—"મ્હારા પિ-તાએ અનીતિ કરી હોય એમ મ્હને લાગતું નથી; વળી પ્રસંગ આવ્યે હું પણ તેમનાજ વર્તનનું અનુકરણ કરવાનો છું. હમણાં લગ્ન કરવાની મ્હારી બિલકુલ ઇચ્છા નથી. હું મ્હારા પોતાના પગ ઉપર ઉભો રહેવાને સમર્થ થાઉં ત્યારેજ આપ લગ્નની ખટપટ કરજો."

"ત્હારું કહેવું હું સાંભળવાનો નથી. ત્હારે લગ્ન કરવાને તૈયાર થવુંજ જોઇએ. મ્હારી આબરુને પાયમાલ કરી નાખવાનો ત્હારો વિચાર છે કે શું? હું કેવો પ્રતિષ્ઠિત શ્રીમંત પુરુષ છું તેનો ત્હારે વિચાર કરવો જોઇએ."

"આપની પ્રતિષ્ઠાનો નાશ કરવાની મ્હારી ઇચ્છા હોઇ શકેજ નહિ. બાકી આપનું કહેવું હમણાં તો હું લાચારીથી માન્ય કરી શકતો નથી."

"માન્ય કરી શકતો નથી ? ત્હારા પિતા પણ મ્હારો ઉપદેશ માન્ય કરતા નહોતા. વસન્ત ! સાંભળ, જો મ્હારા મકાનમાં રહેવાને તું ઇચ્છતો હોય તો ત્હારે મ્હારા ઉપદેશાનુસાર વર્તવુંજ જોઇએ. એમ છતાં જો ત્હારી મ્હારા મત વિરુદ્ધ વર્ત્તવાની ઇચ્છા હોય તો ત્હારે માટે દશે દિશાઓ ખુલ્લી છે. મ્હારી પાસેથી સત્વર તું ત્હારૂં કાળું મ્હોં દૂર કર !"

"ઘણું સારું." કહીને વસન્ત ઘરની બ્હાર નીકળ્યો. તેની પાસે માત્ર કિંમતી કપડાં, સોનાનું ઘડીઆળ અને અછોડો તથા એક સુવર્ણ મુદ્રિકા હતી. ક્રોધને વશ થઈ વસન્ત નલિન પાસે જઈ પહોંચ્યો. પછીથી તેણે નલિનને સઘળી હકીકત કહી સંભળાવી. નલિનનો વસન્ત ઉપર એક નિષ્ઠ પ્રેમ હતો. તેણે વસન્તની સઘળી હકીકત સાંભળી લઇને તેને પોતાની પાસેજ રહેવાનું કહ્યું. વસન્ત ચાર માસ સુધી નલિનને ઘેર રહ્યો. આમ છતાં નલિન સામાન્ય સ્થિતિનો હોવાથી હમ્મેશાંને માટે તેને ભારરૂપ થઇ પડવાનું વસન્તે વ્યાજબી વિચાર્યું નહિ; તેથી તે નલિનના પાડોસમાંજ એક ઓરડી ભાડે લઇને રહ્યો. આ ઓરડીમાંજ પ્રથમ શાન્તિલતાની સાથે રંગનાથ રહેતો હતો. નલિને વસન્તને બે ત્રણ ટ્યુશનો પણ શોધી આપ્યાં. એ ટ્યુશનોની આવકમાંથી વસન્ત પોતાનું ખરચ ચલાવવા લાગ્યો.

આટલું થયા પછી વિદ્યાલયમાંની પૂર્વ Preliminary પરીક્ષા પાસ કર્યાના સમાચાર વસન્તે પોતાના માતામહ કિંવા દાદાને લખી જણાવ્યા.

વસન્તનો કાર્યક્રમ નિયમિત હતો; પરંતુ તેના રીસાઇને ચાલ્યા ગયા પછી તેના દાદાનો કાર્યક્રમ અનિયમિત થઈ ગયો હતો. વસન્ત ઉપર વિશ્વનાથ દેસાઇનો અપાર પ્રેમ હતો; પણ તે શબ્દવાચ્ય નહોતો. વસન્તનું વારંવાર તેઓ સ્મરણ કરતા હતા. વસન્તના રીસાઇને ચાલ્યા ગયા પછી તેમનું હૃદય તદ્દન શૂન્ય બની ગયું. જાણે કે પોતાની પ્રિય વસ્તુ ગૂમ થઈ ગઈ છે. કોઈ તેને હરી ગયું છે એમજ તેમને લાગતું હતું. પોતાના દુરાગ્રહી સ્વભાવને અનુસરીને કોઇએ વસન્તનું નામ પણ ઉચ્ચારવું નહિ એવી તેમણે પોતાના ઘરનાં સઘળાં માણ-

સોને આજ્ઞા કરી હતી ! પહેલાં વિશ્વનાથને એમ લાગતું હતું કે, પોતાના આવા કઠોર વર્તનથી વસન્ત ઠેકાણે આવશે, અને તેના અપરાધ બદલ ક્ષમા માગશે; પરંતુ અનેક અઠવાડીઆં વીતી ગયા છતાં વસન્ત પાછો ફર્યો નહિ. જ્યારે વિશ્વનાથ પોતાના મનને એમ પૂછતા કેઃ—“એ પાછો આવશે કે ?” ત્યારે હઠીલું મન ઉત્તર આપતું કેઃ—“નહિ આવે તો ક્યાં જશે ?” છતાં વસન્ત ન જ આવ્યો. વૃદ્ધ, વસન્ત આવ્યો છે એમ સમજીને પુનઃ હઠથી એવો પ્રશ્ન કરતા કે “વસન્તને પાછો હાંકી કાઢું કે ?” આના ઉત્તરમાં દુરાગ્રહી મન કહેતું કે “હા, એમજ કરવું જોઇએ. એ હરામખોરને પાછો કાઢી મૂકવા જોઇએ ! ” છતાં આવા પ્રશ્નોત્તરો ઘણા સમય સુધી ઉત્પન્ન થવા લાગ્યા નહિ. અંતે વૃદ્ધ વિશ્વનાથને અનુતાપ થવા લાગ્યો. તેઓ પોતાના મનમાં ને મનમાં એમજ કહેવા લાગ્યા કે, “હવે તે પાછો આવશે તો હું તેને હાંકી કાઢીશ નહિ. “વૃદ્ધાવસ્થામાં મનુષ્યનું ચિત્ત સ્થિર રહેતું નથી, તથા વૃદ્ધ માણસને એક પ્રકારનો નાદ હોય છે. વસન્તની આસપાસ ફરવાનો, તેને વઢવાનો તથા તેની તપાસ રાખવાનો વિશ્વનાથનો નાદ હતો. વસન્તના વિદાય થયા પછી આ નાદ એકદમ બંધ પડી ગયો. વ્યવસાય છુટવાથી તેમનો વખત પસાર થવા લાગ્યો નહિ. એથી તેમનો પ્રથમનો દુરાગ્રહી, હઠીલો અને ચ્હીડીઓ સ્વભાવ વિશેષ દુરાગ્રહી અને ચ્હીડીઓ થઇ ગયો. તેમણે એકાન્તવાસમાં રહેવા માંડયું. કોઇપણ નોકર ચાકરતો શું: પણ ઘરનું કોઈ માણસ તેમની પાસે જઇ શકતું નહિ. વિશ્વનાથ એકાંતમાં બોલ્યા કરતા હતા કેઃ—“ગુલામ ! તું આવ તો ખરો: પછી જોજે કે હું તને કેવી કઠોર સજા કરું છું.”

વિશ્વનાથનો દુરાગ્રહી પ્રેમ જ્યારે ઘણો ઉછળતો હતો ત્યારે તેઓ છુપી રીતે પોતાની દુર્બળતા પ્રકાશિત ન થઇ જાય એવી સાવધાનતાથી વસન્તના મહાવિદ્યાલયના શિરનામે ક્વચિત્ સો રૂપિયા તો ક્વચિત પચાસ રૂપિયા મોકલ્યા કરતા હતા. વિશ્વનાથનો આવી રીતે રૂપિયા મોકલવાનો હેતુ એ હતો કે, વસન્તની દરિદ્ર મનુષ્યોમાં ગણના થવી જોઇએ નહિ, આમ છતાં એ રૂપિયા જ્યારે પાછા આવતા ત્યારે વૃદ્ધ વિશ્વનાથના ક્રોધની સીમા રહેતી નહિ. ક્રોધ દૂર થતાંજ આવા હોશિયાર તથા નિસ્વાર્થી બાળકને વિના કારણ હાંકી કાઢયા બદલ તેમને ખેદ થતો હતો.

વિશ્વનાથના અંતરાત્માની આવી અસ્થિર સ્થિતિ હતી ત્યારે વસન્ત અતિ આનંદથી પોતાના કર્ત્તવ્યક્ષેત્રમાં આગળ વધતો હતો. વસન્ત ઉપર જે સંકટો આવી પડયાં એ સંકટોએ તેને વિશેષ ઉત્સાહિત કર્યો. સંકટોએ વસન્ત ઉપર કૃપાજ કરી. યુવાવસ્થાના ઉત્સાહમાં દારિદ્રયાવસ્થાનો પદાઘાત થાય છે તો એ ઉત્સાહ ઘણો વધી જાય છે. ધ્યેયપ્રાપ્તિ માટે ધ્યેયમાંજ આત્મા લીન કરવાને દરિદ્ર યુવક વ્યાકુળ બની જાય છે. દરિદ્રતાના દર્શનથી નેત્રો ઉપરનો અંધકારમય પડદો દૂર થાય છે અને તે સાથેજ ક્રૂર જીવનકલહનું સ્વરૂપ સ્પષ્ટ થાય છે, તથા તેથીજ જીવન સર્વાંગસુન્દર અને પરિપૂર્ણ કરવાની તીવ્ર ઈચ્છા અંતરમાં ઉત્પન્ન થાય છે. વસન્ત ઉપર પણ સંકટોએ આવીજ કૃપા કરી. શ્રીમંત યુવકોનું ધ્યેય પોતાનું જીવન સર્વાંગસુન્દર અને પરિપૂર્ણ કરવાનું હોતું નથી. તેમનું જીવન નાટકો જોવામાં, જલસાઓ અને મિજબાનીઓમાં હાજરી આપવામાં, તથા ધૂમ્રપાન અને વધારામાં સુરાપાન કરવામાંજ વ્યતીત થાય છે. આ વિલાસ હલકટ માનસિક પ્રકૃત્તિનો છે. બિચારા દરિદ્ર તરૂણને ઉદર નિર્વાહાર્થેજ આખા દિવસ સખ્ત શ્રમ કરવો પડે છે. લાડી વાડીને ગાડીમાં ગુલતાન બનેલા શ્રીમંતોની માફક તે નાટકમાં જઇને ઓરચેસ્ટ્રા કલાસમાં બેસી શકતો નથી. પ્રકૃતિની રંગભૂમિ ઉપર પ્રકૃતિ પુરુષોનો દિવ્ય અને અપૂર્વ પ્રવેશ તથા દેખાવો તે મફત જોઇ શકે છે, અને એજ તેને વિશેષ પસંદ પડે છે. અપાર વાયુ, સીમાહીન આકાશ, સ્મિત કરતા ધવલ તારકો, એ તારકોની સાથે સ્પર્ધા કરતાં વિવિધ પ્રકારનાં સુકુમાર અને નિષ્કલંક પુષ્પો, પુષ્પો પ્રમાણે ઉદાર, સદૈવ આનંદી અને સરળ સ્વભાવનાં બાળકો, આપણે જેમાં દુઃખ ભોગવીએ છીએ તે મનુષ્યજાતિ તથા આપણને જેમાં નાચવું પડે છે તે સૃષ્ટિની વિશાળ રંગભૂમિનું અવલોકન અને મનન દરિદ્રી કરી શકે છે. દરિદ્ર માનવજાતિના દર્શનથી આત્માને અને સૃષ્ટિના મનનથી ઈશ્વરને ઓળખી શકે છે.

નિર્ધનતાનો આઘાત, વસન્તની ઉત્સાહી, પણ અદ્યાપિપર્યન્ત સુપ્ત રહેલી માનસિક શક્તિઓને જાગ્રત કરવાને ઉપયોગી થઇ પડયો. મહાવિદ્યાલયમાંની પહેલી પરીક્ષા યશસ્વી રીતે પસાર કરી શકવાથી વસન્તને અતિ આનંદ થયો તેમજ તેના અંતરમાં સ્વાભિમાન ઉપજ્યું. પોતાની બુદ્ધિનો, જ્ઞાનનો તથા શક્તિનો લાભ જે માણસો પોતાની

માફક દુઃખદ સ્થિતિમાં છે તેમને મળવો જોઇએ એમ તેને લાગ્યું. મનુષ્યસમાજને ઉપયોગી થઈ પડે એવુંજ જ્ઞાન મેળવવાની તેને ઇચ્છા થઈ. તેણે પોતાની ઇચ્છાને અનુસરીને, તથા નલિનની સલાહ લઇને મેડિકલ કૉલેજમાં પ્રવેશ કર્યો, તથા ત્યાંની પ્રથમ પરીક્ષા પસાર કરીને એ વર્તમાન તેણે વિશ્વનાથને લખી જણાવ્યા એ વાર્તાનો અમે આગળ ઉલ્લેખ કર્યો છે,

દાદાના ઘરનો ત્યાગ કર્યાને વસન્તને ત્રણ વર્ષ થયાં હતાં. તેનો પત્ર આવતાંજ વિશ્વનાથ દેસાઇને અત્યાનંદ થયો. તેમણે પોતાના મન સાથેજ કહ્યું:—"હરામખોરને ડૉકટર થવા દો; પછી તેનો કાન પકડીને હું તેને આ દિવાનખાનામાં લાવીશ. તેના ઔષધાદિની બાટલીઓ હું અત્રેજ રાખીશ, તથા પ્રથમ મ્હારા શરીરની પરીક્ષા કરાવીને તેને મ્હારી સઘળી ઇસ્ટેટ ફી તરીકે આપી દઇશ. જોઉં છું કે, પછી એ હરામખોર ક્યાં જાય છે?"



## પ્રકરણ ૯ મું.



### પ્રેમોદય.

હમણાં વસન્તની ઉમ્મર બાવીસ વર્ષની હતી. વિદ્યાભ્યાસ તેમજ અન્ય કામકાજ કરવામાં તે એટલો બધો નિયમિત હતો કે, તેનું શરીર સંપૂર્ણ આરોગ્તામાં રહેતું હતું. યુવાનીનું પૂર્ણ તેજ તેના અંગ ઉપર પ્રકાશી નીકળ્યું હતું. વિદ્યાના તેજથી તેનું કપાળ તેજસ્વી બની ગયું હતું. વસન્ત બહુ ઉંચો નહોતો તેમ બહુ ઠીંગણો પણ નહોતો. તેના અવયવો પુષ્ટ અને ભરાવદાર હતા. સુવર્ણની કાન્તિ મૂળથીજ તેજસ્વી હોય છે; પરંતુ પ્રકાશમાં જેવી રીતે તે વિશેષ તેજસ્વી બની જાય છે તેવીજ રીતે યુવાનીના પ્રકાશથી વસન્તની અંગકાન્તિ વિશેષ સતેજ બની ગઇ.

વસન્ત જે ચાલમાં રહેતો હતો એજ ચાલમાં તેની પાડોસમાંજ બે ઓરડીઓમાં એક કુટુંબ રહેતું હતું. એ કુટુંબમાં બે છોકરીઓ અને તેમનાં માબાપ સિવાય બીજું કોઈ નહોતું. મુંબાઇના લોકો ઘણા બેફિકર હોય છે, તદનુસાર બે વર્ષ સુધી વસન્તને આ કુટુંબનાં માણસોનાં નામની પણ માહિતી નહોતી. હમણાં લગભગ એક વર્ષથી

વસન્તનો એ કુટુંબ સાથે સાધારણ પરિચય થયો હતો. નલિનની સાથે એ કુટુંબનાં સઘળાં માણસોની ઘણી ઓળખાણ હતી; પરંતુ વસન્તનો એ કુટુંબ સાથે વિશેષ પરિચય નહોતો; કેમકે તેનો સ્વભાવ નિજાનંદમાં મસ્ત રહેવાનો હતો. તેના આવા સ્વભાવ માટે નલિન હમ્મેશાં તેની ઠઠ્ઠા મશ્કરી કરતો હતો ! નલિન વસન્તને શરમાવવાને માટે પાડોસમાં રહેતી બાળિકા તરફ આંગળી કરીને કહેતો કેઃ—" વસન્ત ! આપણને જોઇને એ બાળિકા શરમાઇ કેમ જાય છે? ત્હારી સાથે તેની ઓળખાણ પિછાન નથી થઈ કે?"

આ વચનોનો વસન્ત જ્યારે તદન ઈનકાર કરતો ત્યારે નલિન કહેતો કેઃ—" વસન્ત ! સંભાળજે, વિશ્વામિત્ર ફસાઈ પડયા હતા, વસિષ્ઠ લપટાયા હતા અને બ્રહ્મદેવ પણ દીવાના બની ગયા હતા. કામિની-અસ્ત્ર ઘણું ભયંકર છે!"

બનતા સુધી વસન્ત પાડોસમાં રહેતી એ બાળિકાઓની નજરેજ પડતો નહિ. એ બન્ને બાળિકાઓને માટે તેના મનમાં માનની કિંવા તિરસ્કારની—કોઇપણ પ્રકારની ભાવના નહોતી. માત્ર તેમની ગરીબાઈ માટે વસન્તનું અંતર દુભાતું હતું, તથા તે તેમને બની શકે એટલી મદદ દૂરથીજ કર્યા કરતો હતો. આમ છતાં એ બન્ને બાળિકાઓનો પિતા વસન્તને એ ચાલીમાંથી કાઢી મૂકવાનો પ્રયત્ન કરતો હતો. સરળ સ્વભાવના વસન્તને આ પ્રકારની માહિતી નહોતી. જ્યારે તે પોતાની ઓરડીમાં બેસીને કંટાળી જતો ત્યારે એક વાંચવાનું પુસ્તક ખિસ્સામાં નાખી, પ્રાચીન અને અર્વાચીન વસ્તુઓના વિવિધ સંગ્રહથી ભરેલા અને લતા, વૃક્ષ, પશુ તથા પક્ષીના સમુદાયથી સુંદર બનેલા વિક્ટોરિયા ગાર્ડનમાં ફરવા જતો હતો.

લગભગ એક વર્ષથી નિયમિત સમયે વસન્ત વિક્ટોરિયા ગાર્ડનમાં જતો હતો ત્યારે એ આખા વર્ષમાં એક વૃદ્ધ અને એક કિશોરી તેની પાસેનીજ બેન્ચ ઉપર આવીને નિયમિત સમયે બેસતાં હતાં. પ્રથમ તો વસન્તે એ તરફ વિશેષ લક્ષ્ય આપ્યું નહિ; પરંતુ એક વખતે તે પુસ્તક વાચવામાં નિમગ્ન બની ગયો હતો, એવામાં તેણે ઉંચી દૃષ્ટિ કરી તો એ સુંદર નેત્રો એકાગ્રદૃષ્ટિથી પોતાના તરફ જોઇ રહ્યાં છે એમ તેને લાગ્યું. આ પ્રસંગે ચતુર્ચક્ષુનું મિલન થતાંજ બાળિકાએ પોતાની દૃષ્ટિ અન્ય દિશા તરફ ફેરવી. વસન્ત એ બાળિકાના સૌંદર્યસુધાનું પાન કરવા લાગ્યો.

પુનઃ એક દિવસે વસન્ત પોતાની બેન્ચ ઉપર બેઠો બેઠો પુસ્તક વાંચતો હતો, અને વારંવાર રસ્તા તરફ જોઈ રહીને કોઈના આવવાની રાહ જોતો હતો. એવામાં તેણે ઉપર્યુક્ત વૃદ્ધને, કિશોરી-બાળિકાની સાથે પોતાના તરફ આવતો જોયો, વૃદ્ધનો પોષાક ઘણો સ્વચ્છ તથા સાદો હતો, ત્યારે બાળિકાનો પોષાક ઘણો મૂલ્યવાન્ હતો. તેણે રેશમી સિલ્કનું સાદું પોલકું પહેર્યું હતું. શરીર ઉપર ગુલાબી રંગની રેશમી સાડી પહેરી હતી. પગમાં મખમલનાં સપાટ હતાં. હાથમાં બબ્બે સોનાની બંગડીઓ અને નાકમાં નથ સિવાય બીજો એક પણ અલંકાર તેણે પહેર્યો નહોતો. પ્રાકૃતિક સૌંદર્યને અલંકારોની આવશ્યકતા હોતીજ નથી.

વૃદ્ધ અને સ્વરૂપવતી બાળિકા આવીને વસન્તની પાસે જે બેન્ચ પડેલી હતી તેના ઉપર બેઠાં. કવચિત્ બાળિકાનાં નેત્રોનું અને વસન્તનાં નેત્રોનું મિલન થઈ જતું હતું. વૃદ્ધનો હાથ બાળિકાના હાથમાં હતો; છતાં વસન્તને એમના ઉભયના વર્ત્તન માટે વિકાર જણાતો નહોતો; પણ પરિચયનો ગુણજ એવો છે કે જો ચિરપરિચિત વસ્તુ જોવામાં આવતી નથી તો નેત્રો આપસ્ફૂર્તિથી એ ચિરપરિચિત વસ્તુને શોધે છે. એક દિવસે વૃદ્ધ અને બાળિકા નિયમિત સમયે બાગમાં આવ્યાં નહિ. વસન્ત કયારનોય આવી પોતાની બેન્ચ ઉપર બેસી રહી વારંવાર રસ્તા તરફ જોયા કરતો હતો. તેનું મન તેને પૂછતું હતું:-વૃદ્ધએ તેમજ બાળિકાને તું શા માટે જોયા કરે છે? તેમની સાથે ત્હારો શો સંબંધ છે?" મનના પ્રશ્નોનો અંતરાત્મા ઉત્તર આપતો હતો કે, "આ પરિચયનુંજ પરિણામ છે. એમાં સંબંધની જરૂર નથી."

એવામાં વૃદ્ધ અને બાળિકા આવી પહોંચ્યાં. વસન્ત થોડા સમય સુધી તેમના તરફ જોઇ રહ્યો. પછીથી તે પોતાના કાર્યમાં પ્રવૃત્ત થયો. કિશોરીની ઉમ્મર લગભગ પંદર વર્ષની હતી. તેનું શરીર સહજ કૃશ હોવાથી તે સહજ ઉંચી જણાતી હતી. તેની અંગકાન્તિ ગૌર હતી. યૌવનનો આરંભકાળ ઉદય થયેલો હોવાથી તેના સર્વાંગમાં એક પ્રકારની મોહક મધુરતા જણાતી હતી. શિશિરઋતુના નિર્ગમન અને વસન્તના આગમથી રાત્રિના અવસાન અને દિવસના આરંભના સંધિ સમયે વનશ્રીની તથા સૃષ્ટિની સુંદરતા જેવી રમણીય, પ્રસન્ન અને નૂતન સૌંદર્યપૂર્ણ જણાય છે તેવીજ રીતે કિશોરી પણ નૂતન સૌંદર્યમયી

જણાતી હતી. તેના અવયવો ઘણા મોહક હતા; પરંતુ એ વસંતના લક્ષ્યમાં આવ્યું નહિ. કદાચ તેણે વિશેષ બારીકાઇથી બાળિકાના અંગનું અવલોકન નહિ કર્યું હોય. અંતે તે એ બાળિકાને તેમજ વૃદ્ધને છેક ભૂલી ગયો. પછી ૭ મહિના સુધી તે બાગમાં ફરવા ગયો નહિ; પિતાપુત્રીના ધ્યાનમાં પણ આ વાત રહી નહિ.

એવામાં એક દિવસે વસન્તને રાણીના બાગમાં જવાની ઇચ્છા થઇ. આજે તેનું મન ઘણા આનંદમાં હતું. પોતાની વિવાદસભામાં પોતાના અપૂર્વ વકતૃત્વથી તેણે મહાન્ જય મેળવ્યો હતો તેથી, કે એલ–એમ એન્ડ એસ–નો ખિતાબ મેળવ્યો હતો તેથી તેને આટલો બધો આનંદ થયો હતો? એ પ્રત્યુત્તર અમે આપી શકતા નથી. સ્વેચ્છાનાસુર ફરતાં પંખીઓના જેટલો આજે તે આનંદી હતો. આજનું આકાશ આનંદિત હતું. અસ્તાચળમાં ઉતરતો સૂર્ય પણ આનંદિત હતો. વાયુ આનંદથી નૃત્ય કરતો હતો.

વસન્ત ધીમે ધીમે વિવિધ આનંદની કલ્પનાઓ કરતો કરતો બાગમાં ગયો તો તેણે ચિરપરિચિત પિતાપુત્રીને બેન્ચ ઉપર બેસી વાર્ત્તાવિનોદ કરતાં જોયાં. વૃદ્ધને તો તેણે તત્કાળ ઓળખી કાઢયો; પરંતુ બાળિકાને તે એકાએક ઓળખી શકયો નહિ; કેમકે બાળિકાનું શરીર પ્રથમના કરતાં ઘણું સુધરી ગયું હતું. તેના ગૌર મુખ ઉપર ગુલાબી લાલીનો વિસ્તાર થઇ રહેલો હતો. વસન્ત પોતાની શંકા દૂર કરવાનાં હેતુથી એ બાળિકા તરફ જોઇ રહ્યો. બાળિકાની દૃષ્ટિમાંથી દિવ્ય કિરણો નીકળવા લાગ્યાં. એ કિરણો વસન્તનાં નેત્રોનું લક્ષ્ય કરીને તેના હૃદયનો ભેદ કરતાં હૃદયમાં ગૂમ થતાં હતાં.

વસન્ત એકાગ્રદૃષ્ટિથી બાળિકાના રૂપસૌન્દર્યનું અવલોકન કરી રહ્યો હતો; પણ ઘાતકી, સૂર્ય સત્વર પશ્ચિમસમુદ્રમાં ડૂબી ગયો!

વૃદ્ધ અને મુગ્ધા પોતાની જગ્યાએથી ઉઠયાં. સસ્મિત મુખે તથા અત્યંત પ્રેમથી, કિશોરીએ લાંબો કરેલો કોમળ હાથ વૃદ્ધે ઝાલ્યો. બાળા આગળ ચાલવા લાગી અને વૃદ્ધ પાછળ ચાલવા લાગ્યો!

વસન્તને એ વૃદ્ધ ઉપર ક્રોધ ઉપજ્યો. તેને એમ લાગ્યું કે, અસ્તગિરિ જનદૃષ્ટિથી સૂર્યને જેવી રીતે છુપાવે છે તેજ પ્રમાણે આ નિર્દય વૃદ્ધ કિશોરીને પોતાનાથી છુપાવે છે. ક્ષણપર્યન્ત તેની પાછળ જવાનું વસન્તે વિચાર્યું; પરંતુ તરતજ એમ કરવું ઉચિત નથી એમ તેને લાગ્યું.

ચિંતાતુર ચિત્તે વસન્ત ઘેર પાછો ગયો. આજે તેને જમતું પણ ગમ્યું નહિ. અભ્યાસમાં તેનું ચિત્ત પ્રવેશ કરી શક્યું નહિ. રાત્રે તેને શાન્તિપૂર્ણ નિદ્રા પણ આવી નહિ.

નિત્ય પ્રમાણે સ્હવારે વસન્ત ઉઠયો; પરંતુ આજે વિક્ટોરિયા ગાર્ડનમાં જવાને તે ઘણો ઉત્સુક બની ગયો હતો. વિદ્યાલયનો વખત વિવિધ વિચારો કરવામાં વ્યતીત કરીને તે ત્વરિત ગતિથી પોતાના મુકામ ઉપર પાછો આવ્યો. વસન્તનું ચિત્ત અસ્થિર બની ગયેલું જોઇને નલિને પૂછ્યું:–"કેમ વસન્ત! આજે કેમ વ્યાકુળ બની ગયો છે? આજે ક્યાં જવાની ત્હારી ઈચ્છા છે?"

વસન્તે નલિન તરફ માત્ર ક્રોધપૂર્ણ દૃષ્ટિ ફેંકી; છતાં એ દૃષ્ટિમાં શરમ ભરેલી હતી. પછીથી બન્ને જણાએ એક બીજાની તરફ જોઇને નેત્રસંકેત કર્યો. આથી બન્ને જણા હસી પડયા. નલિને કહ્યું:– "વસન્ત! તું ક્યાં જાય છે? પ્રણયિનીનું દર્શન કરવાને કે?"

આથી વસન્તને નલિન ઉપર ક્રોધ ઉપજ્યો. એ સમયે ઉત્તર આપવાનો તેની પાસે સમય નહોતો. થોડા સમય પછી નલિન ચાલ્યો ગયો એટલે વસન્તે ઘડીઆળ કાઢીને જોયું. બગીચામાં જવાનો સમય થયો હતો. વસન્ત બગીચામાં જવાની તૈયારી કરવા લાગ્યો. એવામાં સ્હામેની દિવાલ ઉપર ટાંગેલા આયનામાં પોતાનું પ્રતિબિંબ તેના જોવામાં આવ્યું. આયનામાંના પ્રતિબિંબ તરફ સાભિમાન દૃષ્ટિથી જોતાં જોતાં વસન્તે સ્વગત કહ્યું:–"આજે આવો ખરાબ પોષાક પ્હેરીને બાગમાં જવું જોઇએ નહિ. આજે તો સુંદર પોષાક જ પહેરવો જોઇએ. વસન્તનો વિચાર ફર્યો. તેણે પોતાના શરીર ઉપરનો સાદો કોટ અને શર્ટ કાઢી નાખ્યું. મસ્તક ઉપરની ટોપી પણ ઓરડીના એક ખુણામાં ફેંકી દીધી. પછીથી ટ્રંક ઉઘાડી તેમાંથી તેણે સુંદર ધોયલો કોટ, શર્ટ, કૉલર, ટાઈ પેન્ટ વગેરે બ્હાર કાઢ્યું. પ્રથમતઃ મસ્તકમાં સુગંધી તેલ ચોળી, કાંસકીની સહાયતાથી તેણે પોતાના મૃદુ અને કાળા કેશ ઓળ્યા. ત્યાર બાદ સાબુથી મ્હોં ધોઈ નાખ્યું. અંગ ઉપર પૉલીશ કરેલું શર્ટ પહેર્યું. પછી પેન્ટ ચઢાવ્યું. કોલર અને ટાઈ યથાસ્થાને લગાવી દીધાં. તે ઉપર વેસ્ટ અને કોટ પહેર્યાં. વેસ્ટના ખિસ્સામાં સોનાનું ઘડીઆળ નાખી તેનો અછોડો બ્હાર ઝૂલતો રહેવા દીધો. આજે વિશેષ અવકાશ નહિ હોવાથી વસન્તે પોતાને હાથેજ બૂટને પૉલીશ કર્યા. વસન્તને આ પ્રસંગે એમ લાગ્યું કે, આજે

જો તે તેના દાદાના આશ્રયમાં હોત તો તેને નોકર બૂટ પહેરાવત. કોટના ખિસ્સામાં રુમાલ નાખી વસન્તે આયનામાં જોયું. આ સમગ્ર તેને સંતોષ થયો. આનંદિત મુખે તે બ્હાર નીકળ્યો.

ભપકામાં ને ભપકામાં જેવો વસન્ત દાદર પાસે ગયો કે તરત જ કોઈએ તેની પાછળથી કહ્યું:–"કેમ વસન્તરાય! બારણું ઉઘાડું રાખીને ક્યાં જાઓ છો?"

વસન્ત ચમક્યો. પોતાની ભૂલ માટે તેના અંતરમાં શરમ ઉપજી તે જેવો પાછો ફર્યો કે કોઇએ પુનઃ કહ્યું:–"વાહવાહ! આજનો ઠાઠમાઠ તો અજબ જ દેખાય છે?"

આ વાક્યોનો વસન્તે કશો ઉત્તર આપ્યો નહિ. તેણે પાછા ફરીને જોયું તો માલૂમ પડયું કે, ઉપરોક્ત શબ્દો બોલનાર તેના પાડોશમાં રહેતી બાળિકા રાધા હતી. રાધાની અને વસન્તની દૃષ્ટિનું મિલન થયું. વસન્તે જઇને ઓરડી બંધ કરી તાળું વાસી દીધું. પુનઃ વસન્ત દાદર ઉતરી રાણીના બાગ તરફ જવા લાગ્યો. રાધા અદ્યાપિપર્યંત છજામાં ઉભી રહીને એકાગ્રદૃષ્ટિથી તેના તરફ જોઈ રહી હતી. વસન્ત દૃષ્ટિમર્યાદાથી દૂર થયો એટલે તેણે સ્વગત કહ્યું:– "આ પુરુષ કામદેવનો જ અવતાર હોય એમ લાગે છે! તેને જોતાં કયી સુંદરી વિચળિત ન થાય?!" આમ બોલીને રાધા પોતાની ઓરડીમાં જતી રહી.

આજે વસન્તના દુર્દૈવનો પાર નહોતો. તે રાજમાર્ગ ઉપર જઇ પહોંચ્યો એટલે પુનઃ નલિન તેને મળ્યો. વસન્તનો ઠાઠમાઠ જોઈ નલિને હસતાં હસતાં કહ્યું:—" વાહ વાહ, વસન્ત! આજે ગવરનરની લેવીમાં જવાનો ત્હારો વિચાર છે કે શું? ગવરનર સાહેબની લેવીને માટે અગર તો લવની (પ્રણયની) લેવીને માટે આ પોષાક તદ્દન અનુચિત છે. આના કરતાં જો તું ડિપ્લોમાનો પોષાક પહેરીશ તો બન્ને લેવીમાં ત્હારો તરતજ પ્રવેશ થશે."

જીગરજાન મિત્રનાં વિનોદાત્મક વચનોનો ઉત્તર આપવાને વસન્ત રોકાયો નહિ. તે ત્વરિત ગતિથી વિકટોરિયા ગાર્ડન તરફ જવા લાગ્યો. અંતે તે પોતાના સ્થાને જઈને બેઠો. ત્યાં તેણે વૃદ્ધ તેમજ બાળિકાને પણ બેઠેલાં જોયાં.

વસન્ત અને બાળિકા જે બેન્ચો ઉપર બેઠાં હતાં તે બન્ને બેન્ચો વચ્ચે માત્ર ચાર વૃક્ષોનુંજ અંતર હતું. આજે વસન્ત એ

બાળિકા તરફ એકાગ્રદૃષ્ટિથી જોઈ શકતો નહોતો. શરમ અને સંકોચથી તે અસ્થિર બની ગયો હતો. બાળિકા અતિ સુંદર દેખાતી હતી. સ્વર્ગની અપ્સરા મેનકા કે રંભાજ બાળિકા સ્વરૂપે આ પૃથિવી ઉપર આવી હોય એવો અલ્પકાળને માટે ભાસ થતો હતો. તે જાણે કે કાલિદાસની શકુંતલા, બાણની કાદંબરી શેકસપીઅરની જુલિયટ અને હોમરની હેલનજ હોય એવી કલ્પના ઉપજતી હતી.

આવી અસ્વસ્થ સ્થિતિમાં બાગમાં વધારે સમય સુધી બેસી રહેવું ઉચિત નથી વિચારીને વસંત બેન્ચ ઉપરથી ઉઠી ચાલ્યો ગયો. થોડે દૂર જતાંજ તેણે પાછા ફરીને વૃદ્ધ તેમજ બાળિકા તરફ દૃષ્ટિ કરી: પરંતુ અરેરે! બાળિકાની દૃષ્ટિ બીજી તરફ હતી. આથી વસન્તનું મન ઘણું દુઃખિત થયું. તે ચિંતાતુર ચિત્તે ઘેર પાછો ગયો, તથા બીજા દિવસથી તેણે બાગમાં નહિ જવાનો નિશ્ચય કર્યો, અરે પ્રતિજ્ઞા કરી!

પરંતુ વસન્તને પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કરવો પડયો. તેમનોવૃત્તિને વશ થઇ બીજે દિવસે પુનઃ બાગમાં ગયો. બેન્ચ ઉપર બેસીને તેણે એક પુસ્તક વાંચવા માટે હાથમાં રાખ્યું હતું. વારંવાર તે રસ્તા તરફ જોયા કરતો હતો. તે શું વાંચતો હતો તેનું તેને સ્મરણ નહોતું.

વસન્તના પુસ્તકનું અર્થશૂન્ય પૃષ્ઠ પૂર્ણ થયું. પૃષ્ઠ ફેરવવાને માટે તેણે પૃષ્ઠના છેડા ઉપર પોતાની આંગળી દાબી. આ સમયે યંત્રની માફક તેની દૃષ્ટિ રસ્તા તરફ ગઇ. એ દૃષ્ટિમાં એકાએક નવીન ચૈતન્ય આવ્યું. વૃક્ષની પાછળથી એક નાગણ બ્હાર નીકળી આવી. વસન્તના હાથમાંનું પુસ્તક નીચે પડી ગયું. વસન્તને ગભરાવનારી એ નાગણ કિશોરી કિંવા બાળિકાજ હતી. વૃદ્ધનો હાથ પકડીને હમ્મેશાંની માફક તે આવતી હતી. વસન્ત એ મોહમયી મૂર્ત્તિ તરફ અનિમેષ દૃષ્ટિથી જોઈ રહ્યો હતો. જાણે કે તેની સઘળી ચેતનશક્તિ અદ્રશ્ય થઇ ગઈ હતી. બાળિકા પોતાની લલિતગતિથી વૃદ્ધને લઇ આવતી હતી. અહા! તે કેવું અભિનવ સુંદર રૂપ હતું! તેની કેવી હૃદયંગમ મંદગતિ હતી!

અલ્પકાળ પછી વસન્ત શુદ્ધિમાં આવ્યો. નીચે પડી ગયેલું પુસ્તક ઉચકી લઇ તે તેના ઉપર લાગેલી ધૂળ સાફ કરવા લાગ્યો.

"પિતાજી! આજે આપણને વિલંબ થયો, ખરું?"

વસન્તે સ્વગત કહ્યું:—"એમાં શી શંકા છે!"

વૃદ્ધ અને બાળિકા જેમ જેમ પાસે આવવા લાગ્યાં તેમ તેમ વસન્તનો જીવ ઉંચો નીચો થવા લાગ્યો. તેનું સર્વાંગ અધિક અ-સ્વસ્થ બની જવા લાગ્યું. તેણે પોતાનું પુસ્તક ઉઘાડયું અને પુનઃ તે વાંચવા લાગ્યો. કિશોરી–વૈભવસમ્રાજ્ઞી–સારસૌન્દર્યદેવી જ્યારે છેક પાસે આવી પહોંચી ત્યારે વસન્તનું સર્વાંગ કંપી ઉઠયું. તેનાં નેત્રો આગળ દિવ્યસૌન્દર્યનો સમુદ્ર ઉછળવા લાગ્યો ! વસન્તે વિચાર્યું કે જો આ સમયે તે સાક્ષાત મદન કિંવા કૃષ્ણ થયો હોત તો કેવું સારું !

પુસ્તક વાંચતાં વાંચતાં વસન્તે ફરીથી બાળિકા તરફ જોયું તો તે વૃદ્ધની સાથે પોતાના તરફ આવે છે એમ તેને જણાયું. પોતાની સાથે તેને કાંઈ વાતચિત તો નહિ કરવી હોય ? તે પોતાની સાથે વાતચિત ન કરી શકે એટલા માટે વસન્તે પોતાનું મ્હોં બીજી તરફ ફેરવીને પુસ્તક વાંચવા માંડયું; પરંતુ આ સમયે તો કિશોરી તેની છેક પાસે આવી પહોંચી હતી. નિરુપાયે વસન્તે પુસ્તક ખોળામાં મૂકીને તેના તરફ જોયું તો તેને માલુમ પડયું કે, કિશોરીનાં પ્રશાન્ત પવિત્ર અને તેજસ્વી નેત્રો સ્થિરદષ્ટિથી તેના તરફજ જોઇ રહ્યાં હતાં. આવો પ્રકાર જાણવામાં આવ્યાથી વસન્તને અત્યંત આનંદ ઉપજ્યો. તેની સઘળી અસ્વસ્થતા દૂર થઇ ગઈ. કિશોરીએ તેને કૃતાર્થ કર્યો હોય એમ તેને લાગ્યું. તે સાથે તેને એવો વિચાર પણ આવ્યો કે, જો કાલિદા-સની પ્રતિભા અને રવિવર્માની કલમ તેનામાં હોત તો તો તે આ અદ્વિતીય કિશોરીનું શબ્દચિત્ર કિંવા રંગચિત્ર અંકિત કરીને કાલિદાસ તેમજ રવિવર્માને શરમાવવાનો પ્રયત્ન કરત !

આજે કિશોરી અને વૃદ્ધ, તેઓ હમ્મેશાં જે બેન્ચ ઉપર બેસતાં હતાં તે બેન્ચ ઉપર બેઠાં નહિ. બન્ને આગળ ચાલવા લાગ્યાં. વસન્ત એકાગ્રદષ્ટિથી તેમના તરફ જોઇ રહ્યો હતો. એવામાં વસન્તે, કિશોરીને વૃદ્ધને એક રુમાલ આપતાં જોઈ. વૃદ્ધે મ્હોં સાફ કરીને રુમાલ ખિ-સ્સામાં મૂકયો; કિન્તુ રુમાલ ખિસ્સામાં નહિ જતાં નીચે પડી ગયો. અલ્પકાળમાં વૃદ્ધ અને કિશોરી અદ્રશ્ય થઇ ગયાં. વસન્ત ત્વરાથી ઉઠી વૃદ્ધનો રસ્તા ઉપર પડી ગયેલો રુમાલ લઇ આવ્યો. આ સમયે વસન્તને જે આનંદ થયો તેનું વર્ણન માત્ર નિર્જીવ શબ્દોથી થઈ શકે તેમ નથી. ખરડાના યુદ્ધમાં વિજય મેળવ્યાથી શ્રીમંત પેશ્વાને પણ વસન્તના જેટલો આનંદ નહિ થયો હોય !

વસન્ત હાથમાં તો જાણે કે સ્વર્ગજ આવ્યું. તેણે એ રુમાલ પોતાના હૃદય સાથે ચાંપ્યો. એ રુમાલને તેણે અનેક ચુંબનો કર્યાં. વસન્ત એ રુમાલ ચોતરફથી તપાસવા લાગ્યો તો એક ખુણા ઉપર 'કુમારી શાન્તિ'. નામ તેના વાંચવામાં આવ્યું.

રુમાલ પ્રાપ્ત થયાથી વસન્તના અંતરમાં અનેક કલ્પનાઓ ઉત્પન્ન થવા લાગી. તેણે વિચાર્યું:–" કાલે બાગમાં આવીને હું જ્યારે આ રુમાલ તેમને પાછો આપીશ ત્યારે તેઓ બન્ને મ્હારો આભાર માનશે. સહેલાઇથી તેમની સાથે મ્હારી પિછાન થશે. સભ્યતાને અનુસરીને પણ એ વૃદ્ધ ગૃહસ્થ મ્હને પોતાનું નામ ઠામ નિવેદન કરશે. પછીથી હું એક પદવીધર છું એમ જ્યારે તેઓ જાણશે ત્યારે મ્હારે માટે તેમના ઉભયના અંતરમાં માન ઉત્પન્ન થશે! " આવા આવા અનેક વિચારો તે કરવા લાગ્યો. આજે તે આનંદસુરા પીને બેહોશ બની ગયો હતો. આજે વસન્ત વિવાદસભામાં ગયો હતો. એ સભામાં આજે તેણે એવી અપૂર્વ અને આકર્ષક વકતૃતા કરી કે શ્રોતાઓના આશ્ચર્યની સીમા રહી નહિ. જ્યારે તેનું ભાષણ ચાલતું હતું ત્યારે શ્રોતાઓ વારંવાર hear–hear–( સાંભળો–સાંભળો ) નો પોકાર કરતા હતા. તાળીઓ ઉપર તાળીઓનો ગડગડાટ થતો હતો. ઘેર જઇ દાદર ઉપર ચઢતાંજ વસન્તે રાધાને જોઇને કહ્યું:—" રાધા! હું આજે ત્હારે માટે એક પુસ્તક લાવવાનો છું. આજનું નાટક સ્ત્રીઓએ જોવા જેવું છે. તેની છાપેલી નકલ હું લેતો આવીશ. "

આજે વસન્તે નાટકને ઉદાર આશ્રય આપ્યો હતો. તેની સાથે નલિન પણ હતો. નાટકકાર અને નાટકમાંનાં પાત્રો ઉપર ચાલતી વસન્તની ટીકા સાંભળવી કે નાટકમાંનાં ગાયનો અને ભાષણ સાંભળવું, એવો પ્રશ્ન નલિનના અંતરમાં ઉપજ્યો. અંતે તેણે કંટાળી જઇને વસન્તને ચૂપ રહેવાનું કહ્યું; છતાં વસન્તની ટીકા તો ચાલુજ હતી.

વસન્તે જે ખિસ્સામાં કુમારી શાન્તિનો રુમાલ મૂકી રાખ્યો હતો એ ખિસ્સાને તે વારંવાર જોતો હતો, તથા તે પ્રકાર નલિનથી ગુપ્ત રહી શક્યો નહિ.

——:o:——

# પ્રકરણ ૮ મું.

—:✿:—

## પ્રણય-નિરાશા.

" શું જાણે કે પરવશ થઇ આંસુ છે વ્હોરવાનાં ?
શું જાણે કે હૃદય ધરતાં ધાજ છે લાગવાના ?
આ સંસારે પ્રથમ પ્રીતિએ કોણ જાણી શક્યું છે ?
કે પ્રીતિનું રુધીર સઘળું ઉષ્ણ અશ્રુતણું છે. "

**કલાપી.**

વસન્તની સ્થિતિજ વિકારવશ થવા જેવી હતી. તેને પોતાની શ્રેષ્ઠતાનું અભિમાન હતું. સ્વાતંત્ર્યના પરિણામે તેનામાં નિરંકુશતા આવેલી હતી. તેની આકાંક્ષા પણ ઘણી ઉચ્ચ હતી. ધર્મપ્રીતિ અને દેશપ્રીતિના વિચારો નિરંતર તેના મનમાં ઘુમ્યા કરતા હતા. પિતા અને દેશ તેનો ધર્મ હતો; આમ છતાં વસન્તના હૃદયમાં એક શૂન્ય પ્રદેશ હતો તથા એ પ્રદેશની શૂન્યતા દૂર કરવાને માટે પ્રણય અગ્રેસર થયો. પ્રણયના ગીતાનાદથી વસન્ત ધ્વનિમૂઢ થયેલા હરિણના જેવા મૂઢ થયો. દેશપ્રીતિના, ધર્મપ્રીતિના અને પિતૃપ્રીતિના તારાઓ તેના હૃદયાકાશમાં ઉદિત થયેલા પ્રણયના ચંદ્રપ્રકાશથી નિસ્તેજ બની ગયા. વસન્તના હૃદયમાં પ્રણયનો પૂર્ણ ચંદ્ર ઉદિત થઇ પૂર્ણ પ્રકાશનો વિસ્તાર કરી રહ્યો હતો.

બ્રહ્મનિષ્ઠ વસિષ્ઠ, સૃષ્ટિનિર્માણકર્ત્તા બ્રહ્મા, બ્રહ્માના અંતરમાં પણ ભીતિ તથા અસુયા ઉત્પન્ન કરનાર અપરસ્રષ્ટા, તથા વિશ્વામિત્રના જેવા એકનિષ્ઠ મહાપુરુષો પણ પોતાની શ્રેષ્ઠતા ભૂલી જઇને પ્રણયના પંઝામાં સપડાઇ ગયા હતા. એવા અપાર શક્તિશાળી મહાપુરુષો પ્રણયના પંઝામાં સપડાયા હતા ત્યારે વસન્ત જેવો સામાન્ય યુવક એના પંઝામાં સપડાય એમાં કાંઇ નવાઇ નથી. વસન્ત વિભૂતિપદને યોગ્ય નહોતો. તે સામાન્યજ હતો. ધર્મપ્રીતિ અને દેશપ્રીતિના જેવા ઉજ્વળ મનોવિકાર ઉત્પન્ન થયેલા હોવા છતાં એ મનોવિકારોને દૂર કરી જેના હૃદયમાં પ્રણયજ્યોતિ પ્રકાશવા લાગી તે હૃદય—તે મન મહાન્ નથી એમ કદાચ કોઈ કહેશે અને એ સત્ય પણ છે !

જો વસન્તની મનોવૃત્તિમાં ફેરફાર કરી શકાય તેમ હોત તો

અમે ક્યારનોય કર્યો હોત; પરંતુ એમ કરવા જતાં સત્યભંગ કરવાનો મહાન્ અપરાધ અમારે સ્વીકારવો પડત; તેથી એવો અસત્ય—પાપપૂર્ણ અપરાધ નહિ સ્વીકારતાં ખરી વસ્તુસ્થિતિ સ્પષ્ટતાથી જાહિર કરવી એ ચરિત્રકારનું પવિત્ર અને અતિશ્રેષ્ઠ કર્ત્તવ્ય છે, તથા એજ કર્ત્તવ્ય અમે બજાવીએ છીએ.

વસન્તને હવે વૃદ્ધ તથા બાળિકા સિવાય અન્ય કોઈના વિચારો આવતાજ નહોતા. તે એ બાળિકાને બ્રહ્માની કારિગરીનો ઉત્તમ નમુનો સમજતો હતો, ત્યારે વૃદ્ધને જગત્માં અધમાધમ સમજતો હતો. બાળિકા હીરાકણી હતી ત્યારે વૃદ્ધ કોલસાની ખાણ હતો ! બાળિકા પૂર્ણિમાનો ચંદ્ર હતી ત્યારે વૃદ્ધ અમાવાસ્યાનો અંધકાર હતો. કાળા મેઘના સહવાસમાં ઇશ્વરે વિદ્યુતને કેમ રાખી છે ? કાંટામાં ગુલાબ કેમ રાખ્યાં છે ? ગાઢ અંધકારમાં ચંદ્રને શા માટે રાખ્યો છે ?

એ સઘળી બિચારા બ્રહ્માની ભૂલ હતી; તેથી વસન્તનો ઉપહાસ તેમને સાંભળવો પડતો હતો.

બ્રહ્મદર્શન કરવાની ઇચ્છા ધરાવનારા યોગીને સમાધીથી, રણક્ષેત્રમાં વિજયમાળા પહેરવાની ઇચ્છા રાખનાર સેનાપતિને, શત્રુઓની નિર્બળતાથી જેટલો આનંદ ન થાય તેટલો આનંદ વસન્તને રુમાલ મળ્યાથી થયો હતો. યોગીની માફક તે બ્રહ્માનંદના મનોરાજ્યમાં લીન થઈ ગયો હતો. રુમાલ ઉપરથી તે બાળિકાનું નામ જાણી શક્યો હતો. “ કુમારી શાન્તિ. ” કેવું સાદું—કેવું પવિત્ર અને રમ્ય નામ ! વસન્તના વિચારો એક વખત સ્વર્ગમાં તો એક વખત પાતાળમાં પ્રવેશ કરતા હતા. તેના વિચારોની સીમાજ નહોતી. તેની આજની દિનચર્યા જેવી રીતે અનિયમિત હતી. તેવી રીતે તેના વિચારો પણ અનિયમિત હતા. તે વારંવાર એમ વિચારતો હતો કેઃ—“ આ રુમાલ હું એ વૃદ્ધને પાછો આપીશ. રુમાલ પાછો આપવાથીજ તેનો તથા બાળિકાનો ઇતિહાસ મ્હારા જાણવામાં આવશે. સભ્યતાને અનુસરી એ વૃદ્ધને મ્હારૂં નામ ઠામ પૂછી મ્હારો આભાર માનવો પડશે. રુમાલની સહાયતાથી મ્હારી તેમની સાથે ઓળખાણ થશેજ. હું થોડી ઘણી પણ યોગ્યતા ધરાવનારો યુવક છું એમ જ્યારે તેમના જાણવામાં આવશે ત્યારે તેમના અંતરમાં મ્હારા માટે માન ઉપજશે. વળી એ બાળિકા અદ્યાપિપર્યંત કુમારિકાજ છે. તેના રુમાલ ઉપર કુમારી લખ્યું છે એટલુંજ નહિ પણ તેના કંઠમાં મંગળસૂત્ર



બાળિકા વૃદ્ધ સાથે વાતચિત કરતી હતી અને ક્વચિત્ ક્વચિત્ તે વસન્ત તરફ દૃષ્ટિપાત કરતી હતી. [પૃષ્ઠ ૫૭]

નથી. દુષ્યન્ત રાજાને તેમના મનની ઉચ્ચતાની જેવી ખાત્રી હતી તેવી મ્હારા મનની ઉચ્ચતાની મ્હને ખાત્રી છે. મ્હારું મન કદાપિ ખોટા રસ્તે જવાનું નથી. રુમાલ! ત્હેં મ્હારા ઉપર કેવો મહાન્ ઉપકાર કર્યો છે! દુષ્યન્ત ઉપર મૃગયાએ આવોજ ઉપકાર કર્યો હતો. પ્રિય રુમાલ! મૃગયા જેવી રીતે દુષ્યન્તને મંગલમયી થઇ હતી તે પ્રમાણે તું પણ મ્હને મંગલમય થા."

વસન્તે ઘડીઆળમાં જોયું તો પાંચ વાગ્યા હતા. તેણે પુનઃ પોતાનો નવો પોષાક પહેરી લીધો, તથા ઘણીજ આતુરતાથી તે બાગ તરફ જવા લાગ્યો. ગઈ કાલે નીરસ લાગેલો ફુવારો આજે તેને અત્યંત શોભાયુક્ત જણાયો હતો. તેમાંથી ઉછળતી પ્રત્યેક જળધારા તેને સ્નેહપૂર્ણ જણાઇ હતી. સિંહ, વ્યાઘ્ર આજે તેને ખરેખરા વનરાજ લાગ્યા હતા; છતાં વસન્ત અન્ય કોઇ પણ સ્થળે નહિ રોકાતાં પ્રેમના જાદુથી ભરેલી જગ્યાએ જઇ પહોંચ્યો.

તેના પગ રસ્તો કાપતા હતા; પણ નેત્રો શું શોધતાં હતાં? શું તેનાં નેત્રો વૃદ્ધને તથા બાળિકાને શોધતાં હતાં કે? પરંતુ વસન્ત એકાએક ચમકી ઉઠયો કેમ?

વૃદ્ધ અને બાળિકાનું દર્શન થતાંજ વસન્તને જાણે કે નવજીવન પ્રાપ્ત થયું. રુમાલ પાછો આપવાને માટે તેણે બ્હાર કાઢયો; પરંતુ તરતજ બીજો વિચાર આવ્યાથી રુમાલ પુનઃ તેણે ખિસ્સામાં મૂકી દીધો. વૃદ્ધ તથા બાળિકા વસન્ત પાસે નહિ આવતાં તેમની બેન્ચ ઉપર બેઠાં. વસન્ત એકાગ્રદષ્ટિથી તેમના તરફ જોઇ રહ્યો હતો; પરંતુ તેમની ઉભયની દષ્ટિ અન્ય દિશા તરફ હતી. વસન્ત સ્વસ્થ થયા પછી પાછો પોતાના મન સાથે વિચારો કરવા લાગ્યો. કયું કારણ પ્રદર્શિત કરીને તે રુમાલ પાછો આપે? ગઈ કાલેજ તેણે તેમને રુમાલ પાછો આપી દીધો નહિ તેથી તેમના ઉભયના અંતરમાં સંશય તો નહિ ઉપજેને? તેઓ તેના ઉપર ચોરીનો આરોપ તો નહિ મૂકેને? જો ગઇ કાલેજ તેણે એ રુમાલ પાછો આપી દીધો હોત તો ઘણું સારું થાત. વસન્તના અંતરમાં આવા વિચારો ચાલતા હતા એવામાં તેણે બાળિકા તરફ જોયું. ચતુર્ચક્ષુનું મિલન થયું. બાળિકાની દષ્ટિમાં વિજળીના જેટલી ચંચળતા હતી. ઉભયનું અંગ વિદ્યુત્પ્રવાહથી કંપી ઉઠયું. બાળિકા વૃદ્ધ સાથે વાતચિત કરતી હતી અને ક્વચિત્ ક્વચિત્ તે વસન્ત તરફ દષ્ટિપાત્ કરતી હતી. આ પ્રકાર વસન્તથી ગુપ્ત રહ્યો નહિ.

સ્ત્રીસ્વભાવનું વર્ણન મહાકવિ કાલિદાસે દુષ્યન્તના મુખે વર્ણવ્યું છે. સ્ત્રીઓને આવી લીલા કરવાને માટે શિક્ષકની જરૂર પડતી નથી. સ્ત્રીઓને પ્રેમલીલા કરવાનું શિક્ષણ કુદરતેજ આપેલું છે.

વસન્ત એ દૃષ્ટિના સુખસરોવરમાં વિહાર કરતો હતો. તે પોતાનો હેતુ તેમજ કાર્ય તદ્દન ભૂલી ગયો હતો.

વૃદ્ધ અને બાળિકા થોડા સમય પછી ઉઠી ઉભાં થયાં. વસન્તને પોતાનું કાર્ય પુનઃ યાદ આવ્યું. તેણે બેન્ચ ઉપરથી ઉઠી તેમની પાછળ જઇને કહ્યું:—" મહાશય ! મ્હારે આપને એક વસ્તુ પાછી આપવાની છે. "

વૃદ્ધ પાછો ફર્યો. તેના વિચારશીલ મુખ ઉપર હાસ્યનું ક્ષીણ તેજ અલ્પ કાળને માટે પ્રકાશી નીકળ્યું. તેણે નમ્ર સ્વરે કહ્યું:—"મહાશય કહીને આપેજ મ્હને બોલાવ્યો કે ?"

"હા જી. આપને મ્હારે એક વસ્તુ પાછી આપવાની છે." વસન્તે લજ્જામિશ્રિત સ્વરે કહ્યું.

ક્યી વસ્તુ આપને પાછી આપવાની છે. "વૃદ્ધે સંશયશૂન્ય સ્વરે પૂછ્યું.

"ગઇ કાલે આપના હાથમાંથી એક રુમાલ રસ્તા ઉપર પડી ગયો હતો. એજ સમયે હું એ રુમાલ આપને પાછો આપવાનો વિચાર કરતો હતો એવામાં આપ બગીચામાંથી ચાલ્યા ગયા." આમ કહીને ધ્રૂજતા હાથે વસન્તે પોતાના ખિસ્સામાંથી રુમાલ બ્હાર કાઢ્યો, તથા રુમાલ વૃદ્ધના હાથમાં આપતાં તેણે કહ્યું:—" આજ એ રુમાલને ?" પછીથી બાળિકા તરફ લજ્જામિશ્રિત દૃષ્ટિથી જોઇને વસન્તે કહ્યું:— "એના ઉપર ' કુમારી શાન્તિ'નું નામ લખેલું છે.

મુગ્ધાના મુખ ઉપર મધુર હાસ્ય ચમકી રહ્યું હતું ! આસ્માની આકાશમાં પૂર્ણચંદ્ર પોતાની સુધાધવલ કાન્તિથી અમૃતની વૃષ્ટિ કરી રહ્યો હતો.

"હા, આ મ્હારી શાન્તિલતાનો રુમાલ છે. આ રુમાલ પાછો આપવા બદ્દલ હું મ્હારા તેમજ શાન્તિલતા તરફથી તમારો આભાર માનું છું. તમે હમ્મેશાં અહિં ફરવા આવો છો તેથી કદાચ આટલામાંજ રહેતા હશો ?"

વસન્તને અત્યાનંદ થયો. તેણે કહ્યું:—" ગ્રાન્ડમેડિકલ કૉલેજ અહિંથી પાસે પડે છે તેથી હું આટલામાંજ રહું છું."

"એમ કે ? ત્યારે તમે એ વિદ્યાલયમાં અભ્યાસ કરો છો કે ? વારુ તમારું નામ શું છે?"

"મ્હારું નામ વસન્તરાય દેશાઇ છે. આ વર્ષે હું છેવટની પરીક્ષામાં બેસવાનો છું. આપ પણ આટલામાંજ રહેતા હો એમ લાગે છે ?" વસન્તે વિશેષ માહિતી મેળવવાના ઉદ્દેશથી પૂછ્યું.

"હા, આટલામાંજ રહું છું" કહીને વૃદ્ધ આગળ ચાલવા લાગ્યો બાળિકા પણ તેની સાથે સાથે ચાલવા લાગી. વસન્તથી સભ્યતાનો ત્યાગ કરી તેમની પાછળ પાછળ જઈ શકાયું નહિ.

બીજે દિવસે દર્શનલોલુપ વસન્ત બાગમાં હાજર થયો; પરંતુ એ સમયે વૃદ્ધ કે બાળિકા પૈકી કોઈ બાગમાં હાજર નહોતું. વસન્ત નિરાશ બની ગયો. તેને થોડો ક્રોધ પણ ઉપજ્યો. ઘણા સમય સુધી તે આશામાં ને આશામાં બેસી રહ્યો. અંતે તે નિરાશ થયો. તે કંટાળીને જેવો ઘેર જવાને ઉઠયો કે તરતજ તેણે વૃદ્ધને રસ્તાના નાકા ઉપર જોયો. વસન્ત શંકાશીલ ચિત્તે યથાસ્થાને બેસી એ માર્ગ તરફ જોઈ રહ્યો. વસન્તે એ સમયે પોતાને પુરુરવા બનાવીને વૃદ્ધને મેઘમાળા બનાવ્યો. મેઘની પાછળ સૌદામિની પ્રકટ થશે એવી પુરુરવાની માફક તેના અંતરમાં આશા ઉપજી; છતાં પુરુરવાની માફક તેની આશા ફળિભૂત થઈ નહિ. એક વખત "આજે શાન્તિલતા બાગમાં કેમ આવી નથી ?" એવો વૃદ્ધને પ્રશ્ન પૂછવાની ઇચ્છા થઇ; પરંતુ એ ઇચ્છા અનુચિત લાગ્યાથી તેણે પોતાના મનમાંજ દાબી દીધી.

વૃદ્ધ વસન્તની સાથે વાતચિત નહિ કરતાં બાગમાં થોડો સમય રોકાઇને ચાલ્યો ગયો. આથી વસન્તને પણ બાગનો ત્યાગ કરવો પડયો. બીજે દિવસે બરાબર પાંચ વાગતાં વસન્ત બાગના દરવાજા પાસે આવી પહોંચ્યો ત્યારે તેણે વૃદ્ધ તેમજ પોતાની પ્રણયદેવીને બાગમાંથી નીકળી ઘર તરફ જતાં જોયાં. વસન્ત માત્ર પ્રણયદેવીનું દર્શન કરી શકયો. એ પણ અલ્પકાળને માટે બાગમાં રોકાઇ નિર્જીવ-આનંદશૂન્ય બનેલા બાગમાંથી નીકળી મુકામ તરફ ચાલ્યો ગયો.

પાછો બીજા દિવસે વસન્ત બાગમાં નિયમિત સમયે હાજર થયો, પણ આજે બાગમાં તેની પ્રેમપ્રતિમા કે વૃદ્ધ-કોઇ નહોતું. બાગમાં બેસીને કંટાળી ગયા પછી વસન્ત ઘેર જવાને ઉઠયો એટલે તેણે એક ખુણામાં વૃદ્ધને બેઠેલો જોયો. વસન્ત વૃદ્ધની સાથે વાતચિત કરવાના હેતુથી તેની પાસે ગયો; પરંતુ વૃદ્ધની ક્રોધસૂચક ભીષણ મુખમુદ્રા જોવામાં આ-

વતાંજ તે એક પણ અક્ષર ઉચ્ચારી શક્યો નહિ.

આવી રીતનો કાર્યક્રમ બીજા આઠ દશ દિવસ સુધી ચાલ્યો. વસન્ત દિનપ્રતિદિન વિશેષ ઉન્મત્ત બની જવા લાગ્યો. તે કામાતુર બની ગયો. વિદ્યાભ્યાસ કરવામાં, મિત્રો સાથે હરવા ફરવા તેમજ ચર્ચા કરવામાં તેને કંટાળો આવવા લાગ્યો. રાણીનો બાગજ તેનું પ્રિયસ્થાન થઇ પડયો. ગમે ત્યારે તે બાગમાં જઇને ભટકતો હતો; પરંતુ આ આઠ દશ દિવસમાં પણ તે પોતાની પ્રેમપ્રતિમાનું દર્શન કરી શક્યો નહિ. એકલા વૃદ્ધનું દર્શન તેને અપ્રિય થઇ પડયું હતું, છતાં કોઇ દિવસે પણ પ્રેમદેવીનું દર્શન થશે એવી આશામાં ને આશામાં તે હમ્મેશાં બાગમાં આવીને ફર્યા કરતો હતો.

સોળમા દિવસે વસન્તે પોતાની આશાનો અંત લાવવાનો નિશ્ચય કર્યો. બપોરના બે વાગ્યાથીજ તે બાગમાં આવીને ભટકવા લાગ્યો. હમણાં હમણાં તે પોતાની સાથે અભ્યાસનું પુસ્તક નહિ લઇ આવતાં 'કલાપીનો કેકારવ' લઈ આવતો હતો, અને તેમાંનાં પ્રણયનિરાશાનાં હૃદયભેદક કાવ્યો ગાતો હતો. બપોરના બે વાગ્યાથી તે સંધ્યાકાળ સુધી તે આશામાં ને આશામાં બાગમાં ફર્યો તો પણ તે વૃદ્ધ કિંવા પ્રણયદેવીનું દર્શન કરી શક્યો નહિ. જ્યારે બાગ બંધ થવાનો સમય થયો ત્યારે તે નિરુપાયે બ્હાર જવા લાગ્યો. બ્હાર જતાં જતાં વસન્તે પોતાની આગળ વૃદ્ધને જતો જોઈ શક્યો. આજે તેણે વૃદ્ધની પાછળ જઇને તેનું ઘર જોઇ લેવાનો નિશ્ચય કર્યો, કેમકે તેમ કર્યા સિવાય તે પોતાની પ્રેમદેવીનું હમ્મેશાં દર્શન કરી શકે એવો અન્ય કોઇ માર્ગ નહોતો. વૃદ્ધની પાછળ પાછળ ઘણીજ સાવધાનતાથી વસન્ત જવા લાગ્યો. અંતે વૃદ્ધ ગીરગામરોડ ઉપર આવેલી એક ચાલીમાં અદ્રશ્ય થઇ ગયો. એ ચાલીના નાકા આગળ ભૈયાની ઓરડી હતી, તથા તેમાં એક ભૈયો પણ હાજર હતો વસન્તે એ ભૈયા પાસે જઇને તેને પૂછયું:—"હમણાંજ આવેલા વૃદ્ધ ગૃહસ્થ પહેલા માળે રહે છે કે શું ?"

ભૈયાએ ઉત્તર આપ્યો:—"ના—તેઓ ચોથા માળે રહે છે."

વસન્તને ધીરજ આવી. તેણે પૂછયું:—"સ્હામેનીજ ચાલીમાં રહે છે કે ?"

"ના. આ રસ્તા ઉપરનીજ ચાલીમાં તેઓ રહે છે." ભૈયાએ ઉત્તર આપ્યો,

વસન્તે પૂછ્યું:—"એ ગૃહસ્થ શો ઉદ્યોગ કરે છે?"

"એની મ્હને માહિતી નથી. તેઓ ઘણા દાનેશ્વરી છે."

"વારું, તેમનું નામ શું છે તે કહીશ કે?"

ભૈયાનો વિચાર ફર્યો તેથી અગર તો વસન્તના વિશેષ પ્રશ્નો સાંભળી તેને કંટાળો ઉપજ્યો હોય તેથી તેણે ક્રોધાવેશમાંજ કહ્યું:—"તમે કોણ છો? છુપી પોલિસના અમલદાર છો કે? આટલી બધી તપાસ કરવાની તમને શી જરૂર છે?"

વસન્ત કાંઈ પણ બોલ્યા સિવાય ત્યાંથી ચાલ્યો ગયો. બીજે દિવસે નિયમિત સમયે વૃદ્ધ અને બાળિકા વખતસર બાગમાં હાજર થયાં. વસન્ત પણ બેન્ચ ઉપર બેઠેલો હતો. તેને જોતાંજ વૃદ્ધ અને બાળિકા વિશેષ સમય સુધી બાગમાં રોકાયાં નહિ. અલ્પકાળમાંજ બન્ને જણાએ બાગનો ત્યાગ કર્યો. પ્રેમવશ થયેલો વસન્ત પણ તેમની પાછળ પાછળ જવા લાગ્યો. મકાન પાસે જઈ પહોંચતાંજ વૃદ્ધ બાળિકાને મકાનમાં મોકલી પોતે નીચેજ ઉભો રહ્યો. પછીથી તેણે વસન્ત તરફ તીક્ષ્ણ દૃષ્ટિ ફેંકી તેના સર્વાંગનું નિરીક્ષણ કર્યું. જાણે કે, વૃદ્ધ તેના હૃદયમાંનો ભેદજ લેતો હતો. એ દૃષ્ટિથી વસન્ત ઘણો શરમાઈ ગયો. વૃદ્ધ પછીથી ચાલીમાં અદ્રશ્ય થઈ ગયો. નિર્ભય અને નિર્લજ બનેલો વસન્ત, "ઠીક છે—વૃદ્ધ મ્હારા તરફ જોવા લાગ્યો છે એ પણ એક મહાન્ વિજય થયો છે." એમ સ્વગત બોલીને પોતાના મુકામ તરફ ચાલ્યો ગયો.

જનસમાજનું કલ્યાણ કરવાની ઇચ્છા રાખનાર સુશિક્ષિત વસન્ત કામદેવના સપાટામાં સપડાઈને દીવાનો બની ગયો. તેની સઘળી આશાઓનો માત્ર પ્રણયમાંજ સમાવેશ થઈ ગયો. જ્યારે તે રાણીના બાગમાં તેની પ્રણયદેવીનું દર્શન કરી શકતો નહોતો ત્યારે તે ગીરગામમાં આવેલી, પ્રણયદેવીની પવિત્ર તેમજ અલંકૃત થયેલી ચાલી પાસે આવીને ત્યાં ફર્યા કરતો હતો.

આ સઘળો વસન્તનો કાર્યક્રમજ બની ગયો. વિશ્વવિદ્યાલયના પદવીદાનના સમારંભ સમયે વસન્ત ઘણી મુશ્કેલી તેમજ નારાજીથી હાજર રહ્યો. પદવી પ્રાપ્ત થયાથી તેને બિલકુલ આનંદ થયો નહિ. એ રાત્રે તે ખિન્ન અંતઃકરણથી રસ્તા ઉપર પહેરો ભરવાને સજ્જ થયો; પરંતુ એ ચાલી ઉપર ચોથા માળે જે ત્રણ ચાર ઓરડીઓ હતી. એમાંની એક પણ ઓરડીમાં આજે દીપક સળગતો નહોતો.

હમણાં દીપક સળગશે એવી આશામાં વસન્ત રાત્રિના દશ વાગ્યા સુધી એટલામાંજ ફર્યા કર્યો. અંતે બાર વાગ્યા-એક વાગ્યો પણ એકકે ઓરડીમાં દીપક સળગ્યો નહિ.

નિરાશ થઇ જઇને વસન્ત ઘેર ગયો. બીજે દિવસે સ્હવારે ભૈયા પાસે આવીને તેણે પૂછયું:-"ભૈયાજી ! ચોથા માળ ઉપર જે ગૃહસ્થ રહે છે તેઓ છે કે ?"

"એ તો અહિંથી ચાલ્યા ગયા છે." ભૈયાએ ઉત્તર આપ્યો.

વસન્તના પગ ધ્રૂજવા લાગ્યા. નિરાશ બની જઇને તેણે પૂછયું:—"ક્યારે ?"

"ગઈ કાલેજ !" ભૈયા તરફથી ઉત્તર મળ્યો.

"તેઓ ક્યાં ગયા છે તેની તમને માહિતી છે કે ?" બ્હીતાં બ્હીતાં વસન્તે પૂછયું,

"તેની મ્હને શી ખબર ?" કાંઈક બેદરકારીથી ભૈયાએ ઉત્તર આપ્યો.

"તેમની પોષ્ટ અહિં આવે તો તે અમુક સ્થાને મોકલવી એવી તમને તેઓ સૂચના કરી ગયા હશેને ?" વસન્તે પુનઃ પૂછયું.

"વિના કારણ માથું શા માટે ફોડાવો છો ? પોલિસ લોકો આવા ટકટક કરનારાજ હોય છે !" ભૈયાએ છેક કંટાળી જઇને કહ્યું.

નિરાશાથી દુ:ખિત થઈ જઇને વસન્ત ખિન્ન અંતઃકરણે પોતાની ઓરડી તરફ વિદાય થયો. આજે રાધાએ તેનાં નેત્રોમાંથી અશ્રુબિંદુઓ સરી પડતાં છુપી રીતે જોઇ લીધાં !. અરેરે ! પ્રેમની નિરાશા કેવી હૃદયભેદક હોય છે તેની કલ્પના અનુભવી સિવાય અન્ય કોઇને આવી શકે તેમ નથી.

---

## પ્રકરણ ૯ મું.

—:x:—

### સંકટનો સાથી.

**" A friend in need is a friend indeed. "**

**Proverb.**

અપ્સરાસ્વરૂપિણી બાળિકાનો-પ્રણયદેવીનો વિયોગ થયાથી વસન્તની સ્થિતિ ઘણીજ ખરાબ થઈ ગઈ હતી. તે એક પણ કાર્ય

હવે પ્રથમની માફક નિયમિત રીતે કરી શકતો નહોતો. કોઇ પણ કાર્ય કરવામાં હવે તેનો પૂર્વેનો ઉમંગ રહ્યો નહોતો. ઉચ્ચ આકાંક્ષાઓ ધરાવનારો વસન્ત, દેશહિત કરવાની ઉત્કટ ઇચ્છા રાખનારો વસન્ત, માતામહની સંપત્તિને લાત મારનારો વસન્ત, પોતાના ભવિષ્યના મહત્વનું મનોરાજ્ય રચનારો વસન્ત ધીમે ધીમે પ્રણયની હૃદયવિદારક નિરાશાથી પાગલ બની ગયો હતો. પાગલ મનુષ્યના મનની તથા ચિત્તની એકાગ્રતા જે પ્રમાણે કદાપિ થતી નથી તેજ પ્રમાણે વસન્તની એકાગ્રતા પણ અદ્રશ્ય થઈ ગઇ. નલિનની માફક મહાવિદ્યાલયમાંથી ઉપાધિ પ્રાપ્ત કરીને તે પણ સ્વતંત્ર થયો હતો. નલિનની માફક ભવિષ્યની આશાના જોર ઉપર દવાખાનું સ્થાપવાનો તેનો વિચાર હતો; પરંતુ તેનું અસ્થિર બની ગયેલું મન સર્વત્ર અંધકાર જોતું હોવાથી તે સ્વસ્થ બેસી રહ્યો. તેને કામનો કંટાળો આવવા લાગ્યો. બ્હાર ફરવા જવાની કિંવા વિવાદસભામાં વક્તૃતા કરવા જવાની પણ તેને ઇચ્છા થતી નહોતી.

આ સમયે નલિને જો એક સાચા સ્નેહીની માફક વસન્તની સંભાળ લીધી ન હોત તો તેની કેવી શોચનીય સ્થિતિ થાત તેની કલ્પના કરી શકાતી નથી. વસન્ત જો કે પોતાના સઘળા મિત્રોથી અલગ થતો હતો; પરંતુ નલિનને તે અલગ કરી શકતો નહોતો. નલિનનો ઉપદેશ તે શાન્તિથી સાંભળી લઈ વિષાદમિશ્રિત હાસ્ય કરતો હતો, તથા શૂન્યદૃષ્ટિથી ગમે તે દિશા તરફ જોઇ રહેતો હતો. વસન્તની આવી સ્થિતિ જોઇને નલિનને ઘણો ખેદ થતો હતો; છતાં તે પોતાના મિત્રધર્મને અનુસરી તેનું સાંત્વન કરવાનાજ પ્રયત્નો કરતો હતો.

નલિન અને વસન્ત—ઉભયનું ધ્યેય અને આકાંક્ષાઓ એકજ પ્રકારની હતી. તેથી તેઓ ભિન્ન શરીરધારી હોવા છતાં એકાત્મરૂપ હતા એમ કહીએ તો પણ એ કાંઇ ખોટું નથી. નલિન અને વસન્તમાં થોડો પ્રકૃતિભેદ હતો. વસન્તની પ્રકૃતિ ઉત્કટ ભાવનામય હતી ત્યારે નલિનની ગંભીર હતી. વસન્ત થોડો અદ્‌ભુત કથાનાયક હતો ત્યારે નલિન ખરો વ્યવહારકુશળ હતો. આટલો ઉભયની પ્રકૃતિમાં ફર્ક હોવાથીજ વસન્ત અસ્થિર ચિત્તવાળો અને નલિન સ્થિર ચિત્તવાળો હતો. આ સમયે નલિન મિત્રધર્મ બજાવવાને અગ્રેસર થયો. ઘરના કામકાજનો ત્યાગ કરી તેણે મિત્ર કાર્ય શિર ઉપર લીધું.

વસન્તના ખાનપાનની, ઘરભાડાની, કપડાંલત્તાંની વગેરે દરેક પ્રકારની વ્યવસ્થા લગભગ બે માસથી નલિનેજ સંભાળી લીધી હતી. નલિન જ્યારે વસન્તને સ્વસ્થ થવાનો ઉપદેશ આપતો હતો ત્યારે તે આવેશમાં આવી જઈ પોતે પુંડરિક બની નલિનને કપિંજલ બનાવીને કહેતો હતો કેઃ—"ભાઇ ! સર્વશક્તિમાન્ મદનના તીવ્ર બાણુથી તું વિંધાયો નથી તેથીજ મ્હને આવો ઉપદેશ આપ્યા કરે છે."

નલિન વારંવાર વસન્તને બ્હાર ફરવા લઈ જતો હતો. મુંબાઇમાં રહેતા અનેક ગરીબ દુઃખી લોકોનું દર્શન કરાવી નલિન વસન્તને પૂછતો હતો કે,—" વસન્ત ! વૈય્યક્તિક સુખ અધિક કે સામુદાયિક સુખ અધિક ?"

" વ્યક્તિ કરતાં સમુદાયનું સુખજ વિશેષ છે. એકજ માણુસ સુખી હોવાથી કાંઇ કુટુંબ ચાલતું નથી. કુટુંબમાંનાં સઘળાં માણુસો સુખી અને સંતુષ્ટ હોવાં જોઇએ."

" ત્યારે પૃથિવી ઉપર જે રાષ્ટ્ર કુટુંબો છે, તેમાં હિંદી રાષ્ટ્ર-કુટુંબોની કોઇને ઓળખાણુ છે કે ? આપણા કુટુંબનાં માણુસો સુખી હોય તોજ આપણે સુખી હોઇએ એ સત્ય છેને ? હિંદી કુટુંબોમાંનું પ્રત્યેક માણુસ જ્યારે વૈય્યક્તિક સુખ શોધશે ત્યારે હિંદુ કુટુંબો વૈભવશાળી થશે એમ મ્હને લાગે છે. પુષ્કળ માણુસોના પુષ્કળ સુખને માટે થોડાના થોડા સુખની આહુતિ આપવી એ મનુષ્યકર્ત્તવ્ય નથી કે ?"

વસન્ત શૂન્ય મને આવો વાદવિવાદ સાંભળ્યા કરતો હતો. તે ક્વચિત્ નલિને પ્રત્યુત્તર આપતો હતો. વસન્ત એક પ્રકારની ચર્ચામાં બોલતો બંધ થતો એટલે નલિન બીજા વિષયને કાઢતો હતો. ક્વચિત્ નલિન વસન્તને પોતાને ઘેર લઇ જઇ પોતાના કુટુંબના માણુસોની સાથે હળવા મળવા દેતો હતો. નલિનના કુટુંબમાં કેટલાંક બાળકો પણુ હતાં. એ બાળકોનાં મધુર વચનો સાંભળવામાં આવતાં તથા તેમનું આનંદપૂર્ણ નૃત્ય જોવામાં આવતાં વસન્ત અલ્પ કાળને માટે પોતાની હૃદયવેદના ભૂલી શકતો હતો.

એક સમયે વસન્તે એ બાળકોને પોતાની પાસે બેસાડીને ગૌતમ બુદ્ધની વાત કહી સંભળાવી. પછીથી તેમને પૂછયું:—"જો ગૌતમ બુદ્ધની માફક તમને પણુ રાજ્ય મળ્યું હોત તો માત્ર એક પ્રાણુને માટે તમે રાજ્યનો ત્યાગ કરી સંન્યાસ સ્વીકારત કે ?"

વાર્તાના રસમાં તન્મય થઇને ગૌતમ બુદ્ધ બનેલાં બાળકો ઉત્સાહથી તેમજ આનંદથી બોલી ઉઠયાં:—"હા હા. અમે અવશ્ય સંન્યાસ સ્વીકારત!"

નલિને આ સમયે હસતાં હસતાં વસન્તને પૂછ્યું:—"વારું વસન્ત! આજ પ્રશ્ન હું તને પૂછું છું."

"શો પ્રશ્ન, વારું?"

"આ બાળકોને જે ભાવનાથી ત્હેં આ પ્રશ્ન પૂછયો એજ ભાવનાથી હું તને આ પ્રશ્નજ પૂછું છું. જો કે ગૌતમ બુદ્ધની માફક તું રાજા નથી, તો પણ શ્રીમંત તો છેજ—હમણાં નહિ તો ભવિષ્યમાં પણ થઇશ! ગૌતમે જેવી રીતે લૌકિક સુખોને લાત મારી તેમ ત્હારાથી થઇ શકશે કે?"

"ગૌતમ બુદ્ધની યોગ્યતા મ્હારામાં કદાપિ આવવાની નથી."

"એમ કદાચ હોઇ શકે. અમુક કાર્ય પોતાનાથી થઇ શકે તેમ નથી તેથી નિરાશ બની જઇને તે કરવુંજ નહિ એમ ત્હારું કહેવું છે?"

"ના ના. પ્રત્યેક કાર્યને માટે શકિત અનુસાર પ્રયત્ન તો કરવોજ જોઈએ."

"ગૌતમબુદ્ધ જેવાં નરરત્નો જે પરમ પવિત્ર ભૂમિને દીપાવી ગયાં છે તે આર્યભૂમિ ધન્ય છે! પ્રજાને માટે જેણે પોતાના રાજ્યનો ત્યાગ કર્યો, રતી જેવી સુંદર, સીતાદેવી જેવી પતિવ્રતા અને સતી સાવિત્રીદેવી જેવી પ્રણયિનીનો જેણે માત્ર આર્યભૂમિના ઉદ્ધારાર્થે ત્યાગ કર્યો એ મહાપુરુષ ગૌતમ બુદ્ધને ધન્ય છે! સંસારસુખનો આસ્વાદ લીધેલો હોવા છતાં તેઓ સંસારની માયામાં બંધાઇ રહ્યા નહિ. જનસમાજના સુખને માટે તેમણે પોતાના સુખની આહુતિ આપી, પરંતુ આપણે શું કરીએ છીએ? ગૌતમ બુદ્ધનું ચિત્ર અને ચરિત્ર જોઇએ છીએ, તેને સાશ્ચર્ય વંદન કરીએ છીએ અને પુનઃ ભૂલી જઇએ છીએ. આપણા જેવા મૂઢ માત્ર વૈયકિતક સુખની લાલસાથી જગતને ભૂલી જાય છે!"

વસન્તે નમ્ર અને દુઃખપૂર્ણ દૃષ્ટિથી નલિન તરફ જોઇને કહ્યું:—"નલિન! **न देव चरितं चरेत्।**"

"અહા! વસન્ત! પ્રજ્ઞાવાદ કરનાર અર્જુનનુંજ મ્હને સ્મરણ થાય છે. જો આ સમયે મ્હારાથી પણ શ્રીકૃષ્ણ થઇ શકાયું હોત તો

**'नष्टो मोहः स्मृतिर्लब्धाः'** એવાજ ઉદ્ગાર, મ્હેં પણ ત્હારા મુખમાંથી કઢાવ્યા હોત. વસન્ત ! જ્યારે રામચંદ્રના ચરિત્રનું અનુકરણ કરવાનું નથી, જ્યારે મહાભારતના વીર પુરુષોનું અનુકરણ કરવાનું નથી ત્યારે મહાભારત અને રામાયણ વ્યાસ અને વાલ્મિકીએ શા માટે લખ્યાં ? જ્યારે શ્રીકૃષ્ણની અઢાર અધ્યાયની ગીતા પ્રમાણે વર્તવાનું નથી ત્યારે પછી ઉર્ધ્વબાહુ કરીને તે કહી શા માટે ? ઇંગ્લેન્ડે બે હજાર વર્ષનો ઇતિહાસ શા માટે પ્રસિદ્ધ કર્યો ? રાષ્ટ્રનો ઇતિહાસ રાષ્ટ્રમાંના દેવપુરુષોનું ચરિત્રજ છે. દેવોનાં ચરિત્રો પ્રમાણે જ્યારે વર્તવાનું ન હોય ત્યારે પછી જીવિત અને મૃત રાષ્ટ્રો પોતાના રાષ્ટ્રનો ઇતિહાસ કાયમ રાખવાની ખટપટ શા માટે કરે છે ? વસન્ત તું મ્હારાં આ વચનોનો ઉત્તર આપે છે કે ? **'न देव चारितं चरेत्'** એવીજ જ્યારે ત્હારી સમજ છે ત્યારે આ પ્રશ્ન તું બાળકોને કેમ પૂછે છે ?"

વસન્ત નિરુત્તર રહ્યો એટલે નલિને પોતાના અંતરમાં સમજીને આ વિષય બદલી નાખ્યો. અસ્તુ.

નલિને મહાવિદ્યાલયની પદવી મેળવ્યા પછી પોતાનું એક દવાખાનું પણ ઉઘાડયું હતું. એ દવાખાનામાં તે વારંવાર ચિંતામગ્ન વસન્તને લઇ જતો હતો તથા કોઈ કોઇ રોગીની ચિકિત્સા પણ તેની પાસે કરાવતો હતો. આવી રીતે પાંચ છ મહિના પસાર થઈ ગયા; છતાં નલિને વસન્તનો ત્યાગ કર્યો નહિ. બાળિકાનો વિયોગ થયાને પાંચ છ માસ પસાર થઇ ગયેલા હોવાથી તેમજ નલિનના રાત્રિ દિવસના સહવાસથી વસન્તનું ભ્રમિત ચિત્ત સહજ સ્વસ્થ થયું. આ સમયનો લાભ લઈ નલિને વસન્તને એક શ્રેષ્ઠ માસિકના સહાયકારી સંપાદકનું કામ સોંપ્યુ. વસન્ત નિયમિત રીતે કામકાજ કરવા લાગ્યો; છતાં હવે તેનામાં પ્રથમના જેવો ઉત્સાહ, શૌર્ય, વીર્ય, પ્રતિભા કાંઈ રહ્યું નહોતું. તેને જગતમાં હવે સુખી થવાની આશા રહી નહોતી. તેના સુખની લતાને અકાળે કોઇ ઉખેડી ઉપાડી ગયું હતું !

આવી રીતે બીજા ચાર મહિના પસાર થયા. શિશિરઋતુ પસાર થઈ અને વસન્તનું આગમન થયું. વૃક્ષલતાઓએ નવજીવન તેમજ અભિનવ સૌન્દર્ય ધારણ કર્યું; પરંતુ વસન્તની મનલતાનો પૂર્વભાવ તો કાયમજ રહ્યો.

---

# પ્રકરણ ૧૦ મું.

—:०:—

## ભિખારિણી રાધા.

વર્ષાઋતુના દિવસો હતા. અડધો શ્રાવણ મહિનો પસાર થઇ ગયો હતો. આજે શ્રાવણ માસની પૂર્ણિમા હતી. આકાશમાં અસંખ્ય વાદળાંઓ દોડતાં જોવામાં આવતાં હતાં. ક્વચિત્ ક્વચિત્ વૃષ્ટિ પણ થતી હતી.

વસન્ત દાદર ઉપર ચઢતો હતો એવામાં એક કવર તેની નજરે પડયું. તેણે એ કવર ઉંચકી લીધું. કવર બંધ કરેલું નહોતું તેમજ તેના ઉપર શિરનામું પણ લખેલું નહોતું. વસન્તે એકવાર તે બરાબર તપાસી જોયું તો તેમાંથી ત્રણ પત્રો બ્હાર નીકળ્યા. પત્રો બ્હાર કાઢતાંજ તેમાંથી વસન્તને તમાકુની દુર્ગંધ આવી. અંદરના દરેક પત્ર ઉપર શિરનામું લખેલું હતું; તેથી એ પત્રો વાંચવા કે કેમ તેનો વસન્ત વિચાર કરવા લાગ્યો. પત્રો વાંચી જોયા સિવાય તે કોણે લખ્યા છે એ માલૂમ પડશે નહિ તેમજ પત્રલેખકને તેના પત્રો પાછા મોકલી શકાશે નહિ, એમ વિચારીને વસન્ત પહેલો પત્ર ઉઘાડી વાંચવા લાગ્યો:—

* * * *

"શ્રીમાન્ માન્યવર શેઠજી શ્રી લક્ષ્મીદાસ હરિદાસની સેવામાં. આપની અલૌકિક વિદ્યાભિરુચિ, અસીમ ઉદારતા, તથા અપાર લોકહિતતત્પરતા ઇત્યાદિ ગુણોથી મોહિત થઇને હું આ પત્ર લખવાનું સાહસ કરું છું; તો ગરીબની વિનંતિ લક્ષ્યમાં લેશો એવી સંપૂર્ણ આશા છે.

આ નમ્ર અરજદારે ગુજરાતી સાહિત્યની અલ્પ સ્વલ્પ સેવા કરી છે; એટલુંજ નહિ પરંતુ મ્હારાં પુસ્તકો જનસમાજની પ્રીતિને પ્રાપ્ત થયાં છે; છતાં અત્યંત દુઃખની વાત એ છે કે, સાહિત્યસેવકને સાહિત્યસેવાથી જેટલા દ્રવ્યની પ્રાપ્તિ થવી જોઇએ તેટલી પ્રાપ્તિ થતી નથી. એટલુંજ નહિ; પરંતુ સાહિત્યસેવકને સંસારમાં વિવિધ પ્રકારનું કષ્ટ સહન કરવું પડે છે. માત્ર ગુજરાતી સાહિત્યનીજ આવી સ્થિતિ છે એમ આ સેવકનું કહેવું નથી. જે જે ભાષાઓ વર્ત્તમાન કાળમાં ગ્રંથસંપત્તિથી વિશેષ શ્રીમંત થઇ છે તેમને પણ એક સમયે આવી વિકટ સ્થિતિમાંથી પસાર થવું પડયું હતું, સોળમા સૈકા-

માં ઇંગ્રેજી સાહિત્યની પણ આવીજ સ્થિતિ હતી. જગપ્રસિદ્ધ થયેલા શેક્સપીઅરનોજ પ્રથમ કોઇ ભાવ પૂછતું નહોતું; પરંતુ તેને રાજાનો, મ્હોટા મ્હોટા સરદારોનો અને અમીર ઉમરાવોનો આશ્રય મળ્યો તેથી ધીમે ધીમે તેની કિમ્મત અંકાવા લાગી. તત્પશ્ચાત્ દિનપ્રતિદિન ઇંગ્રેજી સાહિત્યની ઉન્નતિ થવા લાગી. અપાર ગ્રંથ સંપત્તિથી ભરેલું ઇંગ્લેન્ડ અદ્યાપિપર્યન્ત ટેનિસન અને કેપ્લિંગ જેવાને મ્હોટા મ્હોટા ઉમરાવોની પદવીઓ આપીને જાતીય સાહિત્યનો જયજયકાર કરે છે. આ નમ્ર અરજદારનું કહેવું એટલુંજ છે કે, આશ્રયના અભાવે સંસ્કૃત સાહિત્ય મરણ પામ્યું અને આશ્રયના જોરથી ઇંગ્રેજી સાહિત્યનો અદ્યાપિ વિસ્તાર થયે જાય છે.

સોળમા સૈકામાં ઇંગ્રેજી સાહિત્યની જેવી સ્થિતિ હતી તેવીજ, અરે તેથી પણ વિશેષ શોચનીય સ્થિતિ વર્ત્તમાન ગુજરાતી સાહિત્યની છે. આ સમયજ ઘણો કટાકટીનો છે. આવા સમયે આપના જેવા વિદ્યાવિભૂષિત ઉદાર શ્રીમંતોએ અગ્રેસર થઇને સાહિત્યસેવકોને આશ્રય આપવો જોઇએ, તથા એવો આશ્રય મ્હને મળશે એજ હેતુથી આપને હું આ વિનંતિ કરું છું. આપના ઉદાર આશ્રય બદલ હમણાં મ્હારું જે પુસ્તક તૈયાર થાય છે તે હું આપને સાદર સમર્પણ કરી કૃતાર્થ થઇશ.

આ પત્ર લઇ આવનાર મ્હારી પુત્રીજ છે, તથા મ્હારા આ સાહિત્યસેવાના કાર્યમાં એ મ્હને ઘણીજ સહાયકારિણી થાય છે. જો કે આપના દર્શનાર્થે મ્હારેજ આવવું જોઇએ; પરંતુ એવું સદ્‌ભાગ્ય ઇશ્વરે મ્હારા નશીબમાં નિર્માણ કર્યું નથી. શારીરિક વ્યથાને પરિણામે હું શય્યાનો ત્યાગ કરી શકું તેમ નથી. આ ઉપરથી હમણાં હું કેવી સ્થિતિમાં છું તેની આપ સહેલાઇથી કલ્પના કરી શકશો, તથા મ્હારી પુત્રી પણ આપને થોડી ઘણી હકીકત નિવેદન કરશે. મ્હને મદદ કરી એક ગુજરાતી ગ્રંથકારના કુટુંબને એક વર્ષ સુધી અન્નદાન આપ્યાનું પરમ પુણ્ય પ્રાપ્ત કરી મ્હને આપનો હમ્મેશાંનો ઋણી કરશો એવી સંપૂર્ણ આશા છે.

લી. આપનો કૃપાભિલાષી નમ્ર સેવક.

**પ્રાણશંકર હીરાશંકર ત્રિપાઠી.**

* * * *

વસન્ત બીજો પત્ર વાંચવા લાગ્યો:—

" લોકમાન્ય મોહનલાલ કૃષ્ણલાલની સેવામાં.

ફિજી બેટમાં ગુલામગિરીનું અસહ્ય દુઃખ ભોગવી આવેલા એક કુટુંબ ઉપર દયા કરવાની હું આપને વિનંતિ કરું છું. છેલ્લી આગબોટમાંજ સદ્‌ભાગ્યે હું મ્હારા કુટુંબ સાથે માતૃભૂમિમાં આવી શક્યો છું. દેશમાં જવા જેટલા પાસે પૈસા નહિ હોવાથી નિરુપાયે આપ જેવા પરોપકારી મહાપુરુષની પાસે યાચના કરું છું. મ્હારે કચ્છમાં જવાનું હોવાથી ઓછામાં ઓછા પચાસ પોણોસો રૂપિયાની જરૂર છે. જો કે આ યાચના કરવાને હું પોતેજ આવત; પરંતુ પ્રવાસના કષ્ટથી તેમજ શારીરિક અસાધારણ દુર્બળતાથી હમણાં હું ધર્માદા હૉસ્પિટલમાં બિમારીની શય્યામાં સૂતો છું. આ પત્ર લઇ આવનારી છોકરી મ્હારી પુત્રીજ છે. તેને જોતાંજ ગુલામગિરીથી તેના શરીરની પણ કેવી દુર્દશા થઈ છે એનો આપ સામાન્ય ખ્યાલ પણ કરી શકશો. જો આપની ઇચ્છા હોય તો ફિજીબેટમાં ગુલામો ઉપર થતા જુલ્મની હકીકત પ્રસિદ્ધ કરવાને હું તૈયાર છું. માત્ર આપના જેવા દેશહિતૈષી પરહિતતત્પર મહાપુરુષની મદદ તેમજ આશ્રયની આવશ્યક્તા છે. અંતે મ્હારી એટલીજ પ્રાર્થના છે કે, મ્હને આવા દુઃખદ પ્રસંગે મદદ કરી આપ મ્હને હમ્મેશાને માટે આપનો ઋણી બનાવશો,

લી. નમ્ર સેવક.

**જીવનલાલ અમરશી વૈશ્ય.**

* * * *

આ પત્ર પણ વસન્તે ફેંકી દઈને ત્રીજો પત્ર વાંચવા માંડયો:—

" દાનેશ્વરી દેવપુરુષ !

જો કે આપના નામની મ્હને માહિતી નથી તો પણ ગયે પરમ દિવસે બાબુલનાથના મંદિરમાં આપની દાનશૂરતાનો લાભ મ્હને મળ્યો છે. દુર્દૈવી કુટુંબને મહિના સુધી શાન્તિથી રહી શકાય એટલું દાન આપે આપ્યું હતું; પરંતુ દુર્દૈવથી એ જોઈ શકાયું નહિ. ઘેર આવીને હું એ આનંદ સમાચાર મ્હારાં બાળબચ્ચાં તથા ગૃહિણીને કહેવાની ઇચ્છા રાખતો હતો; પરંતુ જેવો હું ઘેર આવ્યો કે મ્હેં મ્હારી ગૃહિણીને સન્નિપાત થયેલો જોયો. બારી સાથે અથડાવાથી તેના કપાળમાં કાચ વાગેલો હોઇ તેને સખ્ત ઇજા થઇ છે. અરેરે ! મ્હને એમ લાગે છે કે, નિર્ધનતા કરતાં મૃત્યુજ ઉત્તમ છે. નિર્દય મૃત્યુ

અમારા જેવાં દરિદ્ર માણુસો પાસેથી બ્હીને નાશી જાય છે. વાલુકેશ્વર પાસેનો આસમાની સમુદ્ર મ્હારા જેવા ત્રિવિધતાપથી તપ્ત માણુસને આશ્રય આપે તો સારું એમ લાગે છે; પરંતુ પછીથી મ્હારી બન્ને પુત્રીઓની કેવી સ્થિતિ થશે એ ચિંતાથી હું જીવ ત્યાગવાનું સાહસ કરી શકતો નથી. હું બ્રાહ્મણ જાતિનો છું તેથી મ્હારે મ્હારી બન્ને પુત્રીઓનાં લગ્ન સત્વર કરવાં જોઇએ; પરંતુ તેમનાં લગ્ન કરવાને માટે બે ત્રણ હજાર રૂપિયાની જરૂર છે, અને મ્હારે ત્યાં તો હવે ઉદરનિર્વાહ ચલાવવો પણ મુસ્કિલ થઈ પડયો છે. આવા સંકટમાંથી આપ સિવાય બીજું કોઈ મ્હારું રક્ષણ કરે એવી મ્હને આશા નથી. મ્હારે મ્હારી પત્નીની શુશ્રુષામાં રહેવું પડતું હોવાથી મ્હારી ન્હાની પુત્રીનેજ હું આપની પાસે મોકલું છું. આપ જો કૃપા કરીને મ્હારી પુત્રી સાથે મ્હારી પાસે આવશો તો આ સેવકની સઘળી પરિસ્થિતિ આપના જાણુવામાં આવશે. ઈશ્વર આપના જેવા દયાળુ દાનશૂર પુરુષના અંતઃકરણમાં વિશેષ દયા ઉપજાવી આપદ્વારા મ્હને સંકટમુક્ત કરો એવી મ્હારી અનન્ય ભાવે પ્રાર્થના છે. એજ.

લી. અનાથ યાચક

**જનાર્દનાચાર્ય.**

* * * *

પત્રો વાંચી જોતાંજ તેમાંની શાહીના અક્ષરો અને કાગળો તપાસતાં વસન્તને માલૂમ પડયું કે, આ ત્રણે પત્રો એકજ માણસે લખેલા છે. ત્રણે પત્રોમાં પત્રલેખકનું શિરનામું નહોતું. ત્રણે પત્રોમાં લખનાર તરીકે જૂદા જૂદા માણસનું નામ હતું; છતાં એકજ માણસે એ પત્રો લખ્યા છે એમ સહેલાઈથી વસન્ત સમજી શકયો. જો કે પત્રલેખકે ત્રણે પત્રો જૂદા વલણના અક્ષરોથી લખવાનો પ્રયત્ન કર્યો હતો; છતાં અક્ષરોનો એકજ જાતનો મરોડ સાફ દેખાતો હતો. વળી ત્રણે પત્રોના કાગળ, શાહી અને હૉલ્ડર પણ એકજ પ્રકારનું હતું. તેથી ગુજરાતી સાહિત્યસેવક, ફિજી બેટમાં ગુલામગિરી ભોગવી આવેલો માણુસ અને પુત્રીના લગ્ન માટે દ્રવ્ય યાચના કરનાર માણુસ એકજ હોવો જોઈએ એમ વસન્તને ખાત્રીપૂર્વક લાગ્યું; છતાં એ પત્રોની કશી આવશ્યક્તા નહિ હોવાથી તેણે તે પુનઃ કવરમાં ઘાલીને ટેબલ નીચે કવર ફેંકી દઇ તે માસિકને માટે આવેલા લેખો તપાસવા લાગ્યો.

આ સમયે કોઇએ તેની ઓરડીનું દ્વાર ધીમેથી ખખડાવ્યું; પણ એ પ્રકાર તેના જાણવામાં આવ્યો નહિ. એક લેખ વાંચવામાં તે તન્મય બની ગયો હતો. દ્વાર ઉઘાડી એક રૂપવતી બાળિકા તેની પાછળ આવી ઉભી રહી; છતાં તેનું તો તે તરફ લક્ષ્ય નહોતું. લેખનું પૃષ્ઠ પૂર્ણ વાચી રહેતાંજ વસન્તે દૃષ્ટિ ફેરવી તો તે પોતાની પાછળ ઉભી રહેલી બાળિકાને જોઈ શકયો. તેને એ બાળિકાને માટે પોતાના અંતરમાં તિરસ્કાર ઉપજ્યો; કિન્તુ પોતાનો મનોભાવ છુપાવીને તેણે સ્મિત હાસ્ય કરતાં પૂછ્યું:—"કેમ રાધા ! તું ક્યારની અહિં આવીને ઉભી રહી છે ?"

રાધાએ શરમમિશ્રિત હાસ્ય કરીને કહ્યું:—"હું તો ક્યારનીય આવીને ઉભી રહી છું; પરંતુ તમારા જેવા મ્હોટા માણસને મ્હારા મુખ તરફ જોવાનો અવકાશ સુદ્ધાં નથી. હું તમારો એક પત્ર લઇ આવી છું—તે જો તમને અવકાશ હોય તો હું આપું ?" આમ કહીને રાધાએ એક હૃદયભેદક કટાક્ષ ફેંક્યો.

રાધાની ઉમ્મર સત્તર વર્ષની હતી. તે શરીરે પુષ્ટ અને સશક્ત હતી. સ્ત્રીઓનામાં સ્વાભાવિક જે માર્દવતા હોય છે તેનો રાધામાં સંપૂર્ણ અભાવ હતો. વિલાસી લલનાના મ્હોં ઉપર જેવું ક્ષણસ્થાયી તેજ પ્રકાશે છે તેવું તેજ વસન્તના દર્શનથી તેના મુખ ઉપર પ્રકાશી નીકળ્યું હતું. તેનાં નેત્રોમાંજ જાણે કે કામદેવ નિવાસ કરી રહ્યો હતો. તેની દૃષ્ટિ ઘણીજ ચંચળ હતી.

વસન્તે રાધાના સર્વાંગનું અવલોકન કર્યું એટલે તેના અંતરમાં તેને માટે વિશેષ તિરસ્કાર ઉપજ્યો. તેણે રાધા તરફ જોઇને પૂછ્યું:—"તું શાનો પત્ર લાવી છું ?"

વસન્તના પ્રશ્નનો ઉત્તર નહિ આપતાં રાધાએ કહ્યું:—"વાહરે! તમે તો ઘણો મ્હોટો આયનો રાખો છો !"

વસન્તે કંટાળીને કહ્યું:—"પણ તું પત્ર લઈ આવી છું તે આપને ?"

રાધાએ વસન્તની છેક પાસે આવીને કહ્યું:—"અહોહો ! આટલાં બધાં પુસ્તકો તમે વાંચો છો ? મ્હને પણ થોડું ઘણું વાંચતાં આવડે છે ! મ્હને નવલકથાઓ વાંચવી બહુ ગમે છે. વળી મ્હેં નાટકો પણ ઘણાં જોયાં છે. ઉદયભાણુ નાટકનું "અહો દિલદાર જરા દેદાર ; દીવાનીને દેખાડોને." એ ગાયન તો મ્હને અતિપ્રિય

થઈ પડયું છે !"

રાધાની આવી અસભ્ય વક્તૃતાથી વસન્ત ઘણો કંટાળી ગયો હતો; છતાં રાધા કહેવા લાગી—"વસંતરાય ! તમને નાટકો જોવાં ગમે છે કે ? મોહિનીચંદ્રના નાટકમાં ચંદ્ર જેવો દેખાવડો છે તેવાજ તમે સુંદર અને દેખાવડા છો. જ્યારે તમને જોઉં છું ત્યારે મ્હને મોહિનીચંદ્ર યાદ આવે છે ! હું રાત્રિ દિવસ તમારું સ્મરણ કર્યા કરું છું; છતાં તમને તો મ્હારી પરવા નથી !"

વસન્તે પોતાનો અંતરભાવ છુપાવીને કહ્યું:—"રાધા ! તું જે પત્ર લઇ આવી છું તે મ્હને આપ."

રાધાએ કહ્યું:—"હા હા. અત્યાર સુધી હું આપને એ પત્ર આપવો ભૂલી ગઈ હતી. લ્યો આ પત્ર." આમ કહીને રાધાએ વસન્તના હાથમાં એક પત્ર આપ્યો.

વસન્ત એ પત્ર વાંચવા લાગ્યો:—

"પ્રિય ભાઇ વસન્તરાય !

તમે પૂર્વે મ્હારા ઉપર જે ઉપકારો કર્યા છે તે હું ભૂલી ગયો નથી. એ ઉપકારો માટે હું હમ્મેશાં આપનો ઋણી રહીશ. આપના ઉદાર અંતઃકરણનો પુનઃ મ્હારે નિરુપાયે આશ્રય લેવો પડે છે. મ્હારા જેવા ભિક્ષુક બ્રાહ્મણની કિમ્મત કોઇને રહી નથી ! હું મ્હારી દુઃખપૂર્ણ કર્મકથા નિવેદન કરી તમને દુઃખિત કરવાને ઇચ્છતો નથી. મ્હારી તમને નમ્ર વિનંતિ છે કે, મ્હને એક મહાન્ સંકટમાંથી મુક્ત કરવાને તમે મ્હને એક મહિનાને માટે વીસ રૂપિયા મ્હારી પુત્રી સાથે ઉછીના મોકલી આપશો. ગરીબ ભિક્ષુકની વિનંતિ સ્વીકારી તમે અક્ષય પુણ્ય પ્રાપ્ત કરશો એવો મ્હને દૃઢ વિશ્વાસ છે.

લી. કૃપાકાંક્ષી

જનાર્દનાચાર્ય."

* * * *

આ પત્ર વાંચી જોતાંજ વસંતની ખાત્રી થઈ કે, તેણે પહેલાં જે ત્રણ પત્રો વાંચી જોયા હતા તે પણ આ જનાર્દનાચાર્યેજ લખેલા હતા. ચાર નામ લખીને પત્રો લખવામાં તેનો શો ઉદ્દેશ હશે ? શું એમાં કાંઇ લુચ્ચાઇ તો નહિ હોય ? આવા પ્રશ્નો સાહજિક વસન્તના અંતરમાં ઉપસ્થિત થવા લાગ્યા. "ધર્મ અને પ્રતિષ્ઠિતપણાના ઢોંગથી શ્રીમંત લોકોના ઉદાર, ધાર્મિક અને પરોપકારી અંતઃકરણનો ફાયદો

લેવાની નીચ મસલતજ જનાર્દનાચાર્યે અમલમાં મૂકી હોવી જોઇએ. પોતાની નીચતામાં તેણે પુત્રીનું બળિદાન શા માટે આપવું જોઇએ ? મુંબાઇમાં એવા પણ ઘણા શ્રીમંતો છે કે જેઓ ગરીબ માણસની કન્યા કિંવા ગૃહિણીના સતીત્વધનને લૂંટી તેને દ્રવ્યદાનથી સંતોષે છે ! શું પોતાની પુત્રીના સર્વસ્વસ્વરૂપ સતીત્વધનને લૂંટાવતાં જનાર્દનાચાર્યના અંતરમાં કાંઈ વિચાર નહિ આવતો હોય ? આ રાધા હવે પાપ પુણ્યને સમજી શકે તેમ નથી. માતાપિતાના ચિરકાળના સહવાસથી તે પણ નીચ—અધમ અને પાપી થઇ છે ! હવે આથી વિશેષ અધઃપાત્ બીજો કયો છે ? આમ છતાં પણ વસન્તના અંતરમાં રાધાની પરિસ્થિતિ માટે દયા ઉપજી. તેણે ટેબલના ખાનામાંથી રૂપિયાં બ્હાર કાઢી રાધાના હાથમાં મૂકીને કહ્યું:—“ પ્રથમની માફક આજે પણ હું તને પાંચ રૂપિયા આપું છું. ત્હારા પિતાની સાથે મ્હારી સહજ પણ પિછાન નથી. તું આ રૂપિયા મ્હને પાછા આપીશને ? ”

વસન્તના તરફ એકાગ્રદૃષ્ટિથી જોઈ રહીને રાધાએ કહ્યું:—“ સૌ જેમ કહે છે તેમ તમે પણ કહો છો ! પિતાશ્રીના પત્રો લઇને હું જે જે ઠેકાણે જઉં છું તે તે ઠેકાણેથી મ્હને મ્હારા નામ ઉપરજ રૂપિયા મળે છે; પણ વસન્તરાય ! સઘળા પુરુષો કાંઇ તમારા જેવા દયાળુ હોતા નથી ! મ્હારા માટે તમને લાગણી છે કે ? મ્હારા ઉપર તમને માયા ઉપજે છે કે ? ! પણ વસન્તરાય—”

રાધાનું વાક્ય પુર્ણ થતાં પહેલાંજ વસન્તે કહ્યું:—“રાધા ! તમારા કેટલાક પત્રો મ્હને મળી આવ્યા છે. એ બધા તમારાજ છે કે ? ”

આમ કહીને ટેબલ નીચેનું કવર ઉપાડી વસન્તે રાધાના હાથમાં મૂકયું. એ કવર જોતાંની સાથેજ રાધાએ કહ્યું:—“અરેરે ! કાલે આ પત્રોની મ્હેં ઘણી શોધ કરી હતી, વારું, તમને આ પત્રો કયાંથી મળી આવ્યા ? એ પત્રો અમારાજ છે એમ તમે શા ઉપરથી જાણ્યું? પિતાજીએ મ્હને ‘ પત્રો પહોંચાડયા કે ?’ એવો પ્રશ્ન પૂછયો ત્યારે મ્હેં ભયને લીધે ‘હા,’ પાડી; છતાં હજી એક પત્ર પહોંચાડી શકાય એમ છે. ચોપાટી અહિંથી વિશેષ દૂર નથી. એ ધર્મઘેલો ગૃહસ્થ આજે સમુદ્રસ્નાન કરવા આવ્યો હશે ! ”

આમ કહીને રાધા ત્વરિત ગતિથી ત્યાંથી ચાલી ગઈ.

———:o:———

# પ્રકરણ ૧૧ મું.

## અંધકારમાં પ્રકાશનું કિરણ!

મધ્યાન્હકાળનો એક વાગ્યો હતો. વસન્ત જમી આવીને પોતાના ટેબલ ઉપર પડેલા લેખો લક્ષ્યપૂર્વક તપાસતો હતો. આકાશમાં અસંખ્ય વાદળાંઓ દોડાદોડ કરી રહ્યાં હતાં. આજે સૂર્યનારાયણની જ્યોતિ ઝાંખી જણાતી હતી. ક્વચિત્ ક્વચિત્ વૃષ્ટિ પણ થતી હતી. આ સમયે કોઇનો પણ ઘરની બ્હાર નીકળવાનો વિચાર થાય તેમ નહોતો.

વસન્ત તત્વજ્ઞાન સંબંધીનો એક લેખ તપાસતો હતો, તથા તેમાં કોઈ કોઇ સ્થળે આવશ્યક સુધારો પણ કરતો હતો; છતાં આજે રાધાનું ચિત્ર જોઇ તેનું અંતર અતિ ઉદ્વિગ્ન બની ગયું હતું પાડોશની ભીંત તરફ તેની દૃષ્ટિ વારંવાર જતી હતી. પોતાના પાડોશમાંજ દુઃખનું પૈશાચિત નૃત્ય ચાલી રહ્યું છે એવી આજકાલ્ન કરતાં ચાર વર્ષે તેને કલ્પના ઉપજી ચાર વર્ષમાં તેણે પોતાના પાડોશીની પરિસ્થિતિ તેમજ આચાર વ્યવહાર તરફ બિલકુલ લક્ષ્ય આપ્યું નહોતું. તેને એમ લાગ્યું કે:—"મ્હેં ચાર વર્ષ સુધીમાં દેશભક્તિનાં અને જનસેવાનાં અનેક ગપ્પાં હાંક્યાં છે, પરંતુ આ સમય દરમ્યાન હું મ્હારા પગ નીચેના અંધકારને પણ જોઈ શકયો નથી. જો મ્હેં પ્રથમથીજ આ પ્રકાર તરફ લક્ષ્ય આપ્યું હોત તો આ બાળિકાને અપ્રતિષ્ઠિત જીવન તો પસાર કરવું પડત નહિ! તે સદાચાર તેમજ સંતોષથી પોતાના જીવનનો નિર્વાહ કરી શકે એવી વ્યવસ્થા હું અવશ્ય કરી શકયો હોત! સમાજના એક અંગ તરીકે મ્હારે તેના પ્રત્યે લક્ષ્ય આપવું જોઈતું હતું. મ્હેં એક મ્હોટી ગંભીર ભૂલ કરી છે. હું મ્હારું કર્ત્તવ્ય ચુકયો છું છતાં તદ્દન નહિ કરવા કરતાં વિલંબ થયા પછી પણ સત્કાર્ય કરવું સારું છે, એ સૂત્રાનુસાર મ્હારે તેની વ્યવસ્થા હજી પણ કરવી જોઇએ. રાધાની ચર્યા ઉપરથી તથા તેના પોષાક ઉપરથી તેના ઘરમાં દુઃખનો દાવાનળ સળગી ઉઠયો છે એવી કલ્પના આપોઆપ અંતરમાં ઉપજે છે. જેને પહેરવાને માટે પૂરતાં વસ્ત્રો પણ નથી મળતાં તેને પેટપૂરતું અનાજ પણ મળતું હશે કે કેમ એક શંકાયુકત પ્રશ્ન છે. અરેરે! રાધાની તથા તેનાં સગાં

વ્હાલાંની કેવી શોચનીય સ્થિતિ હશે?"

વસન્તના અંતરમાં આવા વિચારો ચાલતા હતા; પરંતુ તેની દૃષ્ટિ સ્હામેની દિવાલ તરફ હતી. જાણે કે એ દિવાલમાં તે કોઇને શોધતો હતો! એવામાં તેણે દિવાલની ઉપરના ભાગમાં એક મ્હોટું કાણું જોયું. ખુરસી ઉપર ઉભા થઈ તેણે એ વિશાળ કાણામાં જોયું તો તેની નજરે એક ઘણો ભયંકર દેખાવ પડ્યો. એ દેખાવ જોવામાં આવતાંજ વસન્તનું સર્વાંગ ધ્રૂજી ઉઠ્યું. એ કાણામાંથી રાધાની ઓરડી જોઈ શકાતી હતી. વસન્ત તેમની દરિદ્રતાનું દર્શન કરી શક્યો નહિ. જેવો તે ખુરસી ઉપરથી નીચે ઉતરી પડતો હતો કે તરતજ તેણે રાધાના મકાનમાં ગરબડ થતી સાંભળી. આથી તે ખુરસી ઉપરથી નીચે નહિ ઉતરી પડતાં પ્રથમની માફક ઉભો રહ્યો. રાધાએ ઉતાવળથી શ્વાસ મૂકતાં મૂકતાં કહ્યું:—"પેલા આવે છે!"

રાધાના પિતાએ પૂછ્યું:—"પેલા તે કાણ?"

"પેલો ડોસો."

જનાર્દનાચાર્યે આશ્ચર્ય પામીને પૂછ્યું:—"પેલા દાનવીર ગૃહસ્થ કે?"

"હા."

"શા ઉપરથી તું આમ કહે છે? વારું, તેને મૂકીને તું એકલી પાછી કેમ આવતી રહી? ત્હેં એને ઠેકાણું તો બરાબર કહ્યું છે ને? એ ગૃહસ્થ તને ક્યાં મળ્યા હતા? તેમણે તને શું કહ્યું છે? મ્હારો પત્ર તેમણે વાંચ્યો હતો કે?"

"આજે નારિયેળી પૂર્ણિમા હોવાથી એ વૃદ્ધ ગૃહસ્થ કદાચ ચોપાટી ઉપર સ્નાન કરવા આવશે એમ વિચારી હું પ્રથમ ચોપાટી ઉપર ગઇ. વાલુકેશ્વરથી સોનાપુર સુધી દરિયા કિનારા ઉપર મ્હેં તેમની શોધ કરી, પણ તેમનો પત્તો લાગ્યો નહિ. નિરાશાથી હું પાછી ફરતી હતી એવામાં ચરનીરોડ સ્ટેશન પાસેજ મ્હેં તેમને સ્નાન કરતા જોયા. તરતજ હું તેમની પાસે ગઈ. રડવા જેવું મ્હોં કરીને મ્હેં તેમના હાથમાં પત્ર આપ્યો. પત્ર વાંચીને તેમણે મ્હને પૂછ્યું:—"છોકરી! તું ક્યાં રહે છે?" મ્હેં કહ્યું:—"જો આપ મ્હારી સાથે આવવાની કૃપા કરતા હો તો હું સાથે આવવાને તૈયાર છું." મ્હારું આ વાક્ય સાંભળીને તેમણે કહ્યું:—"ત્યાં હું થોડા સમય પછી આવી શકીશ. તું મ્હને ત્હારૂં ઠેકાણું કહી જા વૃષ્ટિ પડતી હોવા છતાં ત્હારા શરીર

ઉપર પૂરતાં વસ્ત્રો નથી માટે તું ઘેર જતી રહે. પાસેની કન્યાશાળા છુટશે એટલે હું મ્હારી કન્યાને સાથે લઇને ત્હારે ત્યાં આવીશ." પછીથી મ્હેં તેમને આપણા ઘરનું ચોક્કસ ઠેકાણું કહ્યું. ઘરનું ઠેકાણું સાંભળતાંજ તેમની મુખમુદ્રા ગંભીર બની ગઈ; પરંતુ તરતજ તેમણે હસીને કહ્યું:—"કાંઇ ફિકર નહિ. તું જા—હું ત્હારી પાછળજ આવું છું.

"હું પાછી આવવાને બ્હાને એટલામાંજ છુપાઇ રહી અને એ વૃદ્ધ ગૃહસ્થ શું કરે છે, અને ક્યાં જાય છે તે જોવા લાગી. વૃદ્ધે સ્નાન કરી વિકટોરિયા બોલાવી; પછીથી તે એ વિકટોરિયામાં બેઠો. એ સમયે પ્રચંડ વૃષ્ટિ થતી હોવાથી ગાડીવાન્ તથા વૃદ્ધ ગૃહસ્થ મ્હને જોઈ શકશે નહિ એવો વિચાર કરી ગાડીની પાછળના પાટીઆ ઉપર હું ચઢી બેઠી. પાંચ મિનિટમાંજ ગાડી ચોપાટી પાસે જઇને ઉભી રહી એટલે હું ત્વરાથી નીચે ઉતરી પડી એટલામાંજ છુપાઇ ગઈ. પંદર મિનિટમાંજ કન્યાશાળા છૂટી અને અનેક કન્યાઓ શાળામાંથી બ્હાર નીકળી. વૃદ્ધને જોતાંની સાથેજ એક પંદર સોળ વર્ષની કન્યા તેની પાસે આવી પહોંચી. વૃદ્ધ તેની સાથે પુનઃ વિકટોરિયામાં બેઠા. ગાડી ચાલતાં હું પણ પાછળ ચઢી બેઠી. આપણી જોડેની દુકાન પાસે આવીને વિકટોરિયા ઉભી રહી. વૃદ્ધ ગૃહસ્થ અને તેમની કન્યા એ દુકાનમાં પેઠાં અને હું ઉતાવળથી અહિં તમને ખબર આપવાને આવી પહોંચી."

"દિકરી ! તું ઘણીજ ચાલાક છે. ત્હારાં ભીંજાઇ ગયેલાં કપડાં કાઢી નાખી તું બીજાં ફાટેલાં વસ્ત્રો પહેર."

"મ્હને ઘણી ભૂખ લાગી છે. ખાધા સિવાય હું હવે હાલવા ચાલવાની પણ નથી." રાધાએ કહ્યું.

"થોડા સમય સૂધી ભૂખનું દુઃખ સહન કર. આજના ઉપવાસથી આપણને પંચપકવાન્નની પ્રાપ્તિ થશે. વારું, પણ તે ગૃહસ્થ આવશે ખરાને?" જનાર્દનાચાર્યે પૂછ્યું.

"હા હા અવશ્ય આવશે. આપણી પ્રપંચજાળમાં એ ફસાયો છે!"

જનાર્દનાચાર્યે ત્વરાથી ઉઠી પોતાની પત્ની તરફ જોઇને કહ્યું:— "ઉઠ, દેવતા સળગાવ. ફાટેલો મુગટો પહેર અને બાજરીના રોટલા કરવા મંડી જા. ગળામાં એક મ્હોટો પાટો બાંધી દે. આ પ્રપંચનાટકની તૈયારી સત્વર થવી જોઇએ." પછીથી પોતાની સૂઈ રહેલી

મ્હોટી પુત્રીને સંબોધીને તેણે કહ્યું:—"હજી સૂધી પડી કેમ રહી છે? ઉઠ, પેલી બારીનો કાચ ફોડી નાખ. ઉઠ—"

બિચારી કન્યાએ કઠોર હુકમ થતાંની સાથેજ ઉઠીને, થરથર ધ્રૂજતાં સભય અંતઃકરણે કહ્યું:—"શું કહ્યું? બારીનો કાચ ફોડી નાખું?"

રોષાવેશમાંજ પિતાએ કહ્યું:—"હા હા—કાચ ફોડી નાખ. સાંભળતી કેમ નથી? બ્હેરી થઈ ગઇ છે કે શું?"

પુત્રીએ બારીના કાચ ઉપર હાથ ઠોકયો. કાચના કડકા થઈને નીચે પડયા. એ નિર્જીવ વસ્તુ પણ પોતાને થયેલા આઘાતનું અપાર દુઃખ ખડખડાટદ્વારા પ્રદર્શિત કર્યા સિવાય રહી નહિ. પુત્રીના હાથમાં કાચનો એક ન્હાનો કકડો પેસી ગયો અને તેના હાથમાંથી લોહી વહી જવા લાગ્યું. પિતાના ભયથી તે ધીમે સ્વરે રુદન કરવા લાગી. જનાર્દનાચાર્યે પુત્રીના હાથ ઉપર પાટો બાંધતાં બાંધતાં કહ્યું:— "આટલામાં રડીશ નહિ. આપણો શિકાર આવી પહોંચે એટલે પછી છૂટે મ્હોડે રડજે. એ વખતે સહજ પણ કસર રાખીશ નહિ."

આ સમયે ગૃહિણીએ કહ્યું:—"આજે આ શું કરવા માંડયું છે? છોકરીનો હાથ લોહી લુહાણ થઈ ગયો તેનો કાંઈ વિચાર છે?"

"તું કાંઈ બોલીશ નહિ. મ્હારે એના હાથને લોહીલુહાણજ કરવો હતો, સમજી?"

"એટલે?"

"એટલે શું તે અલ્પકાળમાંજ સમજાશે." આમ કહીને ચુ-લ્હામાંની રાખને હાથ ઉપર, પેટ ઉપર તેમજ કપાળ ઉપર ચોળીને જનાર્દનાચાર્યે કહ્યું:—"બસ, હવે સ્વાગતાની તૈયારી થઈ ગઈ. હવે તેને આવવા દે!"

વસન્ત પોતાની ઓરડીની દિવાલના મ્હોટા કાણામાંથી આ પ્રપંચનાટકની વિચિત્ર તાલિમનું દર્શન કરી રહ્યો હતો. તેની દૃષ્ટિ એ રંગભૂમિ ઉપર નાટક કરનાર પ્રત્યેક વ્યકિત તરફ હતી, તથા તેના અંતરમાં એ વ્યકિતઓની નીચતા સંબંધીના અસંખ્ય વિચારો ઉપજતા હતા. ઉત્તમ કોટિના નટોએ ભજવેલાં ઘણાં નાટકો વસન્તે જોયાં હતાં; પરંતુ એ પૈકીના એક પણ નાટકમાં તેની વૃત્તિ આજના જેટલી મગ્ન બની ગઈ નહોતી. જનાર્દનાચાર્યે પૂજામગ્ન થવાનો ડોળ કરીને એકાએક રાધા ઉપર રોષે ભરાઈ કહ્યું:—"જો જો, તું

ફસાવતી નહિ; નહિ તો સઘળું નાટક અને મહેનત વ્યર્થ થશે. કહે જોઇએ, એ આવે છે કે........"

બરાબર આ સમયેજ કોઈનાં પગલાંનો અવાજ સંભળાવા લાગ્યો. આચાર્ય ઉતાવળથી ઉઠયો, અને શરીર ઉપર ફાટેલી ધાબળી ઓઢી 'હરોમ્ હરોમ્' અને હાથથી ઘંટાનાદ કરતો ઉભો રહ્યો. પાછીથી પગલાંનો અવાજ જ્યારે છેક પાસે આવી પહોંચ્યો ત્યારે તેણે દ્વાર પાસે જઈ આવનાર વૃદ્ધ ગૃહસ્થને બન્ને હાથ જોડી નમન કરી કહ્યું:—" પધારો પ્રભુ! આજે હું કૃતાર્થ થયો છું. બ્હેન! અંદર આવો."

તરતજ એક લગભગ સાઠ વર્ષની ઉમ્મરનો વૃદ્ધ અને સત્તર અઢાર વર્ષની એક બાળિકા કિંવા યુવતીએ અંદર પ્રવેશ કર્યો. એ જોતાંજ વસન્તની કેવી સ્થિતિ થઇ તે દર્શાવવાનું સામર્થ્ય કોઇ પણ વાચામાં નથી.

એ તરુણી કોણ હતી? વસન્તના અંતરમાં પણ આપોઆપ એવો પ્રશ્ન ઉપજ્યો કે, "આ સુંદરી કોણ છે?" તરતજ પાછો તેના અંતરે ઉત્તર આપ્યો:—" હા હા આ એજ પ્રેમમૂર્ત્તિ છે કે જેણે તેના હૃદય ઉપર અધિકાર મેળવ્યો છે! ખરેખર, આ તેજ છે!" લગભગ એક વર્ષથી વસન્તે ગૂમાવેલી તેની પ્રેમપ્રતિમાનું આજે એકાએક દૈવસંયોગે દર્શન થયું. એ વસન્તની અતિ પ્રિયતમ વસ્તુ હતી. સુકાઇ જતી જીવનલતા ઉપર અમૃતનું સિંચન કરનારી તે સ્વર્દેવીજ હતી! નિરાશ થયેલા પ્રણયના ભીષણ મહાસમુદ્ર ઉપર ભટકનારી જીવનનૌકાનો તે દિશાદર્શક ધ્રુવનો તારો હતો. આર્ત્તિક કટિબંધમાંની ભયંકર રાત્રિ પ્રમાણે વસન્તનાં સઘળાં વર્ષોની રાત્રિ કરનારો તે સૂર્ય હતો. અને આજે?

ભયંકર અને દીર્ઘ રાત્રિનો અંત લાવનાર પ્રણયસૂર્ય એકાએક જનાર્દનાચાર્યના કટિબંધમાં ઉદિત થયો. તૃષાથી વ્યાકુળ થયેલા ચકોરનો ચંદ્ર ગ્રહણમુક્ત થઇને સુધાજીવન અને નવજીવન પ્રકાશથી વિલસવા લાગ્યો. સર્વાંગ સળગી ઉઠયું હોય અને શીતળજળનું એકજ બિંદુ તપ્તાંગ ઉપર પડતાંજ, દાહ શાન્ત થઇને સઘળું શરીર જેવી રીતે પુલકિત થાય તેવીજ રીતે વસન્તનું શરીર રોમાંચિત થયું. બંધ પડેલું, હૃદયનું ઘડીયાળ, દર્શનરૂપી કુંચી મળવાથી એકદમ ચાલવા લાગ્યું. તેનો કંઠ ભરાઇ આવ્યો. નેત્રોમાંથી આનંદાશ્રુઓ ઉભરાઈ જવા

લાગ્યાં. વસન્તને એમ લાગ્યું કે, હવે તેનાથી રડી દેવાશે. તેણે બન્ને નેત્રોની પાંપણો દાબી દીધી. ઉતાવળથી ચાલતા હૃદય ઉપર હાથ મૂકીને તેણે તેને દબાવી રાખ્યું.

એ તરુણીની ગતિ કેવી મનોહર હતી ? કેવું આકર્ષક તેનું મંડળ હતું ? કેવી સુંદર તેની દેહલતા હતી ? સમસ્ત જગત્ જેના સૌન્દર્યથી વિમુગ્ધ થાય એવી સૌન્દર્યદેવીએ જનાર્દનાચાર્ય આગળ પોતાનું શિર ઝુકાવ્યું. આચાર્યે " સૌભાગ્યવતી ભવ " કહીને તેને આશીર્વાદ આપ્યો, તથા વસન્તની પ્રેમદેવી તેના પિતાની પાસે જઇને બેઠી.

જનાર્દનાચાર્યે આગંતુક વૃદ્ધ તરફ જોઇને કહ્યું:—" મહાશય ! વર્તમાનકાળમાં ધર્મબુદ્ધિનો સર્વાંશે નાશ થયો છે. સમસ્ત જીવન-પર્યન્ત શરીરને દુઃખી કરીને તથા લોહીનું પાણી કરીને વેદાભ્યાસ કર્યો; છતાં તેને ઉત્તેજન આપનાર કોઇ રહ્યું નહિ. આર્યભૂમિની પ્રથમની ધર્મભાવના કળિકાળમાં દૂર થઈ ગઇ છે. આજકાલ સઘળા લોકો અધર્મી, દુરાચારી અને મહાપાપી બની ગયા છે. એને કોઇ શું કરે ? જેવું હિન્દુધર્મનું ભાગ્ય ! જેવું અમારા ભિક્ષુકોનું ભાગ્ય ! છતાં મહાશય ! જયાં સુધી આર્યભૂમિમાં આપના જેવા ધર્મપરાયણ એક પણ ગૃહસ્થ હશે ત્યાં સુધી હિન્દુધર્મ આવી રીતેજ કાયમ રહેશે."

સૌન્દર્યદેવીએ આચાર્યની પાસે એક પોટલી મૂકીને કહ્યું:— " આચાર્યજી ! આ સ્વીકારો. "

વૃધ્ધે કહ્યું:—" આ ન્હાની પોટલીમાં આપને માટે એક ધોતી-જોટો, ત્રણ ગવન અને ત્રણ ચોળીઓ સીવડાવી શકાય એટલું કપડું છે. આ સામાન્ય ભેટને આપ સ્વીકારો એવી મ્હારી પુત્રીની ઇચ્છા છે."

" શૌર્યથી તેમજ દાનથીજ વિનય શોભે છે એવી સંસ્કૃત ભાષામાં એક કહેવત છે. મહાનુભાવ ! હું અતિ આનંદથી આપનું દાન સ્વીકારું છું. આવ બ્હેન ! ત્હારી મ્હોટી બ્હેને આપેલા આ દાનને સ્વીકાર. રાધા ! તું ખિન્ન થઇશ નહિ. ત્હારા માટે પણ એક ગવન દેવીએ આપ્યું છે. લે, ગવન પહેર અને આ દાનશૂર મહાનુભાવનો તેમના દાન સાથે આશીર્વાદ લે. "

બન્ને કન્યાઓ આગળ આવી તથા મ્હોટી કન્યાના હાથમાં ગવન તથા ચોળીનું કપડું આપતાં આચાર્યે ચુપકીદીથી તેનો જખમી હાથ દબાવ્યો. આથી તે રડવા લાગી. જનાર્દનાચાર્યે ગદ્ગદ

કંઠે કહ્યું:—"અરેરે ! ત્હારા હાથને ધક્કો લાગ્યો કે શું ? બ્હેન ! રડીશ નહિ. શાન્ત થઈ જા. (વૃદ્ધ તરફ જોઇને) મહાનુભાવ ! સંકટો આવે છે ત્યારે સામટાં એક સાથેજ આવે છે. એ બિચારીએ દુઃખ ભોગવવા અને તેના દુઃખે અમને દુઃખી કરવાને માટેજ અમારે ત્યાં જન્મ લીધો છે. વળી તેનું શરીર પણ એવું બળવાન્ નથી કે કોઇનું કામ કામ કરીને તે પેટપૂરતું અન્ન મેળવી શકે. વળી ગરીબ કન્યાનું આજ કાલના જમાનામાં કોઇ પાણિગ્રહણ કરતું નથી. કાલે દાદર ઉપર ચઢતાં ચઢતાં તે પડી ગઇ હતી અને હાથમાંની બંગડીઓ ફુટી જઇ તેના હાથમાં વાગ્યુ હતું. હજી પણ કદાચ લોહી વહેતું હશે. હવે આપ વિચારો કે, મ્હારા દુર્દૈવનો પાર છે ?"

વૃદ્ધ તેમજ તરુણીનાં નેત્રોમાં અશ્રુજળ ભરાઇ આવ્યું. વૃધ્ધે થોડા સમય સુધી શાન્ત રહ્યા પછી પૂછ્યું:—"આ કન્યાનું લગ્ન કરવાની હકીકત તમે તમારા પત્રમાં લખી હતી કે ?"

આચાર્યે ઉત્તર આપ્યો:—"હાજી; પરંતુ આપ મ્હારી દરિદ્રતાનું દર્શન કરો. ઘરમાં દૃષ્ટિ ફેરવો. પેટપૂરતું અન્ન તેમજ શરીર ઢાંકવા જેટલાં વસ્ત્રો પણ હું મ્હારા દુર્ભાગ્યે મેળવી શકતો નથી. વળી કન્યાના લગ્નમાં આઠસો હજાર રૂપિયા જોઇએ તે હું ક્યાંથી લાવું ?" પછીથી તરુણી તરફ જોઇને પ્રપંચી નરપિશાચ આચાર્યે કહ્યું:—"હજી આપે આપનાં આ દેવીસ્વરુપિણી પુત્રીનાં પણ લગ્ન કર્યાં હોય એમ લાગતું નથી. એમના લગ્નમાં આપને પણ પુષ્કળ પૈસા ખરચવા પડશે."

આ વાક્યોનો ઉત્તર સાંભળવાને માટે વસન્ત અધીરો બની ગયો. વૃધ્ધે કહ્યું:—"ના, હજી મ્હેં એનું લગ્ન કર્યું નથી. વળી તમારી પુત્રીના લગ્ન પ્રસંગે હું તમને મ્હારાથી શકશે તેટલી મદદ કરીશ."

"મહાનુભાવ ! દયાળુ દીનાનાથ આપના વૈભવને નિરંતર વધાર્યાજ કરશે ?"

આ સમયે આચાર્યની પત્ની મ્હોટે સ્વરે આક્રંદ કરવા લાગી. આચાર્યે પ્રથમ તેના તરફ અને પાછીથી વૃદ્ધ તરફ જોઇને કહ્યું:—"મ્હારે ત્યાં આવ્યાથી આપને સમાધાનને બદલે ઉલટું દુઃખ થતું હશે ! જેવું મ્હારું ભાગ્ય ! મહાશય ! જવા દો. મ્હારી આવી પરિસ્થિતિ તરફ આપ લક્ષ્ય આપશો નહિ. રાધા ! ત્હારી પાસે એ કાગળ શાનો છે. ? ઘરના માલિકની નોટીસ છે કે ? આવા સમયે આપણે

અન્યને આપણી ભયંકર દરિદ્રતાનું દર્શન કરાવી શા માટે દુઃખી કરવા જોઇએ ? મહાશય ! જો આપ આજને બદલે આવતી કાલે આવ્યા હોત તો આ દીન દરિદ્ર સંસારને આપે રસ્તે રખડતો જોયો હોત; પરંતુ ઇશ્વર પોતાના અન્ય ભકતોની સંભાળ રાખતા હોવાથી આપનું શુભાગમન આજેજ અત્રે થયું છે. ”

આટલું બોલીને જનાર્દનાચાર્યે એક ગાઢ નિશ્વાસ મૂકયો. તેનાં નેત્રોમાંથી દુઃખાશ્રુઓ સરી પડયાં. તેણે રાધાના હાથમાંની નોટિસ પોતાના હાથમાં લીધી. અલ્પકાળ પછી એ નોટિસ તેણે વૃદ્ધના હાથમાં મૂકી. વૃધ્ધે એ નોટિસમાંની હકીકત વાંચીને કહ્યું:–“ ૭ મહિનાનું ભાડું આપવાનું છે. હમણાં તો મ્હારી પાસે કાંઇ નથી; પરંતુ નોટિસમાં દર્શાવેલી મુદ્દત પ્રમાણે હજી રાત્રિના નવ વાગતા સુધીનો સમય છે, કેમ ખરું ને ?”

“ જી હા.” આચાર્યનું અંતઃકરણ દુઃખથી વ્યાકુળ બની ગયું હતું !

“ ઠીક છે–તમે ચિંતા કરશો નહિ લ્યો મ્હારી પાસે દશ રૂપિયા છે હું તમને ખર્ચ માટે આપું છું. હું આઠ વાગ્યે તમને તમારા ભાડાના રૂપિયા આપવા આવીશ. ” વૃધ્ધે દયા દર્શાવી.

આચાર્યે ગદ્‌ગદ કંઠે કહ્યું:–“ પ્રભુ ! આપના ઉદાર અંઃતકરણનો હું વિશેષ લાભ તો નથી લેતો ને ? આજે સાક્ષાત પરમાત્માના સ્વરૂપમાં આપ મ્હને મળ્યા છો. આજે મ્હારા સાત જન્મોના પુણ્યનો ઉદય થયો છે. ”

વૃધ્ધે અતિ નમ્ર સ્વરે કહ્યુ:–“ એવું માનવાનું કાંઈ કારણ નથી. હું તો એમજ સમજું છું કે, ઇશ્વરે મ્હને નિમિત્ત માત્ર કર્યો છે. રાત્રે આઠ વાગ્યે હું અવશ્ય આવીશ. ”

બન્ને હાથ જોડીને આચાર્યે કહ્યું:–“ ત્યારે અંતે આ ગરીબની એક વિનંતિ સ્વીકારો. રાત્રે આ ગરીબ બ્રિક્ષુકને ત્યાં જે બંટી બાજરાનો રોટલો મળે તે આરોગજો. ”

“ હું પારકાનું અન્ન જમતો નથી એ માટે મ્હને ક્ષમા આપજો.” આમ કહીને વૃદ્ધ આસન ઉપરથી ઉઠી ઉભો થયો. તેની સાથે યુવતી પણ ઉઠી.

આચાર્યે પોતાની પત્ની તરફ જોઇને કહ્યું:—“ જો જો, આ સદય દાનશૂર દેવમૂર્તિનું એક વખત દર્શન તો કરી જો. ઉઠ, આ દયાની દેવીને કુમકુમનો ચાંલ્લો કર ! ”

આચાર્યની પત્નીએ ઉઠીને તરુણીના વિશાળ કપાળમાં કુમકુમનો ચાંલ્લો કર્યો. વૃદ્ધ અને તરુણી બ્હાર નીકળયાં એટલે દ્વાર પાસે આવીને રાધાએ કહ્યુ:—"મહારાજ! આપની શાલ રહી ગઈ છે."

વૃધ્ધે પાછી દૃષ્ટિ ફેરવીને કહ્યું:—"મ્હેં એ શાલને જાણી જોઈનેજ આચાર્યજીના ઉપભોગાર્થે રહેવા દીધી છે."

અદ્યાપિપર્યન્ત વસન્ત યુવતીના સૌન્દર્યચંદ્રમાથી વહેતી સૌન્દર્યચન્દ્રિકાનું પાન કરતો હતો. જેવી રીતે એક ચંદ્રથી સમસ્ત આકાશ પ્રકાશિત હતું તેવીજ રીતે એ યુવતીના સૌન્દર્યથી જનાર્દનાચાર્યની ઓરડી પ્રકાશિત બની ગઇ હતી એમ વસન્તને લાગ્યું.

પરંતુ અલ્પકાળમાં તરુણી અદ્રશ્ય થઇ. દીપજ્યોતિ વાયુની લહરીથી હોલવાઇ ગઇ. એકાએક ખગ્રાસ ગ્રહણ થતાંજ ચંદ્ર અદ્રશ્ય થયો. આત્મા દેહનો ત્યાગ કરીને ચાલ્યો ગયો. વસન્તનું હૃદયકાસાર શુષ્ક તથા સૌન્દર્યહીન થઈ ગયું. તેના દેહગેહમાં તદ્દન અંધકાર થઇ ગયો. તેનું અંતરાકારા ઉદ્વિગ્ન અને શૂન્ય બની ગયું તેનું શરીર ચૈતન્યશૂન્ય બની ગયું.

છતાં અલ્પકાળમાંજ વસન્ત સઘળું સમજી શકયો. તેનામાં સંપૂર્ણ શુદ્ધિ આવી. ખુરસી ઉપરથી નીચે ઉતરી સત્વર કપડાં પહેરી તે તરુણીની પાછળ જવા લાગ્યો. પરંતુ દાદર ઉતરતાં ઉતરતાં વસન્ત એકદમ અચકયો. તેના મનમાં એવો વિચાર ઉપજ્યો કે, હજી સુધી વૃદ્ધ અને તરુણી આટલામાંજ હશે; તેથી તેઓ પોતાને જો તેમની પાસે પ્રકટ થયેલો જોશે તો પુનઃ વૃદ્ધ પોતાને દગો દેશે—અને એમ થશે તો પોતાની સજીવન થયેલી આશા નિરાશાના સ્વરૂપમાં ફેરવાઇ જશે. વળી પુનઃ વસન્તે એમ વિચાર્યું કે, "હું અહિ રોકાઈ રહું એ ઉચિત નથી. ગમે તેમ હોય પણ મ્હારે જવુંજ જોઈએ જો હમણાં હું એ વૃદ્ધને જઇને નહિ ચેતાવું તો તે પાપી જનાર્દનાચાર્યની પ્રપંચ જાળમાં પૂર્ણ ફસાશે." આવો વિચાર કરી વસન્ત ત્વરિતગતિથી દાદર ઉતરી રસ્તા ઉપર જવા લાગ્યો. તેના સદ્‌ભાગ્યે એટલામાં એક વિકટોરિયા જોવામાં આવ્યાથી તેણે તેમાં બેસીને કોચમેનને કહ્યું:— જો, આગળ પેલી ૪૫૪ નંબરની ગાડી જાય છે તેની પાછળ પાછળ હાંક."

આ સમયે વસન્ત એક નીશાબાજ મનુષ્યના જેટલો ઉત્તેજિત બની ગયો હતો. તેની મુખમુદ્રા ઉગ્ર બની ગઇ હતી. નેત્રો ઘેરાઇ

ગયાં હતાં. તેના શરીર ઉપર એક શર્ટ હતું. ધોતીઆની પાટલી સુદ્ધાં ઉંચી ખોસવાનો અવકાશ તેને મળ્યો નહોતો. વિશેષમાં વૃષ્ટિ થતી હોવાથી તેનાં સઘળાં કપડાં ભીંજાઈ ગયાં હતાં, વસન્તનો વેષ તથા સ્વરુપ જોઇને કોચમેને કહ્યું:–" સાહેબ ! પૈસા રોકડા લઈશ."

રોષાવેશમાંજ વસન્તે પૂછ્યું:—" કેટલા પૈસા લઈશ ? "

" માત્ર પાંચ રૂપિયા." કોચમેને ઉત્તર આપ્યો.

" ઠીક; તું જલદી ગાડી હાંક. ઘેર આવીને હું તને પાંચ રૂપિયા આપીશ. "

કોચમેને થોડે દૂર જઇને કહ્યું:—" સાહેબ! નીચે ઉતરી પડો બીજી કોઈ વિકટોરિયામાં બેસીને આપને જ્યાં જવું હોય ત્યાં જાઓ મ્હારી વિકટોરિયા આપને લાયક નથી ! "

આ સમયે વસન્તની સ્થિતિ કેવી થઈ હશે તેનું વર્ણન માત્ર નિર્જીવ શબ્દોથી થઈ શકે તેમ નથી. જો આ સમયે સમસ્ત વિશ્વનો વિનાશ થયો હોત, અરેબિયન નાઈટસની રસિક અને ચમત્કારિક વાર્ત્તામાંની જોબેદીરાણીની પાષાણમય નગરીના જેવી મુંબાઇ નગરી બની ગઈ હોત તો પોતાની ફજેતી લોકો જોઇ શકત નહિ એમ તેને લાગ્યું; પરન્તુ વસન્તની સ્થિતિ પ્રત્યે દયા દર્શાવીને સમસ્ત જગત્ નષ્ટ થયું નહોતું, કિંવા મુંબાઇ પાષાણ નગરી બની ગયું નહોતું. વસન્ત વિવિધ વિચારો કરતો કરતો પોતાની ઓરડી તરફ પાછો ફર્યો. દાદર ચ્હડતાંની સાથેજ રાધા સાથે તેની મુલાકાત થઇ. રાધા નજરે પડતાંજ વસન્ત પગથી તે મસ્તક સુધી ક્રોધાગ્નિથી સળગી ઉઠ્યો. તેના તરફ ક્રોધસૂચક કટાક્ષ ફેંકીને વસન્ત પોતાની ઓરડીમાં જઈ ઓરડીનાં બારણાં બંધ કરવા લાગ્યો; પરંતુ એવામાં રાધા બારણાં વચ્ચે આવીને ઉભી રહી તેથી તે બારણાં બંધ કરી શક્યો નહિ. તિરસ્કારથી રાધાને પાછી હડસેલતાં વસન્તે કહ્યું:— " કેમ, ત્હારે શું જોઇએ છીએ ? "

વસન્તના પ્રશ્ન તરફ લક્ષ્ય નહિ આપતાં તેના તરફ એક કટાક્ષબાણ ફેંકીને રાધાએ કહ્યું:–" વસન્તરાય! તમારું મ્હોં નિસ્તેજ બની ગયું છે. તમને શું થાય છે ? "

" મ્હને કાંઇ નથી થતું–હમણાં તું અહિંથી ચાલી જા."

રાધાએ બારણામાંથી નહિ ખસતાં કહ્યું:–" તમે મ્હારા ઉપર વિના કારણ ક્રોધે ભરાશો નહિ. સ્હવારની માયા ક્યાં જતી રહી?

હું તમને દુઃખ થયેલું જોઇ શકતી નથી. આજે તમે આટલા બધા ઉદ્વિગ્ન કેમ બની ગયા છો. જો મ્હારાથી તમારા દુઃખને દૂર કરી શકાય તેમ હોય તો મ્હને કહો. મ્હારો પ્રાણ આપીને પણ હું તમને સુખી કરીશ. સ્હવારના ઉપકારનો મ્હારાથી બની શકે એટલો બદલો વાળવાને હું તૈયાર છું. આપને જો કોઇ ઠેકાણે પત્ર કિંવા સંદેશો પહોંચાડવો હશે તો હું પહોંચાડી આવીશ. તમારી ઇચ્છા હોય તે કાર્ય મ્હને સોંપો."

અલ્પકાળ સુધી કાંઇ વિચાર કર્યા પછી વસન્તે કહ્યું:–" હમણાં ત્હારે ત્યાં જે વૃદ્ધ ગૃહસ્થ અને તરુણી આવ્યાં હતાં તેઓ બન્ને ક્યાં રહે છે એ તું જાણે છે કે ?"

" ના. " રાધાએ ઉત્તર આપ્યો.

" મ્હને તેમના ઠેકાણાની આવશ્યકતા છે." વસન્તે પોતાનો હેતુ પ્રદર્શિત કર્યો.

" તમારી સાથે તેમની ઓળખાણ છે કે શું"

" ના."

વસન્ત તરફ જોઈ સ્મિતહાસ્ય કરીને રાધાએ કહ્યું—" ત્યારે તમે તેમની સાથે ઓળખાણ કરવાને ઇચ્છો છો કે શું ?"

" હા હા– તું મ્હારું આટલું કામ કરીશ કે ?"

" હા હા–તમારી પ્રેમદેવીનો પત્તો હું મેળવી આપીશ ? " !

વસન્ત પણ રાધાના સ્વરમાં ઇર્ષ્યાનું દર્શન કરી શક્યો. રાધાએ પૂછ્યું:—" વારું, આ કાર્ય બદલ મ્હને બક્ષિસ તરીકે શું આપશો ?"

" તું જે માગીશ તે. "

" ઠીક છે. " કહીને રાધા ત્યાંથી ચાલી ગઈ. વસન્તે બારણાં બંધ કરી દીધાં. તેણે પોતાનાં ભીંજાઈ ગયેલાં કપડા બદલી નાખ્યાં. પછીથી શય્યાવશ થઇ તે દિવાલમાંની કાણા તરફ જોઈ રહ્યો. આ સમયે તેના અંતરમાં વિવિધ પ્રકારના વિચારો ઉપજવા લાગ્યા. એ વિચારોમાંજ ધીમે ધીમે તે તન્મય બની જવા લાગ્યો; પરંતુ એકાએક તેની તન્મયતાનો ભંગ થયો, મનની વીણાનો તાર એકાએક બેસુરો બની ગયો. વસન્ત ઉઠી ઉભો થયો તો તે નીચે પ્રમાણેની વાતચિત થતી સાંભળી શક્યો.

" મ્હેં તને આટલા માટેજ તેને ચાંલ્લો કરવાનું કહ્યું હતું.

હજી પણ તું સ્મરણ કર. હું તો એને બરાબર ઓળખી શક્યો છું"

"હું તો એમ માની શકતી નથી. તે કેવી બેડોળ અને કદરૂપી હતી ? બરાબર હેડંબાજ હતી ! આ તો ખિલતા ગુલાબના જેવી સૌન્દર્યમયી છે. મ્હને તો એમ લાગે છે કે, તમને ભ્રમ થયો છે."

વસન્તની ઉત્સુક્તા વૃદ્ધિગંત થઇ. તે ખુરસી ઉપર ઉભો થઇ જનાર્દનાચાર્યની ઓરડીમાં શું થાય છે તે જોવા લાગ્યો. જનાર્દનાચાર્ય તેની પત્ની સાથે ઉપર પ્રમાણે વાતચિત કરતો હતો. આચાર્યે પત્નીના કાનમાં કાઇ કહ્યું એટલે પત્નીનો ચ્હેરો તદન બદલાઇ ગયો. તેણે રાક્ષસીના જેવું ક્રૂર સ્વરૂપ ધારણ કર્યું. તેણે ઓષ્ઠ સાથે દાંત કચડતાં કહ્યું:—"જો હું તેને એ વખતે ઓળખી શકી હોત તો મ્હેં તેને ક્યારનોય મ્હારો સપાટો બતાવી દીધો હોત !"

"આધુનિક ભીમરાજ ! શાન્ત થાઓ. આજે રાત્રે આપણે એને પૂરેપૂરો સપાટો બતાવીશું—આપણી ઉમ્મીદ બર લાવીશું. હજી હું જે કાંઇ કહું તે સાંભળ ! હવે હું વેષાંતર કરવાનો છું; પરંતુ પેલા છોકરાનો મ્હને ભય લાગે છે. વળી ધાર કે, એ આપણો હેતુ જાણી જશે તો પણ એ સુકાયલી લાકડી જેવો છોકરો શી તલ્વાર મારવાનો હતો આજે તે નિત્ય નિયમ અનુસાર ઘેર રહેશે નહિ, અને કદાચ રહેશે તો એને અહિંથી યુક્તિ પ્રયુક્તિથી દૂર કાઢી મૂકીશું. આજે આપણે કોઈ પણ પ્રકારે આપણું કાર્ય પાર ઉતારવુંજ જોઇએ. ઇશ્વર સુદ્ધાં આપણને કેવી સહાયતા કરે છે ? તેમણે વૃષ્ટિ તેમજ વાયુને આપણી મદદાર્થેજ મોકલ્યા છે. મ્હારે જે વ્યવસ્થા કરવાની હતી તે ઘણીખરી તો મ્હેં કરી નાખી છે; પરંતુ હજી બીજા એક બે મદદનીશોની જરૂર છે. ચાર વાગી ગયા છે. સઘળી તૈયારી કરીને હું સાડા સાત વાગ્યે પાછો ઘેર આવી પહોંચીશ. જો કામ પાર ઉતરશે તો વૈભવ પ્રાપ્ત કરીશું, નહિ તો કેદખાનામાં જઇ મફતીઆ રોટલા મેળવીશું. હું જઉં છું. કહ્યા પ્રમાણે બરાબર વખતે પાછો આવીશ."

આમ કહીને જનાર્દનાચાર્ય બ્હાર નીકળી પડયો. વસન્ત પણ ઘણીજ સાવધાનતાથી વસ્ત્રો પહેરી, પોતાની ઓરડી બંધ કરી બ્હાર નીકળી પડયો.



# પ્રકરણ ૧૨ મું.

## બુદ્ધિથીજ લક્ષ્મી પ્રાપ્ત થાય છે!

રામપ્રસાદે આપેલી નોટોનું બંડલ સાવધાનતાથી ખિસ્સામાં મૂકી કૃષ્ણલાલ ઘોડેસ્વાર થઇને સોનાપુર ગામ તરફ જવા લાગ્યો. રાત્રિ પડતાં પહેલાંજ તે સોનાપુર જઇ પહોંચ્યો, અને એક માણસને રામજીને બોલાવી લાવવા માટે મોકલ્યો.

જે સમયે રામજી આવી પહોંચ્યો તે સમયે કૃષ્ણલાલ કચેરીની ઇમારતની પડસાળમાં બેસીને, નેત્રો મીંચી, હાથમાં માળા લઇ રામનામ નો જપ કરવામાં તદ્દન નિમગ્ન બની ગયો હતો. જાણે કે આ સમયે એ મહાત્માના અંતરમાં આ જગત્ સંબંધીનો એક પણ વિચાર નહોતો! રામજી આવીને કયારનોય કૃષ્ણલાલની પાસે ઉભો રહ્યો હતો. ઘણા સમય પછી કૃષ્ણલાલે સહજ આંખો ઉઘાડીને નેત્ર-સંકેતથી રામજીને બેસવાનું સૂચવ્યું, અને પછીથી પાછી આંખો મીંચીને ત્વરાથી તે માળાના મણકા ફેરવવા લાગ્યો, તથા ઓષ્ઠ હલાવવા લાગ્યો. લગભગ એક કલાક સુધી આવો દંભ દર્શાવ્યા પછી કૃષ્ણલાલે નીચા વળીને કોઇને પ્રણામ કર્યા. પછીથી તેણે કહ્યું:— "જય રામ—શ્રી રામ સીતારામ! માત્ર રામનામજ સત્ય છે. બીજો બધો ભ્રમ છે. વારું રામજી! તું કેમ આવ્યો છે?"

રામજીએ કહ્યું:—"આપના બોલાવ્યાથી હું આવ્યો છું."

"રામનામ સત્ય છે. જો, ઇશ્વરભક્તિ કરવામાં હું એવો તલ્લીન બની ગયો હતો કે, મ્હેં તને બોલાવ્યો હતો છતાં એ વાત પણ હું ભૂલી ગયો હતો. આ સઘળો સંસાર મિથ્યા છે. જગત્ ક્ષણભંગુર છે. વારું રામજી! ત્હારા ઘર પાસે થોડી પડતર જમીન છે કે?"

"હા."

"પહેલાં એ પડતર જગ્યામાં કોઈ રહેતું હતું કે?"

"હજુર! એ જમીનમાં જીભાઈ નામનો એક માણસ પહેલાં રહેતો હતો. પછીથી તે આ ગામ છોડી ગયો હતો. તેનું વારસ કોઇ નહિ હોવાથી એ જમીન બે વર્ષથી પડતરજ રહેલી છે.'

"એ હકીકત મ્હેં સાંભળી છે. ઠીક, એ જીભાઇ કેવો માણસ હતો? ખરી હકીકત હું તને કહું છું. ઠીક, એ પડતર જગ્યામાં એક સુન્દર બાગ બનાવવાનો મ્હારો વિચાર છે. દેવની ઉપર રોજ પુષ્પોની વૃષ્ટિ કરવાની

મ્હને ઘણી હોંશ છે. પુષ્પવૃષ્ટિ કરીને હું જ્યારે દેવપૂજા કરું છું ત્યારે મ્હને આ શુષ્ક જપમાળા ફેરવવા કરતાં પણ વિશેષ આનંદ થાય છે। હવે તું કહે જોઇએ કે, એ જીભાઈ કેવો માણસ હતો ? પાપી, દુષ્ટ અને દુરાચારી માણસ જે જગ્યાએ રહ્યો હોય તે જગ્યાએ મ્હારો મ્હારા પ્રભુ માટે ઉદ્યાન કરવાનો બિલકુલ વિચાર નથી. જો મ્હારાથી અજાણતાં પણ એમ બને તો એ એક મ્હોટું પાપ થયેલું ગણી શકાય. શું એવાં અપવિત્ર પુષ્પોથી હું મ્હારા પ્રાણાધિક પ્રભુની પૂજા કરું ? પરંતુ જો એ જીભાઈ સારો ધાર્મિક મનુષ્ય હતો, દેવ, સાધુ, બ્રાહ્મણ વગેરેના ઉપર તેની ઘણી શ્રદ્ધા હતી એમ મ્હારા જાણવામાં આવશે તોજ હું એની જગ્યામાં પુષ્પોદ્યાન તૈયાર કરાવીશ. એથી મ્હારા પ્રભુને સંપૂર્ણ સંતોષ થવાનો સંભવ છે. આ વાત પૂછી જોવા માટેજ મ્હેં તને બોલાવ્યો છે. તું તો જીભાઇનો પાડોશી હતો. તેની તેમજ ત્હારી જગ્યાની હદનો એક બીજી હદની સાથે સંબંધ છે. તમારા ઘણા દિવસો એક બીજાના સહવાસમાં ગયેલા છે. તેથી તું એના વર્તનથી સારી રીતે માહિતગાર હોઇશ. હવે એ જીભાઇ કેવો માણસ હતો તે મ્હને કહે જોઇએ ?"

થોડા સમય સુધી વિચારમગ્ન રહ્યા પછી રામજીએ કહ્યું:—"જી હજુર ! જીભાઈ ઘણો સારો તેમજ સદ્ગુણી માણસ હતો. તેણે કદાપિ કોઈનું બુરું કર્યું નહોતું; છતાં એક પ્રકાર માટે મ્હને તેના ઉપર ઘણું માઠું લાગ્યું હતું. એક દિવસે મ્હારી ગાય ચરતી ચરતી તેની જગ્યામાં જઇ ચઢી. એ ગાયને તેણે ડબ્બામાં પૂરી તેથી મ્હારે છ આના દંડ ભરવો પડયો !"

"વારું, પણ એ આ ગામ છોડીને પલાયન કેમ કરી ગયો હતો ? તેના નામ ઉપર વૉરંટ બૉરંટ નીકળ્યું હતું કે શું ?"

"ના હજુર ! જીભાઇનો સસરો ખાધે પીધે સુખી હતો, તથા જીભાઈ સિવાય બીજું કોઇ તેનું નિકટનું સગું નહોતું. સસરાની મિલકતનો વારસ પણ તેજ હતો. પછીથી સસરાનું મૃત્યુ થયા પછી તેમની સઘળી સંપત્તિ અને જમીન જીભાઇને મળી; તેથી તે સોનાપુરનો ત્યાગ કરી ચાલ્યો ગયો. અહિં તેના ઘરમાં જે દાણા ભરેલા હતા તથા જે ઢોર હતાં તે વેચી નાખીને તેણે થોડા પૈસા મેળવ્યા હતા. તેના ઉપર વૉરંટ બૉરંટ નીકળ્યું નહોતું."

સંતોષસૂચક સ્વરે કૃષ્ણલાલે કહ્યું:—"ત્યારે એકંદરે જીભાઈ

સારો માણસ હતો એમજ તું કહે છે ને ? વારું, અહિંની પોલિસ ચોકી ઉપર કોણ અમલદાર છે ?"

"હજુર ! અહિંની પોસિચોકી ત્રણ ગાઉ દૂર છે. આજ સુધીમાં મ્હારે કદાપિ પોલિસ ચોકી ઉપર જવું પડેલું નહિ હોવાથી ત્યાં કોણ અમલદાર છે તેની મ્હને માહિતી નથી; છતાં કોઈ ગુજરાતી અમલદાર છે એમ મ્હેં સાંભળ્યું છે."

"એમ કે ? ગુજરાતી અમલદાર છે કે ? એક દિવસે પોલિસ-ચોકી ઉપર તેમને મળવા જવું પડશે. જમીનદારીનો વ્યવહાર ચલાવવાને માટે પોલિસ અધિકારીઓની સાથે ઘણો સંબંધ રાખવો પડે છે. ક્યારે કેવો પ્રસંગ આવશે તેની કોને માહિતી છે ? કાલેજ પોલિસ અધિકારી સાહેબને મળવા જવાનો મ્હારો વિચાર છે. કાલેજ સારો દિવસ છે. વળી તેમને ખાલી હાથે મળવા જઇએ એ સારું દેખાય નહિ. પોલિસ અમલદારો આ કળિકાળમાં રાજાજ ગણાય છે. રાજા અને વૈદ્યને ખાલી હાથે મળવા જવાથી મૂર્ખતા પ્રદર્શિત થાય છે. સાથે લગભગ પાંચશેર ઘી લઈ જઇએ તો સારું. તું ઢોર રાખતો હોવાથી તને ઘીની સારી પરીક્ષા હોવી જોઇએ. સારામાં સારું પાંચ શેર ઘી કાલે સ્હવારે લાવી આપવાની તું ચોક્કસ વ્યવસ્થા કરજે. હું તને એ ઘીની જે કિમ્મત હશે તે આપવાને તૈયાર છું. જમીનદાર મહાશયનો હું કારભારી છું તેથી પ્રજા ઉપર જુલ્મ ગુજારીને હું ઘી લઈશ એમ તું કદાપિ ધારીશ નહિ. એવા અધર્મનો મ્હને ઘણો તિરસ્કાર છે. ગરીબોના ઉપર જુલ્મ ગુજારવા જેવું મહાપાપ બીજું એક પણ કેમ, તું પાંચશેર ઘી લાવી આપીશ ને !"

"હા હજુર—એમાં મ્હને કાંઈ અડચણ વેઠવી પડે તેમ નથી. આપને ઘી જોઇએ ક્યારે ?"

"આવતી કાલે સ્હવારે સ્નાનસંધ્યા આટોપીને, જમી પરવારી હું અહિંથી નીકળવાનો છું. એ સમયની અંદર ઘી આવી પહોંચવું જોઇએ."

"વારું, વખતસર લાવી આપીશ."

"ઘણું સારું. પૈસા તું હમણાંજ લેતો જાય છે કે ?"

"આવતી કાલે લેવાશે. પૈસા ક્યાં નાશી જવાના હતા ? પ્રથમ હું જોઉં તો ખરો કે શા ભાવથી મળે છે ?"

"ઠીક ત્યારે, પૈસા કાલે લઇ જજે. વારું, તું બીજું એક કામ

કરીશ કે ?"

"ફરમાવો હજુર !"

"તું પણ મ્હારી સાથે આવીશ કે ? આપણે બન્ને જણા ઘોડા ઉપર બેસીને જઈશું. તને ઘોડા ઉપર બેસતાં આવડે છે કે ?"

કારભારીની પોતાના ઉપર આટલી બધી કૃપા જોઇને રામજી આશ્ચર્યચકિત બની ગયો હતો ! ક્ષણપર્યન્ત કાંઈ વિચાર કરી હસીને તેણે કહ્યું:—"વારું, આપની આજ્ઞા કિંવા ઈચ્છાનુસાર હું આપની સાથે આવીશ."

થોડા સમય સુધી ચૂપ બેસી રહ્યા પછી કૃષ્ણલાલે કહ્યું:—"મ્હારી સાથે આવવાથી ત્હારું કોઈ પણ કામ બગડે તેમ નથી ને ? જો તને કાંઈ હરકત ન હોય તોજ મ્હારી સાથે આવજે. નહિ તો હું મ્હોટો કારભારી છું તેથી ત્હારા જેવા ગરીબ માણસને બળાત્કારે મ્હારી સાથે લઇ જવાને ઇચ્છું છું એમ તું સમજીશ નહિ. હું કાંઇ એવો નિષ્ઠુર કિંવા ક્રૂર માણસ નથી. હું અહિં નવો આવ્યો છું. કોઇની પણ સાથે મ્હારો વિશેષ પરિચય નથી તેથીજ હું તને સાથે લઈ જવાને ઇચ્છું છું. વળી રસ્તે કોઈ સોબતી હોય તો વાતચિતમાં ને વાતચિતમાં રસ્તો વ્હેલો કપાય છે. માટે જો ત્હારી ઈચ્છા હોય તોજ તું મ્હારી સાથે આવજે."

રામજીએ કહ્યું:—"હજુર ! હું મ્હારી રાજીખુસીથીજ આપની સાથે આવવાની હા કહું છું. હું મ્હારા આપના જેવા માલિકની સાથે નહિ આવું તો કોની સાથે આવીશ ?"

કૃષ્ણલાલે સ્મિત કરીને કહ્યું:—"અરે તું તો ગાંડો છે. માલિક કોણ ને નોકર કોણ ?! છતાં ત્હારી આવી નમ્રતા જોઇ હું અત્યંત પ્રસન્ન થયો છું. તું ઘણો સારો માણસ છે એમાં કાંઇ શક નથી. વારું. તમે કેટલા ભાઇઓ હતા ?"

"હજુર ! અમે બે ભાઇ હતા; પરંતુ મ્હારો ન્હાનો ભાઇ હામજી કેટલાંક વર્ષોથી સ્વર્ગવાસી થયો છે."

"અરેરે ! એ ઘણા દુ:ખની વાત કહેવાય. વારું, ત્હારા ન્હાના ભાઈનાં બાળબચ્ચાં છે કે ?"

"નાજી—એની વિધવા સ્ત્રી સિવાય બીજું કોઇ નથી."

"વારું, ત્યારે ત્હેં ત્હારા ભાઇનો સ્વર્ગવાસ થયા પછી તેની પત્નીને ત્હારા સંસારમાં રાખી છે કે, તેને પિયર મોકલી દીધી છે?"

થોડાં સમય સુધી માથું ખંજવાળીને રામજીએ કહ્યું:—"હમણાં કેટલાક મહિનાથી તે તેના પિયરમાં જઇને રહી છે."

આ ઉત્તર સાંભળી કૃષ્ણલાલ ઘણુ આશ્ચર્યમાં પડી ગયો. પોતાના કહેવા પ્રમાણે યશોદા પોતાને ઘેર નથી ગઇ કે શું? ત્યારે તે ક્યાં ગઇ? તેનું થયું? તે પોતે બારોબાર ન્યાયાલયમાં ઉપર ફરિયાદ કરવા તો નહિ ગઇ હોય!

કૃષ્ણલાલે પોતાનો મુખના ભાવને રામજીને નહિં બતાવતાં કહ્યું:—"વારું, એનું પિયર કયા ગામમાં છે?"

"અહિંથી બે દિવસનો રસ્તો છે."

"પણ ગામનું નામ શું છે તે હું પૂછું છું."

ગામનું નામ જણાવવાની રામજીની બિલકુલ ઇચ્છા નહોતી; પરંતુ તે બિચારો શું કરે! નિરુપાયે તેણે આપ્યો:—"એનું પિયર જોશીપુરા ગામમાં છે."

"ઠીક, કાલે દશ વાગ્યાની અંદર ખાઇ પરવારી ઘી લઇને મ્હારી પાસે આવવાને ભૂલીશ નહિ." આમ કહીને કૃષ્ણલાલે રામજીને વિદાય કર્યો.

પછીથી કૃષ્ણલાલ પોતાના સૂઈ રહેવાના ઓરડામાં ગયો. એ ઓરડાનાં દ્વાર બંધ કરી તે પોતાની ટ્રંકની પેટીમાંથી દારુની બૉટલ કાઢી તેમાંથી થોડો દારુ પી ગયો. પછી ચલમ ભરી તે ધૂમ્રપાન કરવા લાગ્યો. ત્માર પછી તે સૂઈ રહીને વિચારવા લાગ્યો:—"ત્યારે હવે યશોદા ગઇ કયાં? અખંડેશ્વરના દેવળ આગળ મ્હેં તેને છોડી મૂકી હતી. એ ઠેકાણેથી આ સોનાપુર ગામ બહુ બહુ તો દોઢ ગાઉ દૂર હશે. વળી ત્યાંથી અહિં સુધીનો રસ્તો પણ સરળ છે. બીજે રસ્તે એ ભૂલથી ચાલી જાય એ સર્વથા અસંભવિત છે. વળી તેણે પોલિસ અમલદાર પાસે જઇને ફરિયાદ કરી છે કે કેમ એ કાલે હું પોલિસચોકી ઉપર જઇશ એટલે જાણી શકીશ. મ્હારા હાથમાં આવેલા હજાર રૂપિયા હું સહેલાઇથી પચાવી શકીશ—એમાંથી કોઇને એક પાઇ પણ નહિ આપવી પડે એમ હું ધારતો હતો. હવે મ્હારી ધારણા કેવી રીતે પાર પડે છે તે હું જોઉં છું! વળી કદાચ આ રામજીએ તો તેની ભાભીને ઘરમાં નહિ છુપાવી રાખી હોય? તે પ્રભાતકાળના અરસ્સામાજ ઘેર આવી પહોંચી હશે. લોકનિંદાના ભયથી અગર તો યશોદાએ તે ક્યાં ગઈ હતી, કેવી રીતે ફસાઇ પડી હતી—કોણે તેને

કેદ કરી રાખી હતી વગેરે ખુલાસો મ્હારા કહ્યા પ્રમાણે નહિ કર્યો હોય તેથી ઉપજેલી પ્રબળ આશંકાથી રામજી તેને થોડા દિવસ સુધી ઘરમાં છુપાવી રાખે તો એ પણ બનવા યોગ્ય છે. હમણાંજ એ સંબંધીની તપાસ કરવી જોઇએ. ઘીના પૈસા આપવાને બ્હાને હું એકાએક રામજીના ઘરમાં જઉં. એમ કરીશ એટલે જો યશોદા ત્યાં હશે તો તેનો પત્તો અવશ્ય લાગશે!"

પોતાના મનમાં આવો નિશ્ચય કરીને કૃષ્ણલાલે બીજો એક કલાક પોતાના ઓરડામાંજ પસાર કર્યો; કેમકે મોડી રાત્રે જવાથીજ પોતાનો હેતુ પાર ઉતરશે એમ તેણે વિચાર્યું હતું. પછીથી પાંચ છ રૂપિયા ખિસ્સામાં નાખી તે કપડાં પહેરીને બ્હાર નીકળી પડયો. તેણે હાથમાં એક જાડી લાકડી લઇ લીધી હતી. રામજીના ઘર પાસે જઇ ઘણીજ સાવધાનતાથી તે બંધ બારણાં પાસે ઉભો રહ્યો. ઘરમાં તેણે બે માણસોને કશી વાતચિત કરતાં સાંભળ્યાં; પરંતુ તેઓ શી વાતચિત કરતાં હતાં એ તે સમજી શકયો નહિ; છતાં કૃષ્ણલાલ એટલું તો સમજી ગયો કે ઘરમાં કાંઈ તકરાર ચાલે છે અને કોઇ ધીમે સ્વરે રુદન કર્યા કરે છે. કૃષ્ણલાલે ઘણીજ સંભાળથી બારણું સહજ ઉઘાડી જોયું તો બારણાની પાછળ અંધકાર જણાયાથી તે ઘરમાં પેસી અંધકારમાં ઉભો રહ્યો. થોડે દૂર એક ઉંચી જગ્યા ઉપર બેસીને ત્રણ માણસોને કાંઇ બોલતાં તેણે જોયાં. ઘરમાં દીપક સળગાવતો હતો; પરંતુ તે વિશેષ પ્રકાશ વિસ્તાર કરી શકતો નહોતો. ક્ષીણ પ્રકાશમાં કૃષ્ણલાલ એ ત્રણ માંણસોને બરાબર ઓળખી શકયો નહિ.

આ વખતે કૃષ્ણલાલ સ્પષ્ટતાથી સાંભળી શકવા લાગ્યો. કોઇ પુરુષ બોલ્યો કેઃ—"જ્યારે ત્હારો કશો દોષ નથી ત્યારે તું અમને સ્પષ્ટ કહી દે કે, આટલા દિવસ સુધી તને કોણે કયે ઠેકાણે રાખી હતી?"

આ કંઠસ્વર રામજીનોજ છે એમ કૃષ્ણલાલ હવે ચોકકસ સમજી શકયો.

યશોદાએ રામજીને ઉત્તર આપ્યોઃ—"હું એ સઘળી હકીકત તમને કહી શકું તેમ નથી."

બીજી કોઈ સ્ત્રી બોલી ઉઠીઃ—"લુચ્ચી! કેમ તું કાંઇ કહી શકતી નથી? ત્હેં જ્યારે જાણી જોઇને પાપ કર્યું છે ત્યારે તું ત્હારા મુખે ત્હારા પાપની—કલંકની વાત અમને કેવી રીતે કહી શકે? શું

તમે પણ આ કલંકિનીનાં વચનો ઉપર વિશ્વાસ મૂકો છો કે ? જુઓ, એ આપણી સમક્ષ એક પણ શબ્દ સાચો કહેતી નથી. પાપિણી ! સાચી વાત અમને કહી દે નહિ તો આખા ગામમાં ત્હારી ફજેતી કરી તને આ ઘરમાંથી કાઢી મૂકીશ. ”

આ વાક્યો ઉચ્ચારનારી સ્ત્રી રામજીની પત્નીજ હોવી જોઇએ એવો કૃષ્ણલાલે સહેલાઇથી તર્ક કરી લીધો.

યશોદાએ ગદ્‌ગદ કંઠે કહ્યું:—“ મ્હને એ હકીકત કહેવામાં કશી હરકત નહોતી; પણ દેવીએ મ્હને એવી આજ્ઞા કરી છે કે ‘ ત્હારે એક પણ અક્ષર કોઇને કહેવો નહિ. ’ તેથી હું મ્હારાપર ગુજરેલા જુલ્મની હકીકત તમને કેવી રીતે કહું ? ”

રામજી બોલ્યો:—“ વાહ વાહ ! તું સતી સાધ્વી સાવિત્રી ખરીને એટલે તને દેવીએ દર્શન દીધાં હશે ! ચાંડાલિનિ ! સત્વર સત્ય હકીકત કહી દે; નહિ તો શરીર ઉપરનું ચામડું ઉતારી નાખીશ, સમજી ? તું અમને ન્હાનાં છોકરાં સમજીને છેતરવાને ઇચ્છે છે કે શું ? ”

યશોદાએ ક્રોધથી કંપતા સ્વરે કહ્યું:—“ તમે શા માટે મ્હને ઘરમાંથી કાઢી મૂકવાનો ભય દર્શાવો છો ? શું આ ઘરમાં મ્હારો કશો હક્ક નથી કે ? ઘરબાર તમારાંજ છે કે ? ”

રામજીની સ્ત્રી બોલી ઉઠી:—“ કલંકિની ! તું પણ મરી ગઇ હોત તો સારું થાત. જેકની આગળ જેમ ફાવે તેમ બોલતાં તું શરમાતી નથી ? ”

રામજીએ પણ વિશેષ ક્રોધે ભરાઇને કહ્યું:—“ તું મ્હને કાયદો બતાવે છે, કેમ ? ચાલ, હમણાં ને હમણાં મ્હારા ઘરમાંથી ચાલી જા. નહિ તો લાત મારીને હાંકી કાઢીશ ! ”

યશોદાએ પણ રોષાવેશમાંજ કહ્યું—“ ખબરદાર, મ્હારા શરીરને સ્પર્શ કર્યો છે તો. મ્હને સતાવશો તો સારું પરિણામ નહિ આવે, સમજ્યા ? હમણાંજ હું કારભારી સાહેબ પાસે જઇને તમારા ઉપર ફરિયાદ કરીશ, એમ ચોક્કસ સમજજો. ”

રામજીએ બેદરકારીથી કહ્યું:—“ શું તું કારભારી સાહેબ પાસે જઇને મ્હારા ઉપર ફરિયાદ કરીશ ? કારભારી મ્હને ફાંસીને લાકડે ચઢાવી દેશે એમ તું સમજે છે ! શું કારભારીને તું મ્હોટા જડજ કે બારીસ્ટર સમજે છે ? ત્હારે જેની પાસે જવું હોય તેની પાસે બેશક જા—મ્હને કોઇનો ડર નથી ! ”

બરાબર આ સમયેજ કૃષ્ણલાલ બોલી ઉઠ્યો:—" રામજી—"

આ શબ્દ સાંભળાતાંની સાથેજ રામજી એકાએક ચમકી ઉઠ્યો. આશ્ચર્યચકિત દૃષ્ટિથી તેણે દ્વાર તરફ જોઇને કહ્યું:—" કોણ છે ? "

" હું—"

આ ' હું ' શબ્દ સાંભળવામાં આવતાં રામજીના અંતરમાં કાંઇ શંકા ઉપજી; અને તેનું હૃદય જોરથી ધબકવા લાગ્યું.

એટલામાં કૃષ્ણલાલે ક્રોધસૂચક સ્વરે કહ્યું:—" રામજી ! તું ઘણો સારો તેમજ સત્યવાદી માણસ છે એવી મ્હારી કલ્પના હતી, તથા મ્હેં તને એમ કહ્યું પણ હતું !"

હવે રામજી કૃષ્ણલાલને બરાબર ઓળખી શક્યો; છતાં અંતરમાં સંશય નહિ રહેવા દેવાના હેતુથી તે હાથમાં દીઇક લઇને દ્વાર પાસે ગયો. ત્યાં કૃષ્ણલાલની રુદ્રમૂર્ત્તિ જોતાંજ તે ધ્રૂજી ઉઠ્યો. કૃષ્ણલાલે ઘરમાં આગળ જઇને કહ્યું:—" રામજી ! તું સત્યવાદી તેમજ ભલો માણસ હોઇશ એમ હું ધારતો હતો; પરંતુ મ્હારી ધારણા ખોટી થઈ પડી છે. તું જૂઠો—પાજી—બદમાશ તેમજ હરામખોર છે. "

રામજીએ ધ્રૂજતા સ્વરે કહ્યું:—" કોણ કારભારી સાહેબ કે ? રામરામ—"

કૃષ્ણલાલે પ્રથમના જેવાજ કર્કશ કંઠે કહ્યું:—" બદમાશ ! હવે મ્હારી પાસે વિશેષ ચાલાકી કરીશ નહિ. તું લુચ્ચો હરામખોર છે ! બે કલાક ઉપર તો ત્હેં મ્હને એમ કહ્યું હતું તે કે ત્હારી ભાભી તેના પિરમાં જઈને રહી છે, કેમ ? "

રામજીએ મસ્તક નમાવીને કહ્યું:—" હજુર ! આજ સુધી એ તેના પિયરમાંજ હતી. આજેજ એ અત્રે આવી છે. "

" એમ કે ? રામજી ! હજી પણ તું મ્હને છેતરવાને ઇચ્છે છે? "

હવે બિચારો રામજી શું બોલે ? તે નીચું જોઈ પગના નખથી જમીન ખોતરતો ઉભો રહ્યો.

" અને તમે બન્ને આ ગરીબ બિચારી વિધવાને ધમકાવતાં હતાં, કેમ ? "

" ના સાહેબ ! ના, અમે એને એક પણ અક્ષર ભૂલે ચૂકે પણ કહ્યો નથી ! " રામજીએ અસત્ય ઉત્તર આપ્યો.

" હજી પણ જૂઠું બોલે છે, હરામજાદા ? બ્હેન ! તું અહિં આવ જોઇએ. "

યશોદા રસોડામાં જતી રહીને આશ્ચર્યથી આ સઘળો પ્રકાર જોઇ રહી હતી. તે કૃષ્ણલાલના બોલાવ્યાથી બ્હાર નીકળી તેની પાસે આવી નીચું જોઇને ઉભી રહી.

કૃષ્ણલાલે કોમળ સ્વરે તેને કહ્યું:–"જે કાંઇ થયું હોય તે સઘળું તું મ્હને કહીશ કે, બ્હેન ?"

યશોદાના અંતરમાં આશ્વાસન આવ્યાથી તેણે કહ્યું:–"જ્યારથી મ્હારું કપાળ ફુટયું છે ત્યારથી મ્હારા આ જેઠ અને જેઠાણી મ્હને અપાર દુઃખ દે છે. મ્હને પેટ પૂરતું ખાવાનું પણ આપતાં નથી. સર્વના જમી રહ્યા પછી જે કાંઇ વધે છે તેજ ખાઇને હું મ્હારા દુઃખપૂર્ણ દિવસો પસાર કરું છું. આજે એ બન્ને જણાં મળી મ્હને ઘરમાંથી કાઢી મૂકવાની ખટપટ કરતાં હતાં. વારું, હવે આપજ ન્યાય કરો કે, મ્હને ઘરમાંથી કાઢી મૂકવાનો એમને શો અધિકાર છે ? શું ઘર એમનું એકલાનુંજ છે ? મ્હારો કશો હક્ક નથી ? કારભારી સાહેબ ! હું તમારી અનાથ પુત્રી બરાબર છું. તમેજ મ્હારો ન્યાય કરો." આમ કહીને યશોદા આક્રંદ કરવા લાગી.

"બેટા ! શાન્ત થા–રડીશ નહિ ! રામજી ! હું જડજ નથી કિંવા બારિસ્ટર નથી ! પરંતુ ત્હારા માલિક જમીનદારનો પ્રતિનિધિ છું, સમજ્યો ? આ અનાથ વિધવાની તકરારનો હું અવશ્ય બંદોબસ્ત કરીશ. આ અનાથ અબળાનો ન્યાય હું નહિ કરું તો બીજું કોણ કરશે ? કેમ રામજી ! તમે બે ભાઇ હતા એમ ત્હેં મ્હને કહ્યું હતું ને?"

"જી હા, હજુર !"

"ત્યારે આ ઘર તેમજ ત્હારી પાસે જે જમીન જુમલો, દાણા, ઢોર વગેરે મિલકત હોય તેનો અડધો હિસ્સો ત્હારી આ વિધવા ભોંજાઇનો છે–હિન્દુધર્મનો કાયદોજ આવો છે."

રામજીએ સહજ હિમ્મત લાવીને કહ્યું:–"અને જમીનદાર મહાશયને દર વર્ષે હું પૈસા ભરું છું તેનું શું ?"

કૃષ્ણલાલે ક્રોધાવેશમાં કહ્યું:–"તું ભરે છે તેથી શું થઇ ગયું? એ પૈસા તું ત્હારા બાપના ઘરમાંથી લાવીને ભરે છે કે ? જમીનના ઉત્પન્નમાંથીજ તું એ પૈસા ભરે છે ને ?"

"પરંતુ મ્હારે કેટલી બધી મહેનત કરવી પડે છે તેનો આપ વિચાર તો કરી જુઓ. શરીરનું પાણી કરી જ્યારે જમીન ખેડું છું અને મહેનત કરું છું ત્યારેજ તેનું ઉત્પન્ન આવે છે."

દાંત સાથે ઓષ્ઠ પીસીને કૃષ્ણુલાલે કહ્યું:–". જમીન ઉપર તું મ્હેનત ન કરે તો ત્હારા ઘરની સ્ત્રીઓ કરે કે ? હરામખોર, તું મ્હોટો કાયદાબાજ બારિસ્ટર બની ગયો છે એ હું જાણું છું. રામજી! હું કહું એટલું લક્ષ્યપૂર્વક સાંભળ. જ્યાં સુધી આ ત્હારી ભોંજાઇ જીવતી છે ત્યાં સુધી જમીનના ઉત્પન્નમાં તેનો અડધો ભાગ છે. જો ત્હારે તેની સાથે સલાહસંપથી અને પ્રેમભાવથી વર્તવું હોય તોજ તું એને ત્હારા ઘરમાં રાખ, નહિ તો મ્હને કહે એટલે કાલેજ હું જમીન જુમલાના અને બીજી એસ્ટેટના બે ભાગ કરી નાખી ત્હારી ભોંજાઇનો એક ભાગ તેના નામ ઉપર રજીસ્ટર કરી નાખું. પછી તે એના પિયરમાં જઇને રહેશે. એના ભાગની જમીન હું કોઇ પણ સારા ખેડૂતને ખેડવા સોંપીશ. બાપને ઘેર તે શાન્તિથી રહીને તેની જમીનના ઉત્પન્નમાંથી તેના જીવનનો નિર્વાહ કરશે. કહે, હવે ત્હારે આ સંબંધી શું કહેવું છે ?"

કૃષ્ણુલાલનાં આ વચનો સાંભળી રામજી થોડા સમય સુધી સ્તબ્ધતાથી ઉભો રહ્યો. પછીથી તેણે કહ્યું:–" હું તો મ્હારી ભોંજાઇને કોઈ પણ રીતે દુ:ખી કરતો નથી. અમે એને કાંઈ દુ:ખ દેતાં હોઇએ તો આપ એનેજ પૂછી જુઓને ! "

યશોદા તરતજ બોલી ઉઠી:–" કારભારી સાહેબ ! એમણે મ્હને દુ:ખી કરવામાં કાંઇ બાકી રાખી નથી. મ્હને તેઓ નહિ કહેવાનાં વચનો કહે છે–હમ્મેશાં મ્હારી સાથે તકરાર કરે છે, અને કોઇ કોઇ સમયે તો મ્હને માર પણ મારે છે. "

આ વચનો સાંભળવામાં આવતાંજ હાથમાંની મજબુત લાકડી ઉમરા ઉપર જોરથી અફાળીને કૃષ્ણુલાલે કહ્યું:—" અરે ચંડાળ ! પાપી–દુષ્ટ–હરામજાદા ! સ્ત્રીજાતિના શરીર ઉપર તું હાથ ઉગામે છે? તું જાણે છે કે સ્ત્રી એટલે જગતની આદ્યશક્તિ ભગવતી છે ! ત્હારા જેવો બીજો એક પણ મૂર્ખ જગત્માં નહિ હોય. તને નરકમાં પણ સ્થાન મળશે કે કેમ એને માટે મ્હોટી શંકા છે ! "

રામજીએ નમ્ર થઇ જઇને કરુણાપૂર્ણ કંઠે કહ્યું:–" અમે ક્યારે એને મારી છે? હજુર ! આપ એનાં વચનો ઉપર સહજ પણ વિશ્વાસ મૂકશો નહિ. "

" શું હું એનાં વચનો ઉપર વિશ્વાસ ન મૂકું ? અરે, મ્હેં જાતે મ્હારા કાને જે હકીકત સાંભળી છે એને તું શું અસત્ય ઠરાવે

છે ? હમણાંજ ત્હેં એને ત્હારા ઘરમાંથી કાઢી મૂકવાનો ભય નહોતો દર્શાવ્યો ? તું સાક્ષાત રાક્ષસનોજ અવતાર છે. ત્હારા બારણાની પાછળ છુપાઈ રહી મ્હેં તમારી સર્વની સઘળી વાતચિત સાંભળી છે, સમજ્યો ? તું મ્હને બહુ સારો માણસ અને ભોળો સમજતો હોઇશ, અને તેથી ત્હારી ઇચ્છાનુસાર તું જેમ ફાવે તેમ નાચવાનો વિચાર રાખતો હોઈશ; પરંતુ બદમાશ ! તું હવેથી એટલું ચોક્કસ યાદ રાખજે કે, હું ભલા માણસની સાથે ભલો અને લુચ્ચાની સાથે લુચ્ચોજ છું. દુષ્ટ તેમજ પાપી લોકોનો તો હું વિકાળ કાળ છું. હજી તું મ્હારું ખરું સ્વરૂપ જોઇ શકયો નથી. હરામખોર ! હું તને સારો માણસ સમજીનેજ ત્હારી પાસે આવ્યો હતો. જ્યારે તું મ્હારી પાસેથી ચાલ્યો ગયો ત્યારે બેઠાં બેઠાં મ્હને એવો વિચાર ઉપજ્યો કે “ રામજી ઘીના પૈસો લઇ ગયો નથી. એ ગરીબ માણસ છે તેથી તેની પાસે સિલ્લકમાં પૈસા નહિ હોય તો ઘી લાવતાં તેને બિચારાને ઘણી અડચણ વેઠવી પડશે. મ્હારા લીધે એ અડચણ વેઠે એ ઉચિત નથી. હું હમણાંજ એને રૂપિયા આપી આવું !” આમ વિચારી હું તને રૂપિયા આપવા માટેજ અહિં આવ્યો હતો. જો આ રહ્યા રૂપિયા !' આમ કહીને કૃષ્ણલાલે ખિસ્સામાંથી પાંચ રૂપિયા બ્હાર કાઢીને રામજીને બતાવ્યા.

હવે રામજી શું બોલે ? તે નીચું જોઇ ગરીબ અને લાચાર માણસની માફક કૃષ્ણલાલ પાસે ઉભો રહ્યો.

કૃષ્ણલાલે પૂછયું:—‘ રામજી! હવે મ્હને કહે કે ત્હારો શો વિચાર છે ? હું તમારા બન્નેના ભાગ પાડી નાખું કે તું સલાહ-સંપથી અને પ્રેમભાવથી ત્હારી ભોજાઇને ત્હારા સંસારમાં રાખે છે?”

રામજીએ કહ્યું:—“શા માટે હું તેની સાથે પ્રેમભાવથી ન વર્તું ? તે મ્હારી સગી ભોજાઇ છે. જો મ્હારી ભોજાઇને હું દુઃખ દઉં તો તેથી મ્હારો સ્વર્ગસ્થ ભાઈ પણ દુઃખી થાય. આજે જો મ્હારો ભાઇ જીવતો હોત તો—”

આટલું બોલતાં બોલતાંમાં રામજી રડી પડયો, અને કહેવા લાગ્યો:-“ ઓ ભાઇરે—અમને મૂકીને તું કયાં જતો રહ્યો રે ?”

કૃષ્ણલાલે કહ્યું:-“ રામજી ! તું શાન્ત થઈ જા. તું આવી રીતે રડીશ તેથી હવે ત્હારા માટે મ્હારા અંતરમાં બિલકુલ દયા ઉપજવાની નથી. મ્હેં જે કાંઇ કહ્યું છે તે પ્રમાણે કર્યા સિવાય હું શાન્તિ ધારણ કરવાનો નથી. જો ત્હેં ત્હારી ભોજાઈની સાથે તકરાર કરી

છે કિંવા તેને મારી છે એવી હકીકત કહિ મ્હારા સાંભળવામાં આવશે તો તરતજ હું તમારા બન્નેના ભાગ વહેંચી નાખીશ. માટે આજથી તું ઘણો સાવધ રહેજે. ઘણી રાત્રિ વીતિ ગઈ છે તેથી હવે હું જઉં છું. હં, આ પાંચ રૂપિયા તું ત્હારી પાસે રાખી મૂક. આવતી કાલે સ્હવારે પાંચ રૂપિયાનું ઘી લઇ, જમી પરવારી દશ વાગ્યાની અંદર મ્હારી પાસે આવજે. જોજે, ઘી ઘણું સારું લાવજે. (યશોદા તરફ જોઇને) બ્હેન! હવે તું રડીશ નહિ તેમજ કોઇ પણ પ્રકારની ચિંતા કરીશ નહિ. તને જો માર પડે કિંવા દુઃખ દે તો તરતજ તું આવીને મ્હને સઘળી હકીકત કહી જજે, એટલે હું યોગ્ય બંદોબસ્ત કરીશ. હું જમીનદાર મહાશયનો કારભારી એટલે પ્રજાજનોના પિતા બરાબર છું. મ્હારી ચારે હદમાં કોઇ પણ પ્રકારનો અધર્મ તથા અન્યાય હું નહિજ થવા દઉં. હવે હું જઉંછુ."

રામજીએ પોતાના બન્ને હાથ જોડીને કહ્યું:—"હજુર! જ્યારે આપે આપનાં પરમ પવિત્ર પગલાંથી આ ગરીબની ઝુંપડીને પાવન કરી છે ત્યારે હુક્કો તો પીતા જાઓ—"

"ના—હવે મ્હને બિલકુલ સમય નથી. હજી સ્નાન સંધ્યા અને એક હજાર જપ કરવાના છે. એ થયા સિવાય હું પાણી સુદ્ધાં પી શકું તેમ નથી!" આમ કહીને ચતુર કૃષ્ણુલાલ ચાલ્યો ગયો.

ઘેર જઇ પેટનું ભાડું ચુકવી, શયનાલયનાં દ્વાર બંધ કરી કૃષ્ણુલાલે એક પેટીમાંથી જનીનદાર રામપ્રસાદે આપેલી નોટોનું બંડલ બ્હાર કાઢયું. પછીથી નેત્રો ઉપર ચસ્માં ચઢાવી તે એ નોટોને ગણવા લાગ્યો. બૉટલમાં જે થોડું ઘણું અમૃત બાકી રહ્યું હતું તે પણ તેણે કંઠમાં રેડી દીધું! સુરાદેવીની ઉત્તેજિત ક્રિયાનો આરંભ થતાંજ નોટોના બંડલને નમસ્કાર કરી કૃષ્ણુલાલ સ્વગત બોલ્યો:— એ હજાર રુપિયા! હવે તમે મ્હારાજ છો. તમારામાંથી એક પાઈ પણ હું કોઇને આપવાનો નથી. મ્હારા જેવા અદ્ભુત બુદ્ધિશાળીને હજાર તો શું પરંતુ લાખ રૂપિયા પ્રાપ્ત થાય તો પણ એમાં આશ્ચર્ય જેવું શું છે? બુદ્ધિ હોય છે ત્યાં લક્ષ્મી આપોઆપ ચાલી આવે છે!"



## પ્રકરણ ૧૩ મું.

### લોભી અને ધુર્ત્ત.!

બીજે દિવસે બપોરે બાર વાગ્યે કૃષ્ણુલાલ અને રામજી ઘોડેસ્વાર થઇને ફોજદારને મળવા માટે નીકળી પડયા. ઘીની બરણી ઉંચકીને એક સિપાહી પ્રથમથી જ કચેરી તરફ રવાના થયો હતો.

સોનાપુરથી સરકારી થાણું લગભગ ત્રણ સવા ત્રણ માઇલ દૂર હતું. લગભગ દોઢ વાગ્યે કૃષ્ણુલાલ રામજીની સાથે ત્યાં જઇ પહોંચ્યો. પોલિસ થાણું એક ન્હાના તળાવના કિનારા ઉપર હતું. થાણાની સ્હામે બે મ્હોટાં વડના ઝાડ હતાં. એ પૈકી એક ઝાડ નીચે કૃષ્ણુલાલ અને રામજી ઘોડા ઉપરથી નીચે ઉતર્યા, અને તેમણે બન્નેએ પોતાના ઘોડા ઝાડ સાથે બાંધી દીધા. આ સમયે પોલિસ થાણાના ઓટલા ઉપર એક યવન તરુણ આમ તેમ આંટા માર્યા કરતો હતો.

કૃષ્ણુલાલ ધીમે ધીમે એ તરુણ પાસે ગયો, તથા નમ્ર શબ્દોદ્વારા તેણે એ તરુણને પોતાનો પરિચય આપીને તેને પોતાનો કરી લીધો. એ તરુણ ફોજદારના હાથ નીચેનો માણુસ અર્થાત્ જમાદાર હોઇ હમણાંજ અહિં નોકરી ઉપર આવ્યો હતો. અન્ય લોકો તેને 'જમાદાર સાહેબ' કહીને બોલાવતા હતા; પરંતુ કૃષ્ણુલાલે નમ્રતાથી કહ્યું:- "વાહ! આપ પણ અહિં અમલદાર તરીકે આવેલા છો કે? આપ ફોજદાર સાહેબના હાથ નીચેના માણુસ છો તેથી આપને નાયબ-ફોજદારજ સમજવા જોઇએ! વાહ! આપના જેવા અમલદારની ઓળખાણ થયાથી આજે મ્હને અપાર આનંદ થયો છે. વારું, ફોજદાર સાહેબનું નામ શું છે?"

જમાદાર તેનાં સ્તુતિ વચનો સાંભળી પ્રસન્ન થઈ ગયો. તેણે કહ્યું:-"ફોજદાર સાહેબનું નામ રામલાલ મહેતા છે."

"તેઓ ક્યા ગામના છે?"

"તેની મ્હને બરાબર માહિતી નથી?"

"હમણાં ફોજદાર સાહેબ ક્યાં પધારેલા છે?"

જમાદારે રડવા જેવું મ્હોં કરીને કહ્યું:-"ત્રણ દિવસથી તેમનાં પત્ની થોડા દિવસની માંદગી ભોગવીને અત્રે મરી ગયાં છે; તેથી તેઓ ત્રણ દિવસથી ઘેર જ રહ્યા છે. તેમનો બન્નેનો એકબીજાંનાં પ્રત્યે

અપાર પ્રેમ હતો. એકના પગમાં જો નજીવો કાંટો વાગતો તો પણ બીજાના જીવને દુઃખ થતું હતું. આવી પ્રેમાળ પત્ની, આટલી ન્હાની ઉમરમાં દગો દઈ મૃત્યુ પામે તો તેથી ફોજદાર સાહેબને અસાધારણ દુઃખ થાય એમાં શું આશ્ચર્ય છે, કારભારી સાહેબ ?"

પોતે ઘણા ખરાબ સમયે ફોજદાર સાહેબને મળવાને આવ્યો છે એમ કૃષ્ણુલાલને લાગ્યું. તેણે કહ્યું:—"હરિ હરિ ! એવો પ્રસંગ શત્રુ ઉપર પણ ન આવો. એમને કાંઇ બાળ બચ્ચાં છે કે ?"

"એક પુત્ર અને એક પુત્રી છે. સ્ત્રીના મૃત્યુથી ફોજદાર સાહેબ અસ્થિર બની ગયા છે. ત્રણ દિવસથી તેઓ ખાસ જરૂરી કારણ સિવાય ઘરમાંથી બ્હાર સુદ્ધાં નીકળ્યા નથી. લડકા તેમજ લડકીની પાસે બેસી રાત્રિ દિવસ તેઓ રુદનજ કર્યા કરે છે. મ્હેં જઇને તેમને ઘણી સાંત્વના આપી તો પણ તેઓ શાન્ત થતા નથી. મામા સાહેબે પણ તેમને ઘણું સમજાવ્યા છે."

"મામા સાહેબ કોણ છે ?" કૃષ્ણુલાલે જીજ્ઞાસાથી પ્રશ્ન કર્યો.

"તેઓ ફોજદાર સાહેબની સ્વર્ગસ્થ પત્નીના ભાઈ થાય છે. ફોજદાર સાહેબનાં પત્ની તારાસુંદરીનો તેમના ભાઈ ઉપર ઘણો સ્નેહ હતો, તેથી ફોજદાર સાહેબ પણ તેમના ઉપર ઘણો સ્નેહ રાખે છે. તેમનો સઘળો ભરોંસો તેમના ઉપર છે. મામા સાહેબ સિવાય ફોજદાર સાહેબનું ઘરનું તો શું પરંતુ કારભારનું કામ સુદ્ધાં ચાલતું નથી. મામા સાહેબ જે કરે તેજ પૂર્વ દિશા ! આજકાલ કરતાં એક વર્ષથી હું આ પ્રકાર જોયા કરું છું. ફોજદારીનાં ઘણાં ખરાં કાર્યો પણ ફોજદાર સાહેબ મામા સાહેબની સલાહથીજ કરે છે."

આ જમાદારની પ્રકૃતિ ઘણી વાચાળ છે એમ કૃષ્ણુલાલ કળી ગયો; તેથી તેણે યુક્તિ–પ્રયુક્તિથી વિવિધ પ્રશ્નો પૂછીને એટલી માહિતી મેળવી લીધી કે, મામા સાહેબની સલાહ પ્રમાણેજ ફોજદાર વર્તતા હતા. ફોજદાર સાહેબ ઘણા કડક, ન્યાયી, સરળ અને પાપભીરુ અમલદાર હતા ? છતાં મામા સાહેબ ઉપર તેમનો અપાર વિશ્વાસ હતો એ તેમનો એક દોષજ હતો, એમ કહીએ તો એ કાંઇ ખોટું નથી. ફોજદાર સાહેબના આ સ્વભાવ દોષનો મામા સાહેબ ઘણો ગેરલાભ લેતા હતા. આવા પ્રકારનાં કેટલાંક ઉદાહરણો પણ જમાદાર સાહેબે વાચાશક્તિના આવેશમાં કૃષ્ણુલાલને કહી સંભળાવ્યાં. એમના ભાષણ ઉપરથી આપણા ચાણાક્ષ કૃષ્ણુલાલે એવી કલ્પના

કરી કે, પોતાનો હેતુ પાર ઉતારવાને માટે પોતે મામા સાહેબનેજ પ્રથમ વશ કરવાની આવશ્યકતા છે—તેઓજ ખરા કર્ત્તત્વવાન પુરુષ હતા.

અંતે કૃષ્ણલાલે ઉદ્વેગથી કહ્યું:—"અરેરે! ત્યારે તો હું ઘણોજ ખરાબ વખતે અહિં આવી ચઢયો છું—હું ધારું છું કે આજે ફોજદાર સાહેબ સાથે મ્હારી મુલાકાત થઈ શકશે નહિ."

"કેમ કેમ, કાંઈ મારામારી—ખૂન બૂન થયું છે કે શું?"

"ના ના, એવું કાંઇ થયું નથી. હું સોનાપુરના કારભારીની જગ્યાએ હમણાં નવોજ આવ્યો છું; તેથી સૌની મુલાકાત કરવાના હેતુથી આજે આ તરફ આવ્યો છું."

કૃષ્ણલાલની ઘીની બરણી ઉપર દૃષ્ટિ જતાંજ જમાદારે પૂછયું:—"કારભારી સાહેબ! આ બરણીમાં શું છે?"

જાણે પોતાને કાંઈ સમજાયું ન હોય એવો ભાવ દર્શાવીને કૃષ્ણલાલે પૂછયું:—"શું વારું?"

આંગળી કરીને જમાદારે કહ્યું:—"આ બરણીમાં શું છે?"

"બરણીમાં કે? ફોજદાર સાહેબને મળવા આવ્યો હતો તેથી ખાલી હાથે આવવું મ્હેં ઉચિત ધાર્યું નહોતું. તેમને માટે હું થોડું ઘી લેતો આવ્યો છું. અમારા ગામનુંજ ઘણું સારું ઘી છે."

"ઉત્તમ ઘી છે? એમ કે! અહિં ઉત્તમ ઘી તો કદાપિ અમારા જોવામાં પણ આવતું નથી. ઘીમાં ભેળ આવતો હોવાથી મ્હારાં માતાએ તો ઘી ખાવાનુંજ છોડી દીધું છે. સ્વચ્છ ઘી હોય તોજ તે ખાય તેમ છે. વળી ફોજદાર સાહેબને ત્યાં ઘણા લોકો ઘી લઈ આવે છે—તેમનું કામ કાંઇ અટકી રહેતું નથી!"

કૃષ્ણલાલ જમાદારના અંતરનો ભાવ સમજી ગયો. વળી પાછો જમાદાર સ્પષ્ટતાથી પોતાની પાસે ઘીની માગણી કરશે એવી આશંકાથી તેણે કહ્યું:—"અરે! આપ અહિં હશો એવી મ્હને કલ્પના સુદ્ધાં નહોતી. નહિ તો આપને માટે પણ થોડું ઘી લેતો આવત. ઘી સિવાય તમારાં માતુશ્રી ઘણાં દુઃખી થાય છે, કેમ?"

"એ સંબંધી કાંઈ પૂછશોજ નહિ! આપ જઇને એક બરણી ભરીને ઘી મોકલી આપજો. તમારી સાથે આજે હું એક માણસનેજ મોકલીશ. પાંચેક શેર હશે તો બસ છે! તમારી જગ્યાએ પહેલાં જે ગોવિંદરામ પંડયા કારભારી હતા તેમની સાથે મ્હારો ઘણો સ્નેહ-સંબંધ હતો. હું તમારા ગામમાં જ્યારે જ્યારે આવતો ત્યારે તેઓ

મ્હારો ઘણો સત્કાર કરતા હતા. આપ પણ ઘણા લાયક સજ્જન જણાઓ છો!"

"બરાબર છે—આપના જેવા મ્હોટા લોકો સાથે સ્નેહ-સંબંધ ન સાંધવામાં આવે તો બીજા કોની સાથે સાંધવામાં આવે? આપ જો કોઇ પણ કાર્યાર્થે સોનાપુરમાં આવો તો આ ગરીબ સેવકની કચેરીમાં જરૂર પધારજો!"

"જરૂર આવીશ. આપ પણ ઘણા સજ્જન કારભારી સાહેબ જણાઓ છો. વારું, પણ ઘીની વાત ભૂલી જશો નહિ—હું આપને તેના પૈસા આપીશ."

"અરે રામ! એ શું બોલ્યા? આપની પાસેથી પૈસા લેવાય કે? હું ઘી જરૂર મોકલી આપીશ; પણ આજે જો ફોજદાર સાહેબની સાથે મ્હારી મુલાકાત થઇ હોત તો સારું થાત."

"હું ફોજદાર સાહેબ પાસે જઇને તેમને આપના આગમનના સમાચાર જણાવું છું."

અલ્પકાળમાંજ જમાદાર ફોજદાર સાહેબ પાસે જઈ આવ્યો અને પછી તેણે કૃષ્ણુલાલને પોતાની સાથે આવવાનું કહ્યું. ફોજદાર પોતાને ઘેર બેઠા હતા. તેમની મુખમુદ્રા ઘણી ચિંતામગ્ન બની ગયેલી જોવામાં આવતી હતી. તેઓ મધ્યમ વયના હતા. તેમની મુખમુદ્રામાં માર્દવતા, સરળતા અને ઉદારતા જોવામાં આવતી હતી, તથા તે સઘળું જોવામાં આવતાં હરેકના અંતરમાં તેમને માટે આદર ઉપજે તેમ હતો.

"આવો બેસો. આપ સોનાપુરના કારભારી છોને? સોનાપુરમાં આપ નવીન આવ્યા હો એમ લાગે છે."

"જી હા. આપની મુલાકાત કરવાને માટેજ—"

ફોજદારે ખિન્ન સ્વરે કહ્યું:—"હમણાં મ્હારા શિર ઉપર કેવો કમનસીબ દુઃખપૂર્ણ પ્રસંગ ગુજર્યો છે એ હકીકત જમાદારે આપને કહી હશે. હું શું કરું? જો મ્હારું મન સ્વસ્થ હોત તો હું બે ચાર કલાક સુધી આપની સાથે વાતચિત કરત; પરંતુ મ્હારું મન સ્થિર કિંવા શાન્ત નથી. મ્હારી જગ્યાએ તમે મામા સાહેબનેજ સમજો, તથા તમારે જે કાંઈ કહેવું હોય તે તેમને કહો. મ્હને ક્ષમા આપજો. જમાદાર! કારભારીજીને મામા સાહેબ પાસે લઈ જાઓ."

હવે અત્રે રોકાવું ઉચિત નથી એમ વિચારી કૃષ્ણુલાલ ઉઠ્યો, અને જમાદારની પાછળ જવા લાગ્યો. એક દિવાનખાનામાં ગયા પછી

જમાદારે કહ્યું:—"કારભારી સાહેબ! આપ અહિં બેસો. મામા સાહેબ હમણાંજ આવશે."

પાંચ સાત મિનિટ સુધી કૃષ્ણલાલ અને જમાદારની વાતચિત ચાલી એટલામાં મામા સાહેબ ત્યાં આવી પહોંચ્યા. તેમનો પહેરવેષ સાદો હોઇ ભપકા ઉપર તેમને તિરસ્કાર હોય એમ લાગતું હતું. દિવસે તેમણે નિદ્રા લીધેલી હોવાથી તેમનાં નેત્રો લાલચોળ બની ગયાં હતાં. દરરોજ સંધ્યાકાળે મામા સાહેબ નિયમિત ફરવા જતા હતા.

મામા સાહેબ નજરે પડતાંજ જમાદારે કહ્યું:—"મામા સાહેબ! આ ગૃહસ્થની સાથે આપનો મેળાપ કરવાનું ફોજદાર સાહેબે મ્હને કહ્યું છે."

નિદ્રાના પરિણામે જડ બની ગયેલા સ્વરે મામા સાહેબે પૂછ્યું:— "તેઓ કોણ છે?"

"તેઓ સોનાપુર ગામના નવીન કારભારી થઇને આવ્યા છે. પહેલાં ત્યાં ગોવિંદરામ હતા ને? તેમની જગ્યા ઉપર હમણાં આ કૃષ્ણલાલભાઈ એકટિંગ તરીકે કામ કરે છે."

"આપ કલ્યાણપુરના જમીનદાર મહાશયના કારભારી છો કેમ?"

"જી હા!"

"આપનું ગામ કયાં આવેલું છે?"

"મ્હારું ગામ અહિંથી ઘણે દૂર છે. માત્ર પેટની ખાતર અહિં સુધી નોકરી કરવા આવવું પડયું છે."

મામા સાહેબે હસીને કહ્યું:—"બરાબર છે. સૌ પેટને લીધેજ પોતાના દેશનો ત્યાગ કરી વિદેશમાં જાય છે. આપ ફોજદાર સાહેબને મળવા શા માટે આવ્યા હતા?"

"અત્રે આવવાનું કાંઇ ખાસ કારણ નહોતું. હું સોનાપુરના કારભારીની જગ્યાએ નવો જ આવ્યો છુ; તેથી માત્ર ફોજદાર સાહેબની મુલાકાત કરવાના હેતુથી જ આવ્યો હતો. મ્હારા જમીનદાર મહાશયનો એવો હુકમ છે કે "ફોજદાર સાહેબજ આપણા જજ્જ કિંવા મેજીસ્ટ્રેટ સાહેબ છે; માટે હમ્મેશાં તેમની સાથે દ્રઢ સંબંધ રાખવો. તેમને અસંતોષ થાય એવું એક પણ કાર્ય કરવું નહિ! રાજા તેમજ વૈદ્યને ખાલી હાથે મળવા જવું નહિ એવું કહેવાય છે તેથી હું મ્હારી સાથે થોડું ઘી લેતો આવ્યો છું."

મામા સાહેબે સ્મિતહાસ્ય કરીને કહ્યું:—"ઠીક થયું. આવી વાત

આપે મ્હને કહી તે ઠીક જ કર્યું. જો ફોજદાર સાહેબ સમક્ષ તમે ઘીની વાત કાઢી હોત તો તેઓ તમને સત્વર કાઢીજ મૂક્ત. તેઓ ઘણા સાદા અને સરળ માણસ છે. તમારા જમીનદાર મહાશય પણ ઘણા સજ્જન પુરુષ હોય એમ લાગે છે. તેમના આવા માયાળુ વ્યવહારથી હું અર્થાત્ ફોજદાર સાહેબ ઘણા પ્રસન્ન થયા છીએ, એમ તેમને જણાવજો. અરે કોણ છે ઘરમાં? આ ઘીની બરણી લઈ જાઓ. કારભારી સાહેબ! આપના જમીનદાર મહાશયને જણાવજો કે, આપના કોઈ લુચ્ચા કુળને શાસન કરવું હોય તો મામા સાહેબને જણાવજો! હું જોતજોતામાં એને પાંસરું કરીશ."

કૃષ્ણુલાલે સુયોગને સમજી જઇને કહ્યું:—"હા હા, હું આ વાત જમીનદાર મહાશયને અવસ્ય કહીશ. ફોજદાર સાહેબ અને આપ સાહેબની સહાયતા સિવાય અમારાથી એક પગલું પણ ભરી શકાય તેમ નથી. અમારો સઘળો ભરોંસો આપનાજ ઉપર છે. મામા સાહેબ! એક લુચ્ચા બદમાશ માણસને સીધો કરવાની ઘણી આવસ્યકતા છે. આપેજ જ્યારે એ સંબંધી સહાયતા કરવાની ઈચ્છા દર્શાવી છે તો હવે આપને એ વાત કહેવામાં હું કશી હરકત જોતો નથી. અમારા આ તાલુકામાં મધુપુર નામનું એક ગામડું છે. એ ગામમાં શ્યામજી નામનો એક માણસ રહે છે. તેને બે શબ્દો લખતાં વાંચતાં આવડે છે તેથી 'ઓછું પાત્ર ને અદકું ભણ્યો' એ સૂત્ર અનુસાર એના ગર્વની સીમા રહી નથી."

"એ ઘણો બદમાશ છે કે?"

"હા—ઘણો બદમાશ, લુચ્ચો અને મિથ્યાભિમાની છે. કેટલાંક અગત્યનાં કારણોને લીધે મ્હારા જમીનદાર મહાશય તેના ઉપર અપાર ક્રોધે ભરાયા છે. તેમણે મ્હને એમ કહ્યું છે કે, "જો તમે કોઈ પણ ઉપાયથી તેને કેદખાનામાં મોકલશો તો મ્હને અપાર આનંદ થશે." મ્હેં તેમને કહ્યું હતું કે:—"એમાં શી મ્હોટી વાત છે. હું ફોજદાર સાહેબ પાસે જઇને કાંઇ ખટપટ કરીશ." તેમણે કહ્યું:—"ઠીક ત્યારે તમે ફોજદાર સાહેબ પાસે જઇને કહેજો કે "તમે આટલું કામ કરશો તો તમને બસો રૂપિયા આપીશ—અને એ બસો રૂપિયા પૈકી સો રૂપિયા પ્રથમ આપવામાં આવશે."

મામા સાહેબે સ્વગત વિચાર્યું:—"આ કાર્ય મ્હારી પાસે આવ્યું તે ઠીક થયું. જો આ વાત કારભારીએ ફોજદાર પાસે કાઢી હોત તો

તેમણે કારભારીનેજ જેલમાં મોકલવાનો ભય દર્શાવ્યો હોત ! ફોજદાર સાહેબ આ વાત જાણી શકે નહિ એવી રીતે હું આ કાર્ય કરીશ. આવા સુયોગને સુજ્ઞ અને વિચારશીલ પુરુષે વ્યર્થ જવા દેવો જોઇએ નહિ." સ્વગત આમ વિચારીને તેમણે કૃષ્ણુલાલને પૂછ્યું:—"કારભારીજી! તમે સો રૂપિયા લેતા આવ્યા છો કે ?"

"ના—હું મ્હારી સાથે રૂપિયા નથી લેતો આવ્યો. સોનાપુર ગામની મ્હારી કચેરીમાં મ્હેં રૂપિયા રાખી મૂક્યા છે. ફોજદાર સાહેબનો મ્હને સહજ પણ પરિચય નહોતો. આપ પણ અહિં હશો એવી મ્હને કલ્પના સુદ્ધાં નહોતી. પરિચય સિવાય આ વાત કાઢવામાં કદાચ મ્હારાજ શિર ઉપર સંકટ આવી પડે એવો મ્હને ભય હતો ! આજકાલના પોલિસ અધિકારીઓ આગળ પૈસાનું નામ કાઢતાંજ તેઓ શ્રીધરનું દર્શન કરાવે છે ! હવે પહેલાંના જેવો કારભાર રહ્યો નથી. જ્યારે આપેજ વાત કાઢી ત્યારે આપને હું સત્ય હકીકત કહી શકયો. રૂપિયા તો હું આવતી કાલેજ લાવી આપીશ; પણ અમારું કામ થવું જોઇએ !"

"એ માટે આપ તદ્દન નિશ્ચિંત્ત રહો. આવતી કાલે રૂપિયા લઇ આવશો તો પણ ચાલશે; પણ આપ આપના જમીનદાર મહાશયને કહેજો કે, આવાં કાર્યો કાંઇ સસ્તામાં થઇ શકશે નહિ ! એક નિરપરાધી માણસને આવા બ્રિટિશ સરકારના ન્યાયી રાજ્યમાં કેદમાં મોકલવો એ કાંઈ સહેલું કાર્ય નથી. એ માટે ઘણા સાક્ષીઓ પણ તૈયાર કરવા પડે છે. મામલતદારે જો તેને શિક્ષા કરી તો તેની અપીલ સાંભળનાર મેજીસ્ટ્રેટ છે અને મેજીસ્ટ્રેટે જો તેને શિક્ષા કરી તો અંતે તેની અપીલ સાંભળનાર હાઇકોર્ટ છે. આવાં કાર્યોમાં કદાચિત્ પોલિસ અધિકારીઓને પણ સંકટમાં ફસાવું પડે છે. ક્યારે ક્યા કારણથી શો પ્રસંગ આવશે એનો કાંઈ નિર્ણય નથી. તેથી માત્ર બસો રૂપિયાના લોભથી આવા મહાન્ સંકટમાં ફૂદકો મારવો અમને ઈષ્ટ લાગતો નથી, એવું તમે સ્પષ્ટ રીતે જમીનદાર મહાશયને કહેજો. જો તેઓ પાંચસો રૂપિયા આપતા હોય તો અમે પ્રયત્ન કરી જોઇએ !"

કૃષ્ણુલાલે કહ્યું:—"મામા સાહેબ ! આપ જે કાંઇ કહો છો તેમાંનો એક પણ અક્ષર ખોટો નથી. બસો રૂપિયા તદ્દન નજીવી રકમ છે એમાં કશો સંશય નથી. વળી જમીનદાર મહાશયે મ્હને એમ કહ્યું છે કે, "જો બસો રૂપિયાથી કામ ન થતું હોય તો બીજી થોડી

રકમ વધારે આપજો." હું પણ આપને વિશેષ રકમ મળી શકે એવી ખટપટ કરીશ. આપને જેટલી વિશેષ રકમ મળશે તેટલો મ્હને પણ વિશેષ ફાયદો છે! આ તરફ શી રીતભાત ચાલે છે તેની મ્હને માહિતી નથી; પરંતુ મ્હારા ગામ તરફ જમીનદારી સંબંધીના કારભારમાં અમને–કારભારીને સેંકડે પચીસ ટકા કમીસન મળે છે—"

મામા સાહેબે હસીને કહ્યું:—"જો આપ મ્હને આપના જમીનદાર મહાશય પાસેથી પાંચસો રૂપિયા અપાવશો તો તેમાંથી સો રૂપિયા આપ આપના સમજજો. અને જો એથી થોડી રકમ હશે તો આપને સેંકડે દશ ટકા કમીસન મળશે. અમારા પ્રાંતના કમીસનનો આજ દર છે!"

"મ્હારા તરફથી આપને વિશેષ રકમ અપાવવા માટે પૂરતો પ્રયત્ન થશે. હવે કયી યુક્તિથી એ લુચ્ચાને આપણે સપડાવવો તે કહો જોઇએ?"

થોડા સમય સુધી વિચારમગ્ન રહીને મામા સાહેબે કહ્યું:— "યુક્તિઓ તો અનેક છે. તમે તેનું ઘર જોયું છે?"

"ના."

"ત્યારે પ્રથમ તેનું ઘર જોઈ રાખવાની જરૂર છે. યોગ્ય સુયોગ જોઈ તેના ઘરમાં એકાદ વસ્તુ રાખીને તરતજ આપણે તેના ઘરની જડતી લઇશું. એના ઘરમાં ચોરીનો માલ, બંદુક કે તલવાર, દારુ ગાળવાનો કાંઇ સામાન યા તો ખોટા રૂપિયા પાડવાનું કાંઈ યંત્ર મૂકશો તો પણ ચાલશે. જો આ કાર્યોમાંનું કાંઈ ન બને તો કોઇના ઘરને આગ લગાડી તેનો આરોપ તેના ઉપર આવે એવું કરવું જોઇએ. વળી મધુપુર ગામમાં તેનો કોઇ દુશ્મન છે કે નહિ એ સંબંધીની તપાસ કરવાની પણ જરૂર છે. તેના કોઈ પણ શત્રુને આપણે સ્વાધીન કરવો જોઇએ. વળી મ્હારો મત પૂછતા હો તો, હું એ ઉપાયજ સહેલો અને સર્વોત્તમ સમજું છું કે, તેના ઘરમાં કાંઈ ચોરીનો માલ છુપાવી તેના ઘરની જડતી લેવી."

ક્ષણપર્યન્ત કાંઈ વિચાર કરીને કૃષ્ણલાલે કહ્યું:—"આપજ ફોજદાર સાહેબની જગ્યા ઉપર છો કે?"

આ પ્રશ્ન સાંભળવામાં આવતાંજ મામાસાહેબનું હૃદય કંપી ઉઠયું. જો આ પ્રકાર સંબંધીનો એક પણ શબ્દ ફોજદાર સાહેબના સાંભળવામાં આવશે તો તે ન્યાયપરાયણ અમલદાર કેવો અનર્થ કરશે

એ મામાસાહેબ સારી રીતે જાણુતા હતા; પરંતુ તેઓ પ્રિય પત્ની-વિયોગનું દારુણુ દુઃખ ભોગવતા હોવાથી સ્વાર્થસાધવાનો આ સર્વોત્તમ સુયોગ છે સમજી મામાસાહેબે કહ્યું:—"એ માટે તમે કશી ચિંતા રાખશો નહિ."

"ત્યારે આપ જેમ કહો તેમ કરવાને હું તૈયાર છું."

"ઠીક, આવતી કાલે તમે સો રૂપિયા લેતા આવજો. આવતી કાલે આપણે એકાન્તમાં બેસી કેવી રીતે આ કાર્ય પાર ઉતારવું તેનો નિર્ણય કરીશું."

"વારું, હું આવતી કાલે આ વખતે આવીશ તો આપની મુલાકાત થશે ને?"

"ઘણું કરીને થશે; પરંતુ ત્યાં સુધીમાં જો કોઈ સ્થળે ખૂન કિંવા ચોરી થયાના સમાચાર ફોજદાર સાહેબને મળશે તો તેઓ મ્હને ત્યાં મોકલશે. મ્હારા ઉપરજ તેમનો અપાર વિશ્વાસ છે; છતાં આવતી કાલે આ સમયે ઘણું કરીને હું અહિં હાજર હોઇશ."

પછીથી કૃષ્ણુલાલ મામાસાહેબ પાસેથી વિદાય લઇને રામજીની સાથે સોનાપુર તરફ ચાલ્યો ગયો.

## પ્રકરણ ૧૪ મું.

### પૈશાચિક ષડ્યંત્ર અને પલાયન.

હવે આપણે જનાર્દનાચાર્ય અને વસન્ત તરફ લક્ષ્ય આપીશું. હવે અમે જે પ્રસંગનો ઉલ્લેખ કરવાના છીએ તેની બરાબર કલ્પના આવવાને માટે જનાર્દનાચાર્ય જે ચાલીમાં રહેતો હતો એ ચાલી સંબંધીનો થોડો ખુલાસો કરવાની જરૂર છે. રંગનાથ અને શાન્તિલતા એ ચાલીમાં રહેતાં હતાં તે સમયે ત્યાં બે ચાલીઓ હતી: પરંતુ મ્યુનિસિપલ કમિટીએ તેમાંની એક ચાલ જીર્ણ થઇ ગયેલી હોવાથી કવચિત્ પડી જાય તો રસ્તે જનાર આવનારને, યા તો સાથેની ચાલીને નુકસાન પહોંચાડે એવો ભય હોવાથી જમીનદોસ્ત કરી નખાવી હતી; તેથી ત્યાં માટી ચુનાના, ઇંટોના અને લાકડાંના મ્હોટા ઢગલાઓ પડી રહ્યા હતા. ચાલીના નાશની સાથે નીચેના બાગનો પણ નાશ થયો હતો. એ ચાલી મ્હોટી હોવાથી તથા તેની આસપાસ પડતર જમીન વિશેષ હોવાથી લગભગ પાંચ ચોરસ એકરમાં

બીજી એક પણ ચાલી નહોતી. આ ચાલીનું મ્હોં રસ્તાની બાજુ તરફ હોવાથી એ ચાલીની બાજુને એક પણ બારી બારણું નહોતું. માત્ર ન્હાનાં જાળીઆં હતા. જો રાત્રિના સમયે એ ભીંત જોવામાં આવે તો તે કેદખાનાની પ્રચંડ દિવાલજ છે એવો સર્વાંશે ભાસ થવાનો સંભવ હતો. રસ્તાની બાજુએ પાંચ ફૂટ ઉંચાઈની ચંદ્ર કમાનની ભીંતની સીમા હતી એજ માત્ર કાયમ હતી.

વસન્ત જ્યારે ઘરમાંથી બ્હાર નીકળ્યો ત્યારે પ્રથમ તેને એમ લાગ્યું કે, પોતેજ આઠના અરસ્સામાં અહિં રહીને વૃદ્ધને સંકેત કરી સંકટમુક્ત કરશે. પરંતુ ચંડાળ જનાર્દનાચાર્ય તેમ કરવા દે એમ નહોતો. આજની આ ભીષણ રાત્રિનો ફાયદો લઇને જનાર્દનાચાર્ય તથા તેના સાથીદાર ખુલ્લા રસ્તામાં પોતાનું તેમજ વૃદ્ધનું ખૂન કરતાં પણ પાછી પ્હાની કરે એવો સંભવ નહોતો. એકલો વૃદ્ધ અને વસન્ત જનાર્દનાચાર્ય તથા તેના સાથીદારોની સાથે કેવી રીતે ટક્કર ઝીલી શકે? હજી સાડાત્રણ કલાકનો સમય હતો. એટલા સમયમાં આ 'વૉટર્લુનું યુદ્ધ' જીતવાનો વસન્તનો વિચાર હતો; તેથી તેણે બ્હ્યુ શહેરની સહાયતા મેળવવાની આવશ્યકતા વિચારી. વસન્ત પોલિસ કમીસનરની કચેરી તરફ જવા લાગ્યો. કમીસનરની ઑફિસમાં પોતાને ક્યાં સુધી બેસી રહેવું પડશે તેનો કશો નિર્ણય નહોતો. કદાચ ત્યાં રાત્રિના આઠ વાગ્યા સુધી પણ રોકાવું પડે અને પછીથી તરત પાછું કાર્યક્ષેત્રમાં હાજર થવું પડે તેમ હતું. તેથી વસન્તે જલદીથી જમી લેવાનો નિશ્ચય કર્યો. આવો નિશ્ચય કરી એ રસ્તા ઉપર આવેલી એક ભિખારિયા હૉટલમાં વસન્તે પ્રવેશ કર્યો. ખાવાના પદાર્થો મંગાવીને જેવો તે ખોરાક ખાવાની તૈયારી કરતો હતો એવામાં તેણે પડદાની પાછળ કોઇને વાતચિત કરતાં સાંભળ્યા. વાતચિત્ત તરફ લક્ષ્ય આપવાનું વસન્તને કાંઇ કારણ નહોતું: પરંતુ વાતચિત કરનારાઓમાં એક જણ જનાર્દનાચાર્યજ છે, એમ વસન્ત સાંભળવામાં આવેલા કંઠસ્વર ઉપરથી તરતજ સમજી ગયો; તેથી તેણે સાવધાનતાથી પડદાની પાછળ ચાલતી વાતચિત સાંભળવા માંડી.

"દોસ્ત! આ ફત્તેહપુર–સિક્રીના યુદ્ધમાં ફત્તેહ મેળવવીજ જોઇએ. તું આવે ત્યાં સુધીમાં હું સઘળી પ્રપંચજાળ બિછાવી રાખું છું." આ વાક્ય વસન્તના સાંભળવામાં આવ્યું. ખાદ્યપદાર્થોનો સામાન્ય સત્કાર કરી વસન્ત હૉટલમાંથી બ્હાર નીકળી પડયો;

કેમકે જો પોતાના પહેલાં જનાર્દનાચાર્ય બ્હાર નીકળશે તો તે પોતાને જોઈ જશે અને તેથી વૃદ્ધને બચાવવાનો પોતાનાથી કશો પ્રયત્ન નહિ કરી શકાય એમ તેણે પોતાના મનમાં વિચાર્યું હતું.

વસન્ત સત્વર પોલિસ કમીસનરની ઑફિસમાં જઈ પહોંચ્યો. મેડા ઉપર ચઢી તેણે સિપાહીને પૂછ્યું:—"સાહેબ ક્યાં છે ?"

"સાહેબ તો એક કેસની તપાસ માટે બ્હાર ગામ ગયા છે; પરંતુ તેમની જગ્યાએ બીજા સાહેબ છે. જો આપની ઈચ્છા હોય તો હું તેમને આપના આગમનના સમાચાર કહું ?" સિપાહીએ ઉત્તર આપ્યો.

વસન્ત વિચારમાં પડી ગયો. તેને વિચારમગ્ન સ્થિતિમાં જોઇને એ સિપાહીએ પૂછ્યું:—"આપનું કામ જરૂરનું છે કે ?"

"હા, ઘણુંજ જરૂરનું છે."

"ત્યારે આપ મ્હારી સાથે ચાલો." આમ કહી સિપાહી વસન્તને એક સુંદર ઓરડામાં લઇ ગયો. એ ઓરડામાં એક બારીની પાસે આરામ ખુરસી ઉપર એક હૃષ્ટપુષ્ટ અને સશક્ત મનુષ્ય, આરામ ખુરસીના હાથા ઉપર પગ નાખીને વર્ત્તમાનપત્ર વાંચતો પડયો હતો. વસન્તે સિપાહી સાથે એ ઓરડામાં પ્રવેશ કર્યો કે તરતજ તેણે હાથમાંનું વર્ત્તમાનપત્ર નીચે ફેંકી દીધું.

વસન્તે તેની પાસે જઇને તેને નમ્રતાથી નમસ્કાર કર્યા. વસન્તનું નમન સ્વીકારવાને માટે તેણે પોતાનો હાથ ઉંચક્યો નહિ. વસન્ત તરફ તીક્ષ્ણ દૃષ્ટિથી જોઇ રહીને તેણે પૂછ્યું:—"કેમ તમારે શું કામ છે ?"

"કમીસનર સાહેબ હાજર નથી ?" વસન્તે પૂછ્યું.

"ના—તેઓ બ્હાર ગામ ગયા છે." ઉત્તર મળ્યો. "તેમની ગેરહાજરીમાં તેમનું સઘળું કામ મ્હારી પાસે છે."

"મ્હારું કામ ઘણું ગુપ્ત છે."

"ત્યારે કહો જોઇએ કે શું કામ છે?"

"તેજ પ્રમાણે જરૂરી પણ છે!"

"તો પછી તે કહેવામાં ઢીલ શા માટે કરો છો ?"

આ અમલદારનું તેજ જોતાંની સાથેજ વસન્તના મન ઉપર તેની કર્ત્તવ્યપરાયણતાનો પ્રભાવ પડયો. વસન્ત પોતે ડૉકટર છે એમ કહીને સઘળી હકીકત સ્પષ્ટ રીતે આ અમલદારને કહી સંભળાવી.

નામ ગામ માહિત નહિ હોવાથી સંકટમાં ફસાનાર વ્યક્તિને પોતે શાથી સાવધાન કરી શક્યો નથી એ પણ તેણે કહી સંભળાવ્યું.

"ત્યારે આ નાટક એ ચાલીમાંની છેલ્લી બે ઓરડીઓમાંજ થવાનું છે કેમ ?"

"હા, એ બે ઓરડીમાં જ થવાનું છે. ચાલી આપે જોઈ છે કે?"

"જોઈ હોય એમ લાગે તો છે !" આમ કહી અમલદારે સ્વગત વિચાર્યું:—"પેલો મ્હારો શિકાર પણ આ કાર્યમાં શામિલ થયેલો હોવો જોઈએ. એને હું ક્યારે કેદ પકડું એમ મ્હને થયા કરે છે."

વસન્તે કહ્યું.—"સાહેબ ! જનાર્દનાચાર્યના બીજા બે ત્રણ મદદગારો હોય એમ મ્હને લાગે છે; કેમકે કલાકેક ઉપર હું જ્યારે એક હૉટલમાં ગયો ત્યારે મ્હેં જનાર્દનાચાર્યને કોઇની સાથે વાતચિત કરતાં સાંભળ્યો હતો."

"મદદગારો હોવાજ જોઇએ. બદમાશ મનુષ્યો મદદગાર સિવાય કોઈ પણ કાર્ય કરતા નથી." અમલદારે ઉત્તરમાં કહ્યું.

"વળી આપણે એવી સાવધાનતાથી આજનું કાર્ય કરવાનું છે કે લુચ્ચાઓ કોઈ પણ રીતે આપણને જોઈ જાય નહિ. જો તેઓ આપણને જોઇ જશે તો પલાયન કરી ગયા સિવાય રહેશે નહિ. લ્યો, હું તમને એક રિવૉલ્વર આપું છું. તમે ઘેર જઇને તમારી ઓરડીમાં છુપાઇને બેસી રહેજો. તમારા અસ્તિત્વનો લુચ્ચાઓને સહજ પણ સંદેહ આવવા દેશો નહિ. રિવૉલ્વર ભરેલી છે. એમાં છ ગોળીઓ છે તેનો તમે ઉપયોગ કરી શકશો; તમે તમારી ઓરડીના વિશાળ છિદ્રમાંથી સઘળી તપાસ ઘણીજ સાવધાનતાથી રાખજો. લુચ્ચાઓને તમે તેમના નાટકની શરુઆત કરવા દેજો. એમના નાટકને બરાબર રંગમાં આવવા દેજો. ઉતાવળ કરશો નહિ, કિંવા ગભરાઈ જશો નહિ. જ્યારે રંગ પૂર્ણ બ્હારમાં આવેલો માલૂમ પડે ત્યારે તમે ગોળીબ્હાર કરજો, એટલે હું તરતજ આવી પહોંચીશ. ખેલ બગડી ન જાય તેની સાવધાનતા રાખજો."

વસન્તે પોતાના કોટના ખિસ્સામાં રિવૉલ્વર મૂકી; છતાં તેનો કોટ તંગ હોવાથી રિવૉલ્વરની સ્પષ્ટ આકૃતિ બ્હારથી દેખાવા લાગી. એ આકૃતિ જોવામાં આવતાંજ અમલદારે કહ્યું:—"અરે ! જો રિવૉલ્વરને આવી રીતે તમે તમારા ખિસ્સામાં રાખશો તો તે સમસ્ત મુંબાઈનું લક્ષ્ય તમારા તરફ ખેંચશે. મ્હારી પાસે લાવો જોઇએ."

વસન્તે અમલદારના હાથમાં રિવૉલ્વર પાછી આપી. પછી તેમાંના કારતુસો બ્હાર કાઢી, રિવૉલ્વર ભરવાની અને ખાલી કરવાની યુક્તિ સમજાવીને તે વસન્તને પાછી આપતાં અમલદારે કહ્યું:—"હવે કારતુસો જૂદા ખિસ્સામાં મૂકી દ્યો અને રિવૉલ્વર જૂદા ખિસ્સામાં મૂકી દ્યો."

વસન્તે અમલદારની સૂચના પ્રમાણે કાર્ય કર્યું એટલે અમલદારે કહ્યું:—"હવે આપણે બન્ને જણાએ આપણો સમય નકામો ગૂમાવવો ઉચિત નથી. લગભગ છ વાગ્યા છે. તમે મ્હને સાત વાગ્યે આવવાનું જણાવ્યું છે? વારું, હું વખતસર હાજર થઇશ."

"ચોક્કસ વખત આઠ વાગ્યાનો છે."

"વારૂં"

વસન્ત ઉઠી જવા લાગ્યો. જેવો તેણે દ્વારની બ્હાર પગ મૂક્યો એટલે પુનઃ અમલદારે તેને પોતાની પાસે બોલાવીને કહ્યું:—"જો વચ્ચે કદાચ મ્હારી જરૂર પડે તો પોલિસ કમિશનરના મદદનીશ હિરાલાલને મળવું છે એમ કોઈ પણ સ્થળે તમે કહેશો તો હું માત્ર પાંચ મિનિટમાં હાજર થઈશ."

તરતજ વસન્ત ઘેર પાછો આવી પહોંચ્યો. તેના અંતરમાં સહજ પણ ભય નહોતો. તેનામાં વિશેષ હિંમ્મત, સાહસ અને ચપળતા આવી હતી. વસન્તે મકાનમાં આવી ઘણીજ સાવધાનતાથી પોતાની ઓરડીનું દ્વાર ઉઘાડી અંદર પ્રવેશ કર્યો; પછીથી તેણે અંદરથી દિવાલ તરફની બ્હારી ઉઘાડી બ્હાર જઇ ઓરડીના દ્વારને આગળથી તાળું વાસી દીધું, કે જેથી જનાર્દનાચાર્યને એવો સંશય ન આવે કે તે પોતે મકાનમાંજ છુપાઈ રહેલો છે. વસન્ત બ્હારથી તાળું વાસી, પાછળના ભાગમાં જઈ, બારીને રસ્તેથી પાછો ઓરડીમાં પેઠો અને તેણે બારી બંધ કરી દીધી પછી તેણે ઘડીઆળમાં જોયું તો જનાર્દનાચાર્યના પ્રપંચ નાટકનો પડદો ઉઘડવાને સવા કલાકનો વિલંબ હતો એમ તેને જણાયું.

વસન્તનું અંતર ઉપરથી શાન્ત પણ અંદરથી ચંચળ બની ગયું હતું. તેને એવી કલ્પના ઉપજી કે, આજે તે કોઇ ભીષણ સ્વપ્નનું તો દર્શન કરતો નથી ને?! હરૂન અલ રશીદે ગાંડા બનાવેલા અબુલ હસનના જેવો પોતે ગાંડો કિંવા ઉન્મત્ત તો નથી બની ગયો ને? પોતે પોતાની ઓરડીમાં છે કે કેમ? વગેરે અસંખ્ય પ્રશ્નો

વસન્તના અંતરમાં ઉપસ્થિત થયા. એવામાં તેણે નીચે પ્રમાણે વચનો સાંભળ્યાં.

"ડૉક્ટરનો સ્નેહી તો આવ્યો નથી ને? કદાચ ડૉક્ટરજ એ નલિનને ત્યાં ગયો હશે. બન્ને જણાને ફરવાની ટેવ છે તેથી તેઓ કદાચ આજે પણ કોઈ ઠેકાણે ઉડયા હશે. વળી જો આપણું કાર્ય ચાલુ હશે ને તેઓ આવી પહોંચશે તો પણ તેઓ આપણને કશી હરકત કરી શકશે નહિ. હવે આપણા મંગળ કાર્યનું ગણપતિ પૂજન થવા દો."

વસન્તે પોતાની ઓરડીમાં દીપક સળગાવ્યો નહોતો. એક કાળી કાશ્મિરી શાલ તેણે ઓઢી હતી. તે સહજ પણ હાલ્યા ચાલ્યા સિવાય એક ખુણામાં પડી રહ્યો. પછી તેણે પોતાની ઓરડીના તાળાને ખડખડતું સાંભળ્યું અને તે સાથે એવું વાક્ય સાંભળ્યું કે, "અંદર કોઈ નથી. બ્હારથી તાળું વાસેલું છે. હવે તું બ્હાર પહેરા ઉપર બેસ. વૃદ્ધ આવે એટલે તેને ઘણુંજ માન આપીને તેડી લાવજે. સઘળું કાર્ય ઘણીજ સંભાળપૂર્વક થવું જોઇએ."

વસન્તને ઈશ્વરીલીલાનું ઘણું કૌતક લાગ્યું. મનુષ્યનું દૈવ મનુષ્યને પોતાની ઇચ્છિત દિશામાં કેવી રીતે ખેંચી જાય છે એ માટે તેને આશ્ચર્ય લાગવા માંડયું. વસન્તને એમ લાગ્યું કે, દૈવે પોતાની લીલાનું એક ન્હાનું નાટકજ પોતાની દૃષ્ટિ સમક્ષ ભજવવા માંડયું છે. પોતેજ ફસાઈ પડવાનો છે અગર તો જે ખાડો તેણે બીજાને માટે ખોદ્યો છે તે ખાડામાં તેનેજ પડવાનું છે એની જનાર્દનાચાર્યને માહિતી છે કે? વળી બિચારા વૃદ્ધને પણ એવી કલ્પના આવી હશે કે તેની ધર્મબુદ્ધિ અને પરહિતતત્પરતાજ તેને ભયંકર સંકટ તરફ ખેંચી જશે? એ બન્નેની વચ્ચે ઇશ્વરે સર્વનું સંરક્ષણ કરવાના નિમિત્તરુપે પોતાને મૂક્યો છે એમ વસન્તને લાગ્યું.

બરાબર આઠ વાગ્યાનો સમય થયો. જનાર્દનાચાર્યે 'સાવધ' એવો ઉચ્ચાર કર્યો. એ શબ્દ સાંભળતાની સાથે વસન્ત પણ ઓઢેલી શાલ કાઢી નાખી, કાળો ઓવરકોટ પહેરી, રિવોલ્વરમાં કારતુસો ભરી તેને તૈયાર કરી બાકા તરફ તીક્ષ્ણ દૃષ્ટિથી જોઇ રહ્યો.

નાટકનો પડદો ઉપડતાં પહેલાં પાંચ મિનિટે ઘંટ વગાડવામાં આવીને પ્રેક્ષકોને સાવધાન થવાની સૂચના કરવામાં આવે છે. ઘંટનો અને પડદો ઉપડવાની વચ્ચેનો સમય ઘણો થોડો હોય છે; પરંતુ તે

સુમાંત જેટલો જણાય છે તેમ વસન્તને પણ જણાયું. વસન્ત કંટાળી ગયો, તેવી રીતે જનાર્દનાચાર્ય પણ કંટાળી જઇને મુછો આમળવા લાગ્યો. એવામાં તેણે કોઇનાં પગલાંનો અવાજ સાંભળ્યો. તરતજ જનાર્દનાચાર્ય દ્વાર પાસે ગયો. વસન્ત પણ ધડકતા હૃદયને જોરથી દાબી રાખી ઉભો ઉભો દિવાલના બાકામાં જોઇ રહ્યો.

જનાર્દનાચાર્યે આવનાર વ્યક્તિને ઉદ્દેશીને કહ્યું:—“ પધારો મહાનુભાવ ! ”

વૃદ્ધની મુખમુદ્રા આ સમયે એટલી બધી શાન્ત, વિમળ અને પ્રસન્ન હતી કે તેના તરફ જોતાંજ અંતરમાં આદરભાવ ઉત્પન્ન થાય તેમ હતો. તે અંદર આવીને જનાર્દનાચાર્યના સ્વાગતનો પોતાના પ્રસન્ન હાસ્યથી સ્વીકાર કરતો હતો એવામાં આચાર્યે કહ્યું:—“ આપનું અંતઃકરણ ઘણું દયાર્દ્ર તેમજ વિશાળ છે. આપની પવિત્રતા અને નિર્મળતા સંબંધીની કલ્પના હું કરી શકતો નથી. આવા વૃષ્ટિના અને વાવટોળિયાના વખતે આપ શ્રીકૃષ્ણની માફક દીનજનોનો ઉદ્ધાર કરવાને આવી પહોંચ્યા છો. મહાનુભાવ ! પરમાત્મા આપનું અપાર કલ્યાણ કરો. આપના વૈભવની દિનપ્રતિદિન ઉન્નતિ થાઓ. ”

વૃધ્ધે ઓરડીમાં પ્રવેશ કરી, એક ભાંગી તૂટી ખુરસી ઉપર બેસીને કહ્યું:—“ આપની પુત્રી ક્યાં છે ? ”

“ આપના ગયા પછી તેના હાથની વેદના વધી પડી હતી. હું તેની દવા કરી શકું એવી મ્હારી સ્થિતિ નથી એ આપ સારી રીતે જાણો છો; તેથી મ્હારે તેને ગાડીમાં બેસાડી દવાખાનામાં મૂકી આવવી પડી છે. ન્હાની પુત્રી તેની મ્હોટી બ્હેનની સારવાર કરવાને માટે દવાખાનામાંજ રહી છે ”

“ ઠીક, બપોરે મ્હેં આપને કહ્યું હતું તે પ્રમાણે હું ભાડાની રકમ લેતો આવ્યો છું. વળી તમારા ઘરસંસારના ખરચ માટે પણ હું થોડી રકમ આપતો જઉં છું; તેથી થોડા દિવસ સુધી તમે સારી રીતે તમારા ઘરખરચને નિભાવી શકશો. ”

આ સમયે વૃધ્ધે પોતાની પાછળ બે માણસોની છાયા જોઇ અને તેણે પાછું જોયું તો બે પુરુષોને તેણે ઓરડીમાં આવતા જોયા. એ બન્ને પુરુષો અંદર આવી શેતરંજી ઉપર બેઠા. બન્નેના શરીરનો રંગ તદ્દન કાળો હતો. બન્નેએ પોતાના માથા ઉપર શાસ્ત્રીઓના જેવી ચકરી પાઘડીઓ પહેરી હતી. વૃદ્ધ એ બન્ને પુરુષોનું નિરિક્ષણ

કરતો હતો એવામાં આચાર્યે કહ્યું:—"મહાશય ! આપને ખાસ મંત્રોક્ત આશીર્વાદ આપવાને માટેજ મ્હેં મ્હારા આ બન્ને મિત્રોને અત્રે બોલાવ્યા છે."

બરાબર આ સમયેજ બીજા બે બળવાન્ પુરુષોને વૃદ્ધે અંદર આવતા જોયા. તેમની દાઢી મુછો ઘણી વધેલી હોઇ તેમનાં નેત્રો રાક્ષસનાં નેત્રો જેવાં જણાતાં હતાં. તેઓ પૈકીના એકે જનાર્દનાચાર્યને ઉદ્દેશીને કહ્યું:—"કેમ, આચાર્યજી ! આજે ખેલ ખેલવો છે કે ?"

વૃદ્ધે એ લુચ્ચા પિશાચ પુરુષો તરફ જોયું. ક્ષણ માત્રને માટે વૃદ્ધની વૃત્તિ ચંચળ બની ગઈ; પરંતુ અલ્પકાળમાંજ તેણે આત્મસંવરણ કર્યું. તેની ચંચળતા અદ્રશ્ય થઇ ગઇ. જનાર્દનાચાર્યે સ્મિતહાસ્ય કરીને કહ્યું:—"મહાશય ! આપ એમના તરફ લક્ષ્ય આપશો નહિ. દરરોજ સ્હાંજે અમે બે ઘડી બેસીને ગંજીફો કિંવા સોગટાં બાજી રમીએ છીએ તેથી આજે પણ તેઓ અત્રે રમવાને માટે આવ્યા છે. આપ મ્હારા તરફ જુઓ."

વૃદ્ધે જનાર્દનાચાર્ય તરફ જોયું. આચાર્યનાં નેત્રોમાંની નમ્રતા તદ્દન અદ્રશ્ય થઇ ગઇ હતી. તેની મુખમુદ્રા જાણે કે ઉત્તેજિત અને ક્રૂર બની ગઇ હતી. આચાર્યે ગર્જના કરીને કહ્યું:—"પોણોસો રુપિયા આપનારા ભિખારી ! લોકોની છોકરીઓને ઉપાડી જનાર લફંગા ! તું મ્હને ઓળખી શકયો છું કે હું કોણ છું ?"

વૃદ્ધની પાસે ચાર યમદૂતો અને સ્હામે એક નિષ્ઠુર પિશાચ હોવા છતાં તેની ચિત્તવૃત્તિ અસ્થિર નહિ બની જતાં વસન્તનીજ ચિત્તવૃત્તિ અસ્થિર બની ગઇ. જનાર્દનાચાર્યની ઉત્તેજિત મૂર્તિ જોવામાં આવતાં પોતાની સ્હામે સાક્ષાત શયતાનજ ઉભો રહ્યો છે એમ તેને લાગ્યું. પોતાના શ્વાસને દબાવી રાખી વસન્ત ચાલતા નાટકનું એક દષ્ટિથી દર્શન કરવા લાગ્યો. તેની સકળ ઇંદ્રિયોની શક્તિ તેનાં નેત્રોમાં સમુદિત થઈ હતી. વસન્ત આ વખતે પંચેન્દ્રિય પ્રાણીના કરતાં એકેન્દ્રિય પ્રાણીજ થયો હતો.

વૃદ્ધની સ્હામે ટટાર ઉભા રહી, છાતી ઉપર હાથ મૂકી જનાર્દનાચાર્યે રાક્ષસી ક્રૂરતાથી પૂછ્યું:—"બદમાશ ! ત્હેં મ્હને ઓળખ્યો કે ?"

વૃદ્ધે અત્યંત સ્વસ્થ ચિત્તે ઉત્તર આપ્યો:—"ના."

વૃદ્ધની પાસે જઈ તેના ખભા ઉપર એક હાથ મૂકી બીજા

હાથથી તેના શરીરને હલાવીને જનાર્દનાચાર્યે પૈશાચિક સ્વરે કહ્યું:—
" શયતાન ! મ્હારું નામ જનાર્દનાચાર્ય નથી, હું ભિક્ષુક નથી; પરંતુ પ્રતિષ્ઠિત દુકાનદાર છું. ગોવિંદપુરમાં તું મ્હારે ત્યાં આવ્યો હતો ને ? મ્હારું નામ કેશવલાલ છે. બદમાશ ! બરાબર લક્ષ્યમાં રાખ કે, મ્હારું નામ કેશવલાલ છે. હવે તું મ્હને ઓળખી શક્યો છે કે નહિ ? "

વૃદ્ધની મુખમુદ્રા ઉપર સહજ પણ ફેરફાર થયો નહિ. તેની સ્થિર તેમજ શાન્ત વૃત્તિ પ્રથમની માફક કાયમ હતી. તેનો કંઠ સ્વર પ્રથમના જેવોજ પ્રેમસૂચક અને સ્પષ્ટ હતો. તેણે કહ્યું:—" ના–હજી હું તમને ઓળખી શક્યો નથી."

હિમાલયનાં શિખરો ઉપરથી ભીમવેગથી દોડી આવતી ભાગીરથી ને જન્હુરુષીએ પોતાની સત્વધીર વૃત્તિથી જેવી રીતે શાન્ત તેમજ શીતળ કરી તેવીજ રીતે કેશવલાલનો સઘળો આવેશ અને ક્રોધ વૃધ્ધે પોતાની પ્રશાન્ત, ધીર ગંભીરતાથી દૂર કરી નાખ્યો. પોતાનાથી જ્યારે બીજો કોઈ શક્તિશાળી મનુષ્ય વિરૂપી પક્ષમાં જોવામાં આવે છે ત્યારે જેવી રીતે મનુષ્ય સહજ શાન્ત થઇ જાય છે તેવીજ સ્થિતિ અલ્પકાળને માટે કેશવલાલની થઇ. વૃદ્ધની પાસે ઉભા રહીને તેણે કહ્યું:—
" બદમાશ ! તુંજ મ્હારા નાશનું કારણ થયો છે. જ્યારથી પાંચસો રૂપિયા આપીને તું શ્રીમંત માબાપની પુત્રીને મ્હારી પાસેથી બળાત્કારે લઇ ગયો ત્યારથી મ્હારી દુર્દશાનો પ્રારંભ થયો છે. હમ્મેશાં ચાર તોલા સોનું આપનારા મણીને તું લાંચ આપીને મ્હારી પાસેથી ચોરી ગયો છે; પરંતુ આજે હું મ્હારા વૈરની વસુલાત લઇશ ! આજે હું ત્હારી પાસેથી હજારો રૂપિયા કઢાવીશ. ત્હારા શરીરના વજન જેટલો રૂપિયાનો ઢગલો અહિં થશે તોજ આજે તું જીવતો રહી શકીશ ! નહિ તો આજે ત્હારું આયુષ્ય પૂર્ણ થશે કહે કે હવે તું શું સમજ્યો?"

વૃધ્ધે સ્વસ્થ ચિત્તે ઉત્તર આપ્યો:—" તું ભામટો છે એમ હું આજે ચોક્કસ સમજી શક્યો છું. "

આ ભામટો શબ્દ સાંભળતાની સાથે કેશવલાલ, તેની પત્ની કાળિકા અને કેશવલાલના સઘળા સાથીદારો અપાર ક્રોધે ભરાયા આવેશસૂચક સ્વરે કેશવલાલે કહ્યું:—" જ્યારે હું ભામટો છું ત્યારે તું કોણ છે ? ધર્મના સ્વરૂપમાં અધર્મી કૃત્યો કરનાર તું કોણ છે ? તું શ્રીમંત ભામટો–મ્હારા જેવા દરિદ્રોનું લોહી પીનારો વિકાળ કાળ છે. આજે હું ત્હારી કેવી દુર્દશા કરું છું, તથા મ્હારા વૈરની વસુલાત

કેવી રીતે લઉં છું તેનો અલ્પકાળમાંજ તને અનુભવ થશે."

બરાબર આ સમયે એક પુરુષને બ્હાર નીકળતો કેશવલાલે જોયો. તેણે એ પુરુષને ઉદ્દેશીને કહ્યું:—"બહાદુરખાન! સઘળી તૈયારી થઇ છે ને? ગાડી ક્યાં છે? સીતારામ ક્યાં છે?"

"ગાડી તૈયાર છે. સીતારામ રાધાબીબીની સાથે નીચે વાતચિત કરે છે."

કેશવલાલનાં અને તેના સાથીદારોનાં નેત્રો એ નવા આવેલા ઇસમ તરફ હતાં; પરંતુ વૃદ્ધનાં નેત્રો સ્હામેની ભીંતમાં પડેલા વિશાળ કાણા તરફ હતાં, બીજી ઓરડીના દ્વાર પાસે કાળિકા બે પુરુષો સાથે વાતચિત કરી રહી હતી. જનાર્દનાચાર્યના બીજા બે સાથીદારો ગુંચાયલા દોરડાને ત્વરાથી ઉકેલતા બહાદુરખાન તરફ જોઈ રહ્યા હતા. બાકી તરફ કોઇની દૃષ્ટિ નહોતી. વૃદ્ધ પુરુષે એક વખત સૌના તરફ વિદ્યુત્કટાક્ષ ફેંક્યો, તથા દિવાલમાં પડેલા કાણા તરફ તેની દૃષ્ટિ ક્ષણ માત્રને માટે કાયમ રહી. એક હસ્તપ્રહારની સાથે સાથેજ એ કાણામાંથી પોતે સહેલાઇથી પલાયન કરી શકશે એમ વૃદ્ધે વિચાર્યું. વૃદ્ધ એકાએક ઉઠીને એ કાણા પાસે ગયો અને તેણે પોતાના હસ્તપ્રહારથી એ કાણાની આસપાસની કેટલીક ઇંટો પણ ખસેડી નાખી આ પ્રસંગે જો વસન્ત આઘો ખસી ગયો ન હોત તો તેનું મસ્તક ફુટી જાત; પરંતુ વખત વિચારી તે દૂર ખસી જઇ એક ખુણામાં છુપાઇ ગયો હતો.

વૃદ્ધ કાણામાંથી બ્હાર નીકળી જવાનો પ્રયત્ન કરતો હતો એવામાં એક સાથે ચૌદ હાથ તેના ઉપર ઉપડયા—વૃદ્ધનું અડધું શરીર કાણાની પેલી બાજુએ અને અડધું શરીર આ બાજુએ લટકી રહ્યું. આ સમયે સાહસિકતાથી વસન્તે વૃદ્ધના કાનમાં કહ્યું:—"આપ નિશ્ચિંત્ત રહેજો. હું અહિં છું એમ કોઇને માલૂમ પડવા દેશો નહિ. હું જ્યારે તમારું રક્ષણ કરવાને ઉપસ્થિત થઉં ત્યારે તમે આ કાણામાંથી મ્હારી આ ઓરડીમાં ઉતરી સ્હામેની બારી ઉઘાડી પાછલે રસ્તેથી પલાયન કરી જજો."

વૃદ્ધના હૃદયમાં હિમ્મત આવી. તે પાછો કેશવલાલની ઓરડીમાં ઉતરી પડયો. કેશવલાલના સાથીદારો વૃદ્ધને મારવાની તૈયારી કરવા લાગ્યા, અને વસન્ત રિવૉલ્વરનું લક્ષ્ય તાકવા લાગ્યો. આ સમયે કેશવલાલે કહ્યું:—"જવાદો—એને મારશો નહિ."

વસન્તનો હાથ નરમ થઈ ગયો. કટાકટીનો પ્રસંગ દૂર થયો. કેશવલાલે તેના સાથીદારોને આજ્ઞા કરી કેઃ-" આ લુચ્ચાને ખુરસી સાથે બાંધી દઈ તેની તપાસ કરો. "

એક સરદારની માફક કેશવલાલ હુકમો છોડતો હતો અને સૈનિકો પ્રમાણે તેના સાથીદારો તેના હુકમો પ્રમાણે વર્ત્તતા હતા. કેશવલાલે તેની પત્નીને ઉદ્દેશીને કહ્યું:-" તું હમણાં દૂર ઉભી રહે-ત્હારી કામગિરી હજી બાકી છે. "

ઉંચા પર્વતોના જેટલી ઉંચાઇ સુધી ઉછાળા મારતો સમુદ્ર એકાએક જેવી રીતે શાન્ત થઈ જાય તેવી રીતે વૃદ્ધ પણ પાછો શાન્ત થઈ ખુરસી ઉપર બેસી ગયો, અને લુચ્ચાઓને તેમની ઇચ્છામાં આવે તેમ કરવા દેવા લાગ્યો. તેણે કોઇ પણ પ્રકારની તકરાર કર્યા સિવાય પોતાના શરીરની શત્રુઓને તપાસ કરવા દીધી. એ તપાસમાં ભામટાઓને કાગળની એક કાપલી સુદ્ધાં મળી આવી નહિ. આ પ્રકાર જાણવામાં આવતાંજ કેશવલાલે ઓષ્ઠ સાથે દાંત પીસીને, નિરાશ બની જઇને કહ્યું:—" ભામટો પૂરેપૂરો પહોંચેલો છે. ( પોતાના સાથીદારો તરફ જોઇને ) એના પગ ખુરસીની આગળ બાંધો અને હાથ પાછળ બાંધો. "

આજ્ઞાનુસાર કાર્ય થઇ ગયા પછી કેશવલાલે વૃદ્ધની સ્હામે ઉભા રહીને કહ્યું:—" લુચ્ચા ! આજે અમે કાંઇ તને સહેલાઇથી છોડવાના નથી. અમારી સાતજણની આગળ ત્હારા એકલાનું કાંઇ ચાલી શકે તેમ નથી. તું સ્વેચ્છાથીજ અમારી જાળમાં ફસાયો છે ! મ્હારાં વચનોનો અર્થ તું સમજી શકયો છે કે ? "

" તું સઘળી હકીકત સ્પષ્ટતાથી કહે તો સૌ કોઇ ત્હારું કહેવું સમજી શકે સૌનાં ભેજાં કાંઇ ત્હારા ભેજા જેટલાં ચાલાક હોતાં નથી. " વૃદ્ધે તિરસ્કારસૂચક સ્વરે કહ્યું.

" એવો કયો માણસ જગતમાં છે કે જે પોતાનું ખૂન થવાના પ્રસંગે પણ સહાયતા માટે બૂમરાણ ન કરે ? જગતમાં તું મનુષ્ય નહિ પરંતુ સાક્ષાત રાક્ષસ છે. જો ત્હેં સહાયતા મેળવવાને માટે બૂમો પાડી હોત તો મ્હને સહજ પણ આશ્ચર્ય લાગત નહિ. ત્હેં બૂમો પાડી નથી એ માટે મ્હને ઘણું આશ્ચર્ય ઉપજે છે. જો ત્હેં બૂમરાણ કર્યું હોત તો લોકો જાગી ઉઠત લોકોની સાથે સાથેજ પોલિસ અને પોલિસની સાથે ક્રૂર ન્યાયદેવતા તીક્ષ્ણ તલવાર લઇને દોડી આવત;

એ માટે અમે પ્રથમથીજ પૂરતી સાવધાનતા રાખી છે; છતાં ત્હેં બૂમરાણ કર્યું નથી, સહાયતા પ્રાપ્ત કરવા માટે ત્હેં કશો પ્રયત્ન કર્યો નથી; તેથી તું પોલિસ કિંવા ન્યાયદેવતાનો ઘણો ભય રાખે છે એવો નિશ્ચય હું કરી શકું છું. અમારી માફક તું પણ પોલિસનો ભય રાખે છે તેથીજ ત્હેં બૂમો મારીને પોલિસને નિમંત્રણ કર્યું નથી. તેથી અમે હવે વિશેષ નિર્ભય થયા છીએ. હજી પણ આપણે મારામારી કરીને આપણો રસ્તો કરીએ તેના કરતાં સલાહ સંપથી આપણો હેતુ પાર ઉતારીને આપણે જૂદા જૂદા રસ્તે ચાલ્યા જઇએ એમાં ઉભય પક્ષનું કલ્યાણ છે. હવે કહે કે તું સહેલાઈથી અમારી સાથે નિકાલ કરવા તૈયાર છે કે કેમ ?"

વૃદ્ધે કેશવલાલ તરફ દૃષ્ટિ સુદ્ધાં કર્યા સિવાય કહ્યું:—" ના—હું ત્હારી સાથે કોઈ પ્રકારનો નિકાલ કરવાને તૈયાર નથી. પરમાત્મા સિવાય જગત્‌માં મ્હને અન્ય કોઇનો ભય નથી. "

કેશવલાલે કહ્યું:—" આપસ આપસમાં નિકાલ કરવામાં આપણું બન્નેનું હિત છે. તું મ્હને માત્ર વીસ હજાર રૂપિયા આપ. હું ચોક્કસ ધારું છું કે, આટલી રકમ તું મ્હને સહેલાઈથી આપી શકીશ. આટલી બધી ખટપટના બદલામાં મ્હને બે વર્ષ સુધી હું મૉજશૉખમાં મ્હારા દિવસો પસાર કરી શકું એટલી રકમ તો અવશ્ય મળવી જોઇએ. માત્ર વીસહજાર રૂપિયા લઈનેજ હું સંતુષ્ટ થઇશ. ભવિષ્યમાં હું તને કદાપિ સતાવીશ નહિ. હવે કહે કે ત્હારો શો વિચાર છે ? મ્હારી માગણી તું કબૂલ કરે છે કે નહિ ? "

વૃદ્ધે કશો ઉત્તર આપ્યો નહિ. કેશવલાલે કહ્યું:—" ભૈરવાચાર્ય! પેલો લખવાનો સરસામાન અહિં લાવ. ( વૃદ્ધ તરફ જોઇને ) મહાનુભાવ ! આ કાગળ હાથમાં લ્યો અને એમાં હું કહું એ હકીક્ત લખો. તમને લખતાં આવડે છે એ હું સારી રીતે જાણું છું; માટે આ પ્રસંગે અભણ ન બની જશો !"

આમ છતાં વૃદ્ધને સ્તબ્ધ રહેલો જોઇ કેશવલાલે તેને ધમકાવીને કહ્યું:—" જલદી લખ—લખે છે કે નહિ ? "

વૃદ્ધે હસીને કહ્યું:—" તમે જોઇ શકતા નથી કે, મ્હારા હાથ બાંધેલા છે તેથી હું કેવી રીતે લખી શકું ? "

કેશવલાલે કહ્યું:—" ખરું છે, હું એ વાત તદ્દન ભૂલી ગયો હતો એ માટે મ્હને ક્ષમા આપ. "

પછીથી ભૈરવાચાર્યે વૃદ્ધના હાથપગ છોડી નાખ્યા. પછીથી શાહીમાં કલમ બોળી, કલમ વૃદ્ધના હાથમાં આપીને કેશવલાલે કહ્યું:—તમે અમારા કેદી છો અત્યારે તમારું જીવન અમારા હાથમાં છે. અમારા હાથમાંથી આજે તમને છોડાવી શકે એવું વિશ્વમાં એક પણ મનુષ્ય નથી. હમણાં અમે તમારી પાસે જે પત્ર લખાવીએ છીએ એ પત્રનો નિકાલ થઇ થાય સુધી તમારે અમારાકેદી તરીકે જ રહેવું પડશે. આ સઘળી બાબતનો મનમાં પૂર્ણ વિચાર કરીને ખરા નામથી પત્ર લખો. ”

“ કોને લખું ? ”

“ તમારી કન્યાને. ”

વૃદ્ધ ક્ષણ માત્રને માટે ચંચળ બની ગયો. કેશવલાલ પત્રમાં લખવાની હકીકત બોલાવા લાગ્યો.

“ પ્રાણાધિકા કન્યા !

જનાર્દનાચાર્યના તથા તેમની સૌભાગ્યવતી પત્નીના આગ્રહને લીધેજ હું તેમને ત્યાં ભોજન કરવાને માટે રોકાયો છું; મ્હારા એકલાની હાજરીથી તેમને સંતોષ થતો નહિ હોવાથી આચાર્યપત્ની તને તેડવા માટે આવ્યાં છે. કોઇ પણ પ્રકારની શંકા રાખ્યા વિના તું તેમની સાથે અહિં આવજે. ગરીબ બ્રાહ્મણને નિરાશ કરવો એ આપણું કર્ત્તવ્ય નથી.”

લી. ત્હારો પિતા ”

વૃદ્ધની કલમ અટકી તેણે તીક્ષ્ણ દૃષ્ટિથી પુનઃ કેશવલાલ તરફ જોયું. કેશવલાલે હસીને કહ્યું:—“ કેમ, અટક્યા કેમ ? સહી કરવાને માટે કે ? સહી કર્યા સિવાય કાગળ સત્ય કરી શકતો નથી. ત્હારું નામ શું છે ?”

“ ગોવિંદપ્રસાદ. ” વૃદ્ધે ઉત્તર આપ્યો અને પત્ર ઉપર પણ તેણે એજ નામની સહી કરી.

પછીથી પત્ર હાથમાં લઇ, વાંચી તેને વાળતાં વાળતાં કેશવલાલે કહ્યું:—“ હવે ઠેકાણું લખો. તમારું રહેઠાણ અનુમાનથી ક્યાં આવેલું છે એ હું જાણું છું. તમે વારંવાર બાબુલનાથ તરફ જોવામાં આવતા હતા તેથી એટલામાંજ તમારું નિવાસસ્થાન હોવું જોઇએ.”

વૃદ્ધે ક્ષણપર્યન્ત કાંઇ વિચાર કરી, શિરનામું લખી એ પત્ર પુનઃ કેશવલાલના હાથમાં આપ્યો. કેશવલાલે શિરનામું વાંચી, તેની

પત્નીને પાસે બોલાવીને કહ્યું:-" ભૈરવાચાર્યને સાથે લઇ, ગાડીમાં બેસી તું આ ઠેકાણે જા. કામ પાર ઉતારીને સત્વર પાછી આવજે. પત્રને સંભાળજે. એ પત્ર નથી, પરંતુ વીસ હજાર રૂપિયાની હુંડી છે, સમજી ?!"

પોતાના ચારે સાથીદારોને સાવધાન કરી કેશવલાલ કાળિકાની સાથે નીચે ગાડી સુધી ગયો. વસન્ત આ સઘળો હૃદયવિદારક દેખાવ જોઇને સ્વગત વિચારવા લાગ્યો કે:-" અરે આ નીચ માણસોની પ્રપંચજાળમાં બિચારી નિર્દોષ બાળિકા ફસાઇ પડશે. ભરેલી સભામાં દુષ્ટ દુર્યોધને દ્રૌપદીની જેવી દુર્દશા કરી હતી તેવીજ દુર્દશા આ દુષ્ટો એ સૌન્દર્યલતિકાની કરશે. અને મ્હારે એ હૃદયભેદક દેખાવનું દર્શન કરવું પડશે. અરેરે ! મ્હેં સાવધાન થઇને શા માટે મ્હારી પાસેની રિવૉલ્વરનો અત્યાર સુધી ઉપયોગ કર્યો નહિ. અરેરે ! હવે આ રિવૉલ્વર શા કામની છે ?" આવા અસંખ્ય વિચારો વસન્તના અંતરમાં ઉપસ્થિત થયા. વસન્ત કિંકર્ત્તવ્યવિમૂઢ બની ગયો. આવી સ્થિતિમાં અડધો કલાક પસાર થયો. વૃદ્ધ નિશ્ચિંત જીવે ખુરસી ઉપર આડો પડયો હતો. કેશવલાલ પાછો આવીને અધીરતાથી એ ઓરડીમાં આમતેમ આંટા મારતો હતો. ઘણા સમય પછી તેણે વૃદ્ધ તરફ દૃષ્ટિ કરીને કહ્યું:-" ગાડી થોડા સમયમાંજ પાછી આવશે. શાન્તિલતા તમારીજ પુત્રી છે એ માટે મ્હને કશી શંકા નથી. મ્હારી પત્ની અને ભૈરવાચાર્ય તમારી જીવનાધિકા કન્યાને અમારા એક જૂદા ગુપ્ત સ્થળે લઈ જઇને કેદ કરી રાખશે. પછીથી તેઓ બન્ને અહિં આવી મ્હને સઘળી હકીકતથી માહિતગાર કરશે. ત્યારપશ્ચાત અમે તમને મુક્ત કરીશું. જ્યારે વીસ હજાર રૂપિયા અમને મળશે ત્યારેજ અમે તમારી પુત્રીને તમારે સ્વાધીન કરીશું. તમને મુક્ત કર્યા પછી જો તમે પોલિસની સહાયતાથી અમને કેદ પકડવાની ખટપટ કરશો તો શાન્તિલતા જેવા કોમળ પુષ્પને અમે ખૂંદી નાખીશું-તેનું ખૂન કરીશું !"

વસન્ત આ વચનો સાંભળી અતિ ચિંતાતુર બની ગયો; કિન્તુ વૃદ્ધની મુખમુદ્રા ઉપર કશો ફેરફાર થયો નહિ. કેશવલાલે પુનઃ કહ્યું:-વિના કારણ રક્તપાત કરવાની અમારી અભિલાષા નથી. જ્યારે અમે નિરુપાય થઇશું ત્યારેજ અમે શાન્તિલતાનું ખૂન કરીશું."

વસન્ત વિચારવા લાગ્યો:--" શું શાન્તિલતાને-મ્હારી આરાધ્ય

દેવીને અહિં નહિ લાવવામાં આવે ? ત્યારે આ દુષ્ટો તેને ક્યાં રાખશે ? તેઓ તેને કેટલું બધું દુઃખ દેશે ? હું હિરાલાલને સંકેત કરું કે ! અરેરે ! શાન્તિલતાની ભાવી સ્થિતિની કલ્પના કરતાં મ્હારું કાળજું કંપી ઉઠે છે. મ્હેં જો પ્રથમથીજ રિવૉલ્વરનો ઉપયોગ કરી નરપિશાચ જનાર્દનાચાર્યનું ખૂન કર્યું હોત તો મ્હારી શાન્તિલતાના શિર ઉપર આવું મહાન્ સંકટ આવી પડત નહિ. મ્હારી ભૂલથીજ તેની દુર્દશા થઇ છે. ”

વસન્તની સઘળી શક્તિ અને બુદ્ધિ હરી ગઇ. શસ્ત્રશક્તિ અને ધૈર્ય હોવા છતાં તે દુર્બળ બની ગયો. આવી અનિવાર્ય દુર્બળતા પૃથ્વી ઉપર ભૂતકાળમાં કોઈ પણ વીરને આવી નહિ હોય. ધીમે ધીમે કેશવલાલનું પ્રપંચ નાટક જેમ જેમ વિશેષ ભયંકર બનવા લાગ્યું તેમ તેમ વસન્તની બુદ્ધિ શુદ્ધિ ગૂમ થઈ જવા લાગી. નિરાશાના ભીષણ અંધકારનુંજ તે દર્શન કરવા લાગ્યો. એવામાં જ્યારે કાળિકા પાછી આવી પહોંચી ત્યારે વસન્ત પુનઃ શુદ્ધિમાં આવ્યો. કાળિકાએ અપાર ક્રોધાવેશમાંજ કહ્યું:–“ એ લુચ્ચાએ તદ્દન ખોટું ઠેકાણું આપ્યું હતું. અમે રખડી રખડીને છેક કંટાળી ગયાં. ”

“ શું ખોટું ઠેકાણું લખાવ્યું ?” કેશવલાલે ગર્જના કરીને પૂછ્યું.

“ એણે જે ચાલીનું નામ આપ્યું હતું એ ચાલીમાં ગોવિંદપ્રસાદ નામનો કોઇ પણ માણસ રહેતો નથી. એ લુચ્ચો ઘણો બદમાશ છે. એના પર સહજ પણ વિશ્વાસ મૂકવા ઉચિત નથી. આપણે એની લુચ્ચાઇનો પ્રથમથીજ વિચાર કરવો જોઇતો હતો. તમે એની લુચ્ચાઇમાં ફસાઇ પડયા અને મ્હને વિના કારણ રખડાવી. હું હવે એ લુચ્ચા બદમાશને બાળી નાખીને પણ તેના મુખમાંથી ખરું ઠેકાણું કઢાવીશ, અને એટલું કરતાં પણ જો એ ખરું ઠેકાણું નહિ આપે તો હું એને કાપી નાખીશ. ” કાળિકાએ પોતાનો ક્રૂરત ભાવ પ્રદર્શિત કરી.

વસન્તનો જીવ સ્થિર થયો. તેના આનંદની સીમા રહી નહિ. પુનઃ તેના અંગમાં અપાર બળ આવ્યું.

“ ગોવિંદપ્રસાદ ! ખોટું ઠેકાણું આપવામાં તમારો શો ઉદ્દેશ હતો ?” કેશવલાલે તીક્ષ્ણ દૃષ્ટિથી વૃદ્ધ તરફ જોઇને પૂછ્યું.

“ વખત ગૂમાવવાનોજ મ્હારો ઉદ્દેશ હતો. બદમાશો ! તમારી સાથે મારામારી કરીને હું પ્રાણ બચાવવાનો પ્રયત્ન કરતો નથી,

જીવનની મ્હને પરવાહ નથી—મૃત્યુનો મ્હને સહજ પણ ભય નથી; છતાં તમે સૌ એટલું ચોક્કસ સમજી રાખજો કે જે હકીકત હું તમને કહેવાને ઇચ્છિતો નથી, તથા જે કાર્ય કરવાની મ્હારી વૃતિ નથી તે હકીકત તમે મ્હારા મુખમાંથી કાળાંતરે પણ સાંભળી શકશો નહિ તેમજ એ કાર્ય કરાવી શકશો નહિ. મ્હારી હિમ્મત તમારે જોવી હોય તો લ્યો હું જાતેજ બતાવું છું."

આમ કહીને વૃદ્ધે સળગતા ફાનસમાંનું ગ્યાસલેટ પોતાના ડાબા હાથ ઉપર રેડયું, અને પછી દીવાસળીથી તેણે પોતાનો હાથ સળગાવ્યો. તરતજ હાથ ઉપરની ચામડી બળવા લાગી. ચામડી નીચેનું માંસ ખદખદવા લાગ્યું. આ ભીષણ પ્રકાર વસન્ત સ્પષ્ટતાથી જોઇ શકયો. તે ચમકી ઉઠયો. કેશવલાલ, તેના સાથીદારો અને કાળિકા વગેરે પણ આ દેખાવનું દર્શન કરી કંપી ઉઠયાં. એવામાં ભૈરવાચાર્યે પાણીનો ભરેલો ઘડો લઇ આવી તેમાનું પાણી વૃદ્ધના સળગતા હાથ ઉપર રેડી દીધું. તરતજ અગ્નિદેવ શાન્ત થયા.

વૃદ્ધે પોતાની ખુરસી ઉપર બેસી હસીને કહ્યું:—"જો કે મ્હારો દેહ તમારા તાબામાં છે; પરંતુ મ્હારું મન સ્વતંત્ર છે. એ વાયુના જેવું મોકળું છે."

કેશવલાલે કહ્યું:—"ગોવિંદપ્રસાદ! મૃત્યુનો ભય ન રાખે એવું જગતમાં એક પણ મનુષ્ય નથી. હજી પણ કહું છું કે ત્હારા દુરાગ્રહનું પરિણામ ઘણું માઠું આવશે. તીક્ષ્ણ કટારથી હું ત્હારા શરીર ઉપરનું ચામડું ઉતારીશ."

વૃદ્ધે પૂર્વવત્ સ્વરે કહ્યું—"તું ત્હારી ઇચ્છા હોય તેમ કર."

તરતજ કસાઇ કેશવલાલ એક તીક્ષ્ણ ધારવાળી કટાર લઇ આવ્યો અને તેણે કહ્યું:—"પગથી ચીરવા માંડું કે છાતીજ વીંધી નાખું?"

નિષ્ઠુર કાળિકાએ ગર્જના કરીને કહ્યું:—"એ બદમાશની છાતીજ વીંધી નાખો, અને મ્હને એના હૃદયના ગરીમ લોહીમાં સ્નાન કરવા દો!"

રાક્ષસી કાળિકાને દૂર ખસેડી કેશવલાલે કહ્યું:—"કેમ ગોવિંદપ્રસાદ! હજી પણ મ્હારું કહ્યું માનવું છે? મ્હને વીસ હજાર રૂપિયા આપી મુક્ત થવું છે?"

વૃદ્ધે ઉત્તર આપવાને બદલે તુચ્છતાથી એક વખત કેશવલાલના

તરફ જોયું. કેશવલાલે પણ હાથમાંની તીક્ષ્ણ કટાર વૃદ્ધના હૃદયમાં ખોસી દેવાને માટે ઉંચી કરી. એક ક્ષણમાંજ વૃદ્ધની જીવનલીલાનો અંત આવત; પરંતુ એટલામાં એક ગોળી ભીષણ અવાજની સાથે કેશવલાલ પાસે આવીને પડી. ભૈરવાચાર્ય મ્હોટેથી બૂમ પાડી ઉઠ્યો. કાળિકા ગભરાઈ જઇ વાયુથી ધ્રૂજતી લતાની માફક ધ્રૂજતી એક ખુણામાં ઉભી રહી. કેશવલાલ તેના સાથીદારો તરફ જોઇને બોલી ઉઠયો:—દોસ્તો, સત્વર પલાયન કરી જાઓ નહિ તો આપણે સૌ ફસાઇ પડીશું."

પરંતુ બદમાશો પલાયન કરી શક્યા નહિ. અલ્પકાળમાંજ કમીસનરનો મદદનીશ હિરાલાલ ત્યાં આવી પહોંચ્યો. તેના હાથમાં પિસ્તોલ હતી તેથી લુચ્ચાઓ જીવ જવાના ભયથી પલાયન કરી જવાનું સાહસ કરી શકયા નહિ. તેઓમાંના કોઇએ હિરાલાલ તરફ કટાર ધરી રાખી તો કોઇએ પિસ્તોલ ધરી રાખી. હિરાલાલે કહ્યું:—"બદમાશો ! હવે તમારું કાંઈ વળી શકે તેમ નથી. તમે કોઈ પણ પ્રકારની હરકત કર્યા સિવાય મ્હારે સ્વાધીન થાઓ."

બહાદુરખાને કેશવલાલ તરફ જોઇને કહ્યું:—"કેશવલાલ ! આ રાક્ષસથી હું ઘણો બ્હીઉં છું. તુંજ મ્હારી પાસેની પિસ્તોલથી એનો જીવ લે."

"ઠીક છે, હુંજ એનો જીવ લઉં છું." આમ કહી, બહાદુરખાનના હાથમાંની પિસ્તોલ લઈ કેશવલાલ હિરાલાલના અંગ ઉપર ધસ્યો.

હિરાલાલનામાં અપાર ધૈર્ય હતું. તેણે કેશવલાલ તરફ જોઇને કહ્યું:—" દુષ્ટ ! મ્હને પિસ્તોલ મારીને તું કાંઇ બચી જાય તેમ નથી. પચીસ પોલિસ સિપાહીઓની એક ટુકડીને હું બ્હાર ઉભી રાખીનેજ અહિં આવ્યો છું !"

કેશવલાલ આ વચનો સાંભળી કિંકર્ત્તવ્યવિમૂઢ બની ગયો. બહાદુરખાન નિરુપાયે હિરાલાલને સ્વાધીન થઇ ગયો. બરાબર આ સમયે હાથમાં ભરેલી રિવૉલ્વર લઇને વસન્ત પણ દિવાલમાંના વિશાળ કાણામાંથી ત્યાં આવી પહોંચ્યો. કેશવલાલ અપાર ક્રોધે ભરાઈ દાંતથી ઓષ્ઠ પીસીને વસન્તના તરફ વારંવાર દૃષ્ટિપાત કરવા લાગ્યો. હિરાલાલે વસન્તને પોલિસપાર્ટીને બ્હારથી બોલાવી લાવવાનું કહ્યું. સઘળા પોલિસો અલ્પકાળમાંજ કેશવલાલની ઓરડીમાં આવી પહોંચ્યા. કેશવલાલ અને તેના સઘળા સાથીદારો નિરુપાયે હિરાલાલને આધીન થયા




કેશવલાલ તેના સાથીદારો તરફ ફરીને બોલી ઉઠ્યો:—" દોસ્તો, સત્વર પલાયન કરી જાઓ નહિ તો આપણે સૌ કસાઈ મરીશું." [પૃષ્ઠ ૧૨૨]

હિરાલાલે વૃદ્ધના હાથ પગ છોડી નાખવાની એક સિપાહીને આજ્ઞા કરી. વૃદ્ધ મુક્ત થયો. તે કમીસનરના મદદનીશ હિરાલાલને બરાબર પિછાની ગયો હતો; તેથી હિરાલાલ જ્યારે સઘળા કેદીઓને સાથે લઈ ઓરડીની બ્હાર નીકળ્યો ત્યારે વૃદ્ધ ચુપકીદીથી દિવાલના બાકા-માંથી વસન્તની ઓરડીમાં ઉતરી, એ ઓરડીની પાછલી બારીમાંથી કૂદી પડી પલાયન કરી ગયો. સૌના બ્હાર નીકળ્યા પછી હિરાલાલે તપાસ કરી તો તેણે વૃદ્ધને બ્હાર નીકળેલો જોયો નહિ. તેથી તે પાછો કેશવલાલની ઓરડીમાં આવ્યો; પરંતુ વૃદ્ધ તો ત્યાંથી પલાયન કરી ગયો હતો. આવો પ્રકાર જોવામાં આવતાં હિરાલાલે સ્વગત વિચાર્યું:–"એ રંગનાથજ હોવો જોઇએ. આજે તે મ્હને છેતરીને યુક્તિથી નાશી ગયો છે; પણ ટૂંક સમયમાંજ હું તેને મ્હારો કેદી બનાવીશ."

આમ સ્વગત કહીને તે ચાલ્યો ગયો. કેશવલાલની પત્ની કાળિકા તેમજ તેની મ્હોટી પુત્રી ગુલાબને પણ તેણે કેદ કરી હતી. અસ્તુ.



## પ્રકરણ ૧૫ મું.



### સ્નેહની સાંકળ.

સમસ્ત હિન્દુસ્તાનમાં મુંબાઈ સિવાય અન્ય કોઇ સ્થળે પોતાને આશ્રય મળવાનો નથી એવી રંગનાથની દૃઢ માન્યતા હોવાથી તે જીવનું જોખમ ખેડી, પોતાની મુક્તિ કરી લઇ મુંબાઇમાં આવીને જ રહ્યો હતો. આમ છતાં કદાચ એકાએક સંકટ આવી પડે તો સહેલાઇથી સંકટમુક્ત થવાને માટે તેણે મુંબાઇમાં બે મકાન રાખ્યાં હતાં. આ બન્ને સ્થાનોએ બબ્બે મહિના સુધી રહેવાનો તેનો નિયમ હતો. ઘરકામને માટે શિવગંગા નામની એક વૃદ્ધા સ્ત્રીને તેણે રાખી હતી. શિવગંગા થોડી બ્હેરી, આંખોએ ઝાંખવાળી અને દાંત પડી ગયેલા હોવાથી બોબડી તથા શક્તિહીન હતી. રંગનાથને ઘરકામ માટે આવીજ વૃદ્ધાની આવશ્યકતા હતી.

રંગનાથે પોતાના મકાનના ચાર વિભાગ કર્યા હતા. તે પૈકીનો એક વિભાગ તેના તાબામાં, બીજો વિભાગ શાન્તિલતાના તાબામાં અને બીજા બે વિભાગો શિવગંગાના તાબામાં હતા. શાન્તિલતાની

ઓરડી અતિ સુંદર તેમજ વિવિધ વસ્તુઓથી સુસજ્જિત હતી. એ ઓરડીનાં બારી બારણાં ઉપર ફૅન્સી પડદા ઝૂલતા જોવામાં આવતા હતા. નીચેની જમીન ઉપર શેતરંજી બિછાવવામાં આવેલી હતી. ઓરડીમાં એક બાજુએ એક નકશી કામ કરેલો મૂલ્યવાન્ પલંગ હતો, તથા તેમાંની શય્યા ઘણી સ્વચ્છ તેમજ સુંવાળી હતી. શાન્તિલતાના ઉપયોગની પ્રત્યેક વસ્તુ એ ઓરડીમાં યથાસ્થાને ગોઠવવામાં આવી હતી. એક કાચનાં બારણાવાળા કબાટમાં શાન્તિલતાનાં સુંદર મૂલ્યવાન્ વસ્ત્રો રાખવામાં આવ્યાં હતાં. ઓરડીની વચ્ચે પડેલા એક મ્હોટા ટેબલ ઉપર અભ્યાસનાં કેટલાંક પુસ્તકો અને લેખનસામગ્રી પડેલી હતી. રંગનાથે શિવગંગાને સ્નેહલતાની ઓરડી તદ્દન સ્વચ્છ રાખવાની સખ્ત આજ્ઞા કરેલી હતી. રંગનાથે એક દિવસે તો તેને એમ સ્પષ્ટ કહી દીધું હતું કે, "શિવગંગા ! શાન્તિલતાજ આ ઘરની ધણિયાણી છે."

વૃદ્ધાએ પૂછ્યું હતુ:—"અને તમે ?"

"હું તો શાન્તિલતાનો પિતાજ છું."

રંગનાથની ઓરડી કેદખાનાની ઓરડી જેવી તદ્દન નગ્ન સ્વરૂપની હતી. તેને કોઈ પણ પ્રકારે સુસજ્જિત કરેલી નહોતી; એટલુંજ નહિ પણ કેટલાક ધાર્મિક અને તાત્વિક ગ્રંથો સિવાય બીજું કાંઇ ત્યાં જોવામાં આવતું નહોતું. એક ચટાઇ અને ચાદરજ રંગનાથનું બિછાનું હતું. આ માટે શાન્તિલતાને ઘણું આશ્ચર્ય લાગતું હતું. કોઈ કોઇ સમયે તો તે પ્રેમાવેશથી રંગનાથને પૂછતી હતી કે:—"પિતા ! આ જમીન તમને ખુંચતી નથી કે શું ?"

"ના બ્હેન ! આ સંકટમય સંસારમાં માત્ર પત્થર તેમજ જમીન ઉપર ઘણાં કમભાગ્ય માણસો સૂઇ રહે છે. તેમના કરતાં તો આ ઘણી સારી સ્થિતિ છે."

"ત્યારે પિતાજી ! મ્હારે આવો મ્હોટો પલંગ અને સુંદર બિછાનું શા માટે જોઇએ ?"

"તું ન્હાની છે માટે !"

"જ્યારે તમને જમીન ખુંચતી નથી ત્યારે મ્હને પણ નહિ ખુંચે. હવેથી હું પલંગ ઉપર સૂઈ રહેવાની નથી. હું હમ્મેશાં તમારી પાસેજ સૂઇ રહીશ. તમે મ્હારી પાસે નથી હોતા તો મ્હને ઘણો ભય ઉપજે છે !"

આમ કહીને તે પછી પ્રેમથી નાચવા કૂદવા લાગતી હતી અને વખત જતાં એ વાત ભૂલી જતી હતી. વળી કોઈ કોઈ સમયે તે બીજી બાબતની હઠ લઈને કહેતી કેઃ—"પિતાજી! આજે હું તમને ઉપવાસ કરવા દેવાની નથી. ગઈ કાલે તો તમે ઉપવાસ કર્યો હતોને?"

"મ્હારા જેવા વૃદ્ધ માણસે ઉપવાસાદિ કરીને ઇશ્વરાધના કરવી જોઇએ. ઉપવાસ તથા વ્રત આદિ કર્યાથી ઇશ્વર પ્રસન્ન થાય છે."

"ત્યારે હું પણ તમારી સાથે ઉપવાસ કરીશ. તેથી ઇશ્વર મ્હારા ઉપર પણ પ્રસન્ન થશે."

આમ કહીને શાન્તિલતા હઠ લેતી હતી—આંસુઓ વર્ષાવતી હતી, આથી રંગનાથનું અંતર અતિ દુઃખિત થતું હતું. શાન્તિલતાને પ્રસન્ન રાખવાને માટે તે કોઇ કોઈ દિવસે પોતાના ઉપવાસનો પણ ભંગ કરતો હતો. આમ છતાં રંગનાથના અંતરમાં વારંવાર એવો વિચાર ઉપજતો હતો કે, જો શાન્તિલતાની માતા જીવતી હોત તો તે તેની પુત્રીને પોતાના કરતાં પણ વિશેષ સુખમાં રાખી શકત. જો પિતાનો પત્તો લાગ્યો હોત તો તેણે પણ પોતાની પુત્રી ઉપર આશ્રય છત્ર ધરી રાખી તેના સકળ દુઃખને દૂર કર્યું હોત. ઈશ્વરી સંકેતથી મ્હનેજ એના માતાપિતાનું સ્થાન પ્રાપ્ત થયું છે; તેથી તેનાં માતા-પિતાનાં કર્ત્તવ્યો મ્હારે પાળવાંજ જોઇએ."

વાસ્તવિક રીતે રંગનાથ શાન્તિલતાનાં માબાપ બરાબરજ બન્યો હતો. માતાની માફક તે તેનું લાલનપાલન કરતો હતો અને પિતાની માફક તે તેને સુશિક્ષિતા કરતો હતો. જો કોઇ સમયે શિવગંગાના હાથની વેણી શાન્તિલતાને ગમતી નહિ તો રંગનાથ જાતેજ તેની વેણી તૈયાર કરતો હતો. શાન્તિ જ્યારે વૃદ્ધા ઉપર વિરક્ત થતી ત્યારે રંગનાથ જાતેજ તેને જમાડતો હતો.

આમ છતાં હઠ કોને કહે છે એ શાન્તિલતા સમજતીજ નહોતી. જે સમયે અંતઃકરણમાં હઠના અંકુર ઉત્પન્ન થાય છે એ સમયે શાન્તિલતાની અંતઃકરણભૂમિ કાળિકા જેવા જ્વાળામુખીમાંથી વહેતા ગરમ રસમાં ઉકળતી હતી. તેના અંગમાં જો કોઇ પણ વૃત્તિ હોય તો તે એકમેવ લીનતાનીજ હતી. રંગનાથના છત્ર નીચે આવતાં સુધી હુકમ કેમ કરવો એ તે જાણતી નહોતી. તે માત્ર હુકમ કેમ ઉઠાવવો એટલુંજ જાણતી હતી; એટલુંજ નહિ પરંતુ તેના અવયવો આપ-સ્ફુર્તિથી હુકમો સાંભળતા હતા. રંગનાથ તેની આ વૃત્તિનું પરિવર્ત્તન

કરવાને ઇચ્છતો હતો. તે તેને લીન; પરંતુ સ્વાભિમાની અને સત્યાગ્રહી બનાવવાની અભિલાષા રાખતો હતો. તે વારંવાર અનાથ બાળિકાની સાથે બાળસ્વરૂપને અનુસરતા હાવભાવથી વાર્તાવિનોદ કરતો હતો.

કોઇ સમયે રંગનાથ પોતાની આનંદશૂન્ય ઓરડીમાં બેસી ગ્રંથવાચનમાં નિમગ્ન બની ગયો હોય ત્યારે શાન્તિલતા તેની પાસે આવીને કહેતી કે, " પિતાજી ! મ્હને વાંચતાં આવડતું નથી અને તમે શા માટે વાંચો છો ? જ્યારે મ્હને તમે વાંચતા શિખવશો ત્યારે જ હું તમને વાંચવા દઇશ. "

રંગનાથ તેને સ્નેહાલિંગન કરીને કહેતો કે:—" બેટા ! તને પણ વાંચતાં આવડશે. "

" ના—હવે મ્હને ન્હાની ચોપડીઓ વાંચવાથી કંટાળો આવ્યો છે. હું તમે વાંચો છો એવા મ્હોટા ગ્રંથો વાંચીશ !"

" વાંચો ત્યારે મ્હારી શારદાદેવી ! "

આમ કહી રંગનાથ કમલસ્થ લક્ષ્મી પ્રમાણે તેને પોતાના ખોળામાં બેસાડતો હતો. બાળિકા રંગનાથના હાથમાંના પુસ્તકનાં પૃષ્ઠો ફેરવીને કહેતી કે:—" પિતાજી ! આ પુસ્તક સારું નથી. એમાં ચિત્રો ક્યાં છે ? "

" ત્યારે તું જઇને ત્હારું ચિત્રોવાળું પુસ્તક લઇ આવ. "

પગમાંનાં સોનાના સાંકળાનો રુમઝુમ અવાજ કરતી શાન્તિલતા પોતાની ઓરડીમાં જઇને ચિત્રોવાળું પુસ્તક લઇ આવતી હતી, તથા ઉત્કટ વિદ્યાર્થીની માફક ઉચ્ચ સ્વરે પુસ્કત વાંચી ઓરડીમાં કોલાહલ કરતી હતી. રંગનાથ આનંદજનક વાર્તાઓ કહીને તેની ઉત્સુકતા વધારતો હતો. જ્યારે બાળિકા શાન્તિ તેને વાર્તા કહેવાનો આગ્રહ કરતી ત્યારે તે એકાદ વાર્તા કહી સંભળાવીને એમ કહેતો કે:—" આ કરતાં પણ સુંદર વાર્તાઓ ત્હારા પુસ્તકમાં છે. તું વાંચી જોજે. "

આવી રીતે શાન્તિને વાંચવાનો નાદ લગાડીને રંગનાથ હમ્મેશાં તેને નિયમિત રીતે અભ્યાસ કરાવવા લાગ્યો. રંગનાથની ઇચ્છા શાન્તિને સર્વાંશે પરિપૂર્ણ બનાવવાની હતી. શાન્તિ અન્ય મનુષ્યોનું ધ્યેય થાય એવી તેની મહત્વાકાંક્ષા હતી. શાન્તિ ચપળ બુદ્ધિની હોવાથી તે વિષયપરિગ્રહ ત્વરિત કરતી હતી; આમ છતાં તેની બુદ્ધિ જડ ન બની જાય એ માટે રંગનાથ પ્રથમથીજ સંપૂર્ણ સંભાળ રાખતો હતો. રંગનાથે જેવી રીતે શાન્તિના મનની સંભાળ રાખીને

તેની બુદ્ધિ શક્તિ ખિલવવા માંડી હતી તેવીજ રીતે તે તેના દેહને પણ ખિલવવાના પ્રયત્નો કરતો હતો. શાન્તિના મનને અભ્યાસનો તેમજ દેહના કામનો ભાર ન લાગે એવી સંભાળ તેણે શરુઆતથીજ રાખી હતી.

એક વર્ષ પસાર થઈ ગયું. રંગનાથનું શાન્તિલતા સિવાય બીજી કોઈ પણ વસ્તુમાં ધ્યાન નહોતું. શાન્તિલતા જ્યારે અભ્યાસ કરતી હોય, પાસેના બગીચામાં રમતી હોય ત્યારે રંગનાથ તેની દેવીતુલ્ય મૂર્ત્તિ તરફ એકાગ્રદષ્ટિથી જોઇ રહેતો હતો. તે બાળિકાના પ્રત્યેક કાર્યને તેમજ ક્રીડાને પ્રફુલ્લ મુખે જોયા કરતો હતો. આથી તેના અંતરમાં અપાર આનંદ ઉપજતો હતો બીજા વર્ષે રંગનાથે જ્યારે શાન્તિલતાને કન્યા વિદ્યાલયમાં મૂકી ત્યારે પ્રથમના ૭ માસ તો તેણે ઘણા નિરાનંદમાં પસાર કર્યા. તે જાતેજ તેને વિદ્યાલયમાં લઈ જતો હતો. કેટલીક વખત તો તે શાન્તિને વિદ્યાલયમાં મૂકી આવી વિદ્યાલયની પાસેજ બેસી રહી પોતાનો સમય વ્યતીત કરતો હતો. જ્યારે વિદ્યાલયનો વખત પૂર્ણ થતાં શાન્તિ બ્હાર નીકળતી ત્યારે રંગનાથ તેને સ્નેહથી ભેટી પડી ઘેર તેડી જતો હતો. ઘેર ગયા પછી તે વાર્ત્તાવિનોદદ્વારા પણ તેને સુશિક્ષણ આપતો હતો. પછીથી તેને સાથે લઇ તે દેવાલયમાં, બાગ બગીચાઓમાં, સમુદ્ર કિનારે, તથા અપાર મહેનત કરનારા મજુરોની સ્થિતિનું દર્શન કરાવવાને જૂદાં જૂદાં કારખાનાઓમાં અથવા તો કોઇ ધર્માદા દવાખાનામાં લઇ જતો હતો. તે શાન્તિને સંસારનાં વિવિધ ચિત્રોનું દર્શન કરાવીને ઇશ્વર–પ્રેમ–દયા–નીતિ–સત્ય આદિનાં અમૂલ્ય ઉદાહરણો શિખવતો હતો. તેને હાથેજ તે દાન ધર્મ કરાવતો હતો, અને ખાસ પ્રોત્સાહન આપતો હતો.

બાલ્યાવસ્થામાં બાળકની કોમળ તરુના જેવી બુદ્ધિને જેવી કરવી હોય છે તેવી કરી શકાય છે, તથા તેનામાં જે ગુણોનું બીજ રોપવામાં આવે છે તે ગુણો પછીથી ઘણી સારી રીતે વિકાસ પામે છે. આ સત્ય સૂત્રાનુસાર શાન્તિલતા દિન પ્રતિદિન વિવિધ સદ્‌ગુણરૂપી અલંકારોથી સુસજ્જિતા થવા લાગી. માત્ર વિદ્યાલયમાંજ તેનો નંબર ઉપર રહેતો હતો એટલુંજ નહિ; પરંતુ ગૃહકાર્યમાં પણ તે ઘણી નિપુણા થઇ હતી. વિદ્યાલયમાંથી ઘેર આવીને રંગનાથનું પ્રત્યેક કાર્ય તે પોતેજ કરતી હતી. .શિવગંગા, અશક્ત અને દુર્બળ હોવાથી ઘરનું ઘણુંખરું કામકાજ શાન્તિ જાતેજ કરતી હતી. તે ક્રૂર કાળિકા

પાસે રહેલી હોવાથી સ્વચ્છ, સફાઇદાર કાર્ય ત્વરાથી કરતાં શિખી હતી. રસોઇ બનાવવામાં તો શાન્તિ સાક્ષાત અન્નપૂર્ણા કિંવા સૈરંધ્રી સમાન હતી. જ્યાં આગળ તેને ગુલામગિરી કરવી પડતી હતી ત્યાં આગળ પણ તેણે પોતાના કાર્ય પ્રત્યે કંટાળો દર્શાવ્યો નહોતો એટલે પછી જ્યાં પ્રેમનું આકર્ષણ હતું ત્યાં તો તે કંટાળોજ ક્યાંથી? આઘાતને પ્રત્યાઘાત થાય છે ;તેવીજ રીતે જ્યાં જુલ્મ હોય છે ત્યાં અનિચ્છા ઉત્પન્ન થાય છે. કાળિકાને ત્યાં જુલ્મ હતો ત્યારે રંગનાથને ત્યાં પ્રેમ હતો.

આવી રીતે શાન્તિલતા દશ વર્ષની થઇ. એક બે વર્ષ પછી ઇંગ્રેજી વિદ્યાલયમાં પ્રવેશ કરીને તેણે પોતાની વિદ્યાની, સદ્‌ગુણોની અને સૌજન્યની સહાયથી એક પછી એક પરીક્ષા પાસ કરવા માંડી. તેની સુખમાં ઉછરતી દેહલતા અભિરામરૂપ ધારણ કરવા લાગી. દુઃખ, જુલ્મ અને ભયની મલિનતા તેની મુખમુદ્રા ઉપરથી સર્વાંશે દૂર થઈ ગઈ. ભીતિ, દુઃખ વગેરેના વાદળની ભયંકર રાત્રિ દૂર થઇ અને આનંદમયી ઉષાનું આકર્ષણીય તેજ તેના મુખમંડળ ઉપર પ્રકાશી નીકળ્યું. શાન્તિલતા જેમ જેમ મ્હોટી થવા લાગી તેમ તેમ તેનો એકેક મધુરતર સદ્‌ગુણ વિલસવા લાગ્યો, અને તેથી રંગનાથના અંતરનું ઘણું સમાધાન થવા લાગ્યું. એ સમાધાનમાં તે પોતાનું દેહભાન પણ ભૂલી જતો હતો. શાન્તિલતાની દેવીના જેવી પરમ પવિત્ર તેજસ્વી રમણીય મૂર્ત્તિ જો તેની સમક્ષ હાજર હોત અને કોઇએ તેને તેના વીસ વર્ષ પૂર્વેના ચરિત્રનું સ્મરણ કરાવ્યું હોત તો તેને પોતાના ભૂતકાળના ચરિત્રનું કશું સ્મરણ થયું નહોત, એટલા બધા તે આનંદમાં તે તન્મય બની ગયો હતો. તેનો આનંદ, તેનું સમાધાન તથા તેનું સુખ એટલું પૂર્ણ હતું કે તેની સ્થિતિ વિકૃતિહીન અને અસ્ફુરિત બ્રહ્માની સ્થિતિ જેવીજ હતી; છતાં કોઈ કોઇ સમયે તેને એવો ભય ઉપજતો હતો કે, "શાન્તિલતાજ જીવનપર્યન્ત મ્હારી પોતાનીજ રહેશે કે ? મ્હારે તેનો ત્યાગ તો નહિ કરવો પડે ને ? મ્હારા સિવાય તેના ઉપર અન્ય કોઇનો તો હક્ક નથી ને ? તેની માતા સ્વર્ગસ્થ થઈ છે. તેના પિતાનો પત્તો નથી; તેથી શાન્તિ ઉપર મ્હારા સિવાય બીજા કોઇનો બિલ્કુલ હક્ક નથી; છતાં મ્હારે તેનું લગ્ન કરવું પડશે ત્યારે તે અવશ્ય પારકી થશે; પરંતુ હજી સુધી તે ન્હાની છે. અદ્યાપિ તે વિવાહિતા થવાને યોગ્ય થઇ નથી. મ્હારા જીવન

પર્યન્ત દુઃખિત થયેલા દેહ તેમજ આત્માને શાન્તિ મળે એટલા માટેજ મ્હેં તેનું પ્રતિપાલન કર્યું છે. હું તેનું લગ્ન કરું તો તે અવશ્ય મ્હારાથી અલગ થાય. તેને હું ગાર્ગી અને સરસ્વતીની માફક જીવન-પર્યન્ત કુમારિકાજ રાખીશ—યોગિની બનાવીશ. તેનું જીવન સ્ત્રીસમાજ-ને માટે આદર્શસ્વરૂપ બનાવીશ.

શાન્તિલતા દિનપ્રતિદિન શુકલપક્ષના ચંદ્રની માફક વિશેષ તેજસ્વી અને સદ્‌ગુણી થતી હતી. તેનું સૌંદર્ય દિનપ્રતિદિન વૃદ્ધિંગત થતું હતું. આમ છતાં શાન્તિને પોતાની સુંદરતા માહિત નહોતી. તે હમ્મેશાં આયનામાં પોતાના મુખના પ્રતિબિંબનું દર્શન કરતી હતી; છતાં તે પોતાના કેશકલાપની, લલાટની, નેત્રોની, નાસિકાની, કપોળ-ની અને અધરની રમણીયતા સમજી નહોતી; પરંતુ એવામાં એકા-એક તે પોતે સુંદર છે એવું તે સમજે એવો પ્રસંગ બન્યો.

પ્રાતઃકાળનો સમય હતો. સ્નાનાદિથી નિવૃત્ત થઇ દેવપૂજાને માટે બાગમાંથી પુષ્પો લઇને શાન્તિ પાછી આવતી હતી. આ સમયે તેણે પોતાના અંગ ઉપર ગુલાબી રંગની સાડી પહેરી હતી. તેના સ્તન-દ્વય આસ્માની રંગના પોલકામાં છુપાઇ રહેલા હતા. તેના હાથમાં એક તાસક હતી, તથા તેમાંના પુષ્પો તેના મ્હોં તરફ જોઇને હસતાં હતાં. એમાંના કેટલાંક ભાગ્યવાન્ પુષ્પો તેના અંબોડા ઉપર જઇ બેઠાં હતાં. હાથમાં બે કાચની અને બે સોનાની મળીને ચાર બંગડીઓ હતી. કાનમાં એરિંગ હતા. કપાળમાં કુમકુમનું તિલક હતું. આટલાજ તેના અલંકારો હતા! પરંતુ એ અલંકારો અત્યંત આકર્ષક અને રમણીય હતા. વૃદ્ધ શિવગંગાએ આ સમયે શાન્તિને જોઈ પ્રેમાવેગથી તેમજ આશ્ચર્યથી કહ્યું:—" આ જુઓ, દેવી આવી! તમારી ભક્તિથી તેણે સ્ત્રીનો અવતાર લીધો છે. આ દેવી આગળ, સુભદ્રા, શકુંતલા અને રંભા જેવી અંગનાઓ પણ તેજોહીન બની જાય તેમ છે!"

રંગનાથે શાન્તિ તરફ જોયું. પોતાની તપસ્યા ખરેખર પાર્થિવ શરીર ધારણ કરીને આવે છે એમ તેને લાગ્યું. તેના મુખમાંથી આશ્ચર્યસૂચક બે ચાર શબ્દો નીકળી પડયા; કિન્તુ એ શબ્દો શાન્તિ-લતાએ સાંભળ્યા નહિ. પુષ્પોની તાસક રંગનાથ પાસે મૂકી તે પોતાની ઓરડીમાં આયના પાસે જઇ ઉભી રહી. આયનાએ તેની પ્રતિમાનું એટલું બધું સુંદર દર્શન કરાવ્યું કે, એ પ્રતિમા પોતાની છે કે કેમ એ માટે તેને ક્ષણભર ભ્રાન્તિ થઇ. ઇશ્વરે પોતાને અલૌકિક રૂપસૌંદર્ય

અર્પણ કર્યું છે એવું આજેજ તેના જાણુવામાં આવ્યું; પરંતુ આ સમજની સાથે બીજી એક સમજ તેના અંતરમાં પ્રવેશ કરે છે એમ તે બિચારી જાણી શકી નહિ.

હવે શાન્તિને નવા તેમજ મૂલ્યવાન્ પોષાક પસંદ પડવા લાગ્યા. સુંદર અલંકારો પહેરવાની લાલસા તેને થવા લાગી. બ્હાર ફરવા જવાની ઇચ્છા થવા લાગી. પહેલાં ફરવા જવાના સમયે તે ' મ્હારે અભ્યાસ કરવાનો છે-હું કંટાળેલી છું. ' એમ તે ઘણીખરી વખતે કહેતી હતી; પણ હવે જો ફરવા જતાં સહજ વિલંબ થતો તો તે નારાજ થઈ જતી હતી, ' સુંદર સ્વરૂપ અને મૂલ્યવાન્ અલંકારો અન્યની દૃષ્ટિએ ન પડે તો પછી તેની શી જરૂર છે ? ' આવી વિલક્ષણ ભાવના તેના અંતરમાં ઉપજવા લાગી. આ સમયે રંગનાથ શાન્તિલતાને સાથે લઈને રાણીના બાગમાં ફરવા જતો હતો. વસન્ત અને શાન્તિલતાનું પ્રથમ નેત્રસંમિલન આ સમયેજ થયું હતું.

શાન્તિલતાના કટાક્ષબાણે વસન્તના હૃદયને વીંધી નાખ્યું, તથા વસન્તના દર્શનથી શાન્તિના અંતરમાં પણ અસ્વસ્થતા ઉત્પન્ન થઇ. વસન્ત સમજુ હોવાથી પોતાના હૃદયમાં પ્રણયદીપ પ્રજ્વલિત થયો છે એમ તે સમજી શકયો; કિન્તુ પોતે પ્રેમના પ્રવાહમાં તણાવા લાગી છે એમ સંસારથી અજ્ઞાત રહેલી શાન્તિ સમજી શકી નહિ. પોતાનું ચિત્ત અને મન અસ્વસ્થ થયું છે એટલુંજ તે સમજી શકી. રાત્રિ દિવસ વસન્તની પ્રતિમાનું તે પોતાના હૃદયસિંહાસન ઉપર દર્શન કરવા લાગી. કેટલીક વખત તો પોતાના તરફ નિર્લજતાથી જોઈ રહેતા યુવક વસન્તના ઉપર તે કંટાળી પણ :જતી હતી, તથા પોતાના સૌંદર્યના જોર ઉપર તે તેનો તિરસ્કાર કરવાનો નિશ્ચય કરતી હતી. ન્હાનાં બાળકો ચપ્પુ તેમજ કાતર આદિથી જેવી રીતે પોતાની જાતને દુઃખી કરે છે તેવીજ સ્થિતિ સૌંદર્યાભિમાની સ્ત્રીઓની છે. પોતાના સૌંદર્યશાસ્ત્રથી અન્યના મનને વ્યથિત કરવા જતાં તેઓ પોતાનાજ મનને વ્યથિત કરેછે, અને વેદનાથી અસ્થિર બની જાય છે. આવા પ્રસંગે ભીરુ અને શરમાળ અબળાઓ સાહસિક બની જાય છે અને દૃઢ, નિર્ભય તથા સાહસિક પુરુષો શરમાળ તેમજ ભીરુ બની જાય છે. બન્નેનાં અંતરમાં એક બીજાને મળવાની ઇચ્છા હોય છે; કિન્તુ પરસ્પર વિરુદ્ધ વિકારો મનમાં ઉત્પન્ન થયેલા હોવાથી તેઓ એકબીજાંથી દૂર ખસી જવાનો પ્રયત્ન કરે છે. પ્રણયી મનુષ્યોની એકબીજાંની હિલ-

ચાલ ઉપર અત્યંત સૂક્ષ્મ નજર હોય છે, તથા પ્રથમ એકબીજાં નેત્રબાણુનો મારો ચલાવી એક બીજાંનાં હૃદય જીતવાનો પ્રયત્ન કરે છે; છતાં પ્રેમિક પ્રેમિકાને પોતે એકબીજાંને જખમી કરે છે એનું બિલ્કુલ જ્ઞાન હોતું નથી.

શાન્તિલતા ઉપર માતાનું છત્ર નહોતું તેનુંજ આ પરિણામ હતું. રંગનાથનામાં માતાના કરતાં પણ વિશેષ કોમળતા હતી એ સત્ય છે; કિન્તુ માતાની કળાથી તે બિચારો તદ્દન અજ્ઞાત હતો. માતાઓ પોતાનાં સંતાનોના અંતઃકરણોના વિચાર અને વિકારનું સંતાનોની છાયામાંજ દર્શન કરી શકે છે. આ શક્તિ તેમને જગદીશ્વર તરફથીજ પ્રાપ્ત થયેલી હોય છે. પુરુષો માતાના જેટલી, સંતાનોની સૂક્ષ્મ પરીક્ષા કદાપિ કરી શકતા નથી. જો શાન્તિલતા ઉપર માતાનું છત્ર હોત તો ઉપર્યુક્ત પ્રકાર તેણે કયારનોય અટકાવ્યો હોત. શાન્તિલતા પોતાની સુંદરતાને સમજી ગઈ છે એમ જ્યારથી તેના જાણવામાં આવ્યું હોત ત્યારથી તે તેના ઉપર સૂક્ષ્મ દૃષ્ટિ રાખવા માંડત. શાન્તિલતા વારંવાર રાણીના બગીચામાંજ ફરવા જવાની ઇચ્છા રાખે છે એમ જ્યારથી તેના જાણવામાં આવત ત્યારથી તે તેને બિલ્કુલ ફરવા જવા દેત નહિ; પરંતુ શાન્તિલતાની વૃત્તિમાં જે પરિવર્ત્તન થતું હતું તે રંગનાથના જાણવામાં આવ્યું નહિ; પછીથી જ્યારે શાન્તિલતા રાણીના બાગમાં જવાનો સભય આગ્રહ કરવા લાગી ત્યારે રંગનાથના અંતરમાં સહજ શંકા ઉપજી ખરી; પરંતુ આ સમયે વસન્તની ધૃષ્ટતા ઘણી વધી ગઇ હતી. આ સમયે તેણે નવાં મૂલ્યવાન્ વસ્ત્રો પહેરીને ચઢાઈ કરી હતી.

વસન્તની આવી ધૃષ્ટતા અને અસભ્યતા માટે રંગનાથના અંતરમાં અપાર સંતાપ થયો; છતાં તેણે પ્રથમ વસન્તને એ સંબંધી એક પણ અક્ષર કહ્યો નહિ. એક દિવસે રંગનાથથી શાન્તિ ધારણ કરી શકાઇ નહિ. એ દિવસે વસન્ત ઘણાજ ઠાઠમાઠથી–રુઆબથી બગીચામાં આવતો હતો, તથા તેની દૃષ્ટિ શાન્તિલતા તરફજ છે એમ રંગનાથ તરતજ સમજી ગયો. પોતાની પાસેના અમૂલ્ય રત્ન તરફ કોઇ દ્રવ્યલોભી એકાગ્રદૃષ્ટિથી જોઇ રહે અને એ રત્નના માલિકને જેવો ક્રોધ ઉપજે એવોજ ક્રોધ રંગનાથના અંતરમાં ઉપજવાથી વસન્ત તરફ આંગળી કરીને તેણે શાન્તિલતાને કહ્યું:—“ જોયા કે, પેલા છોકરાના ઢંગ ?!”

શાન્તિલતા પણ જાણે કે પ્રથમજ વસન્ત તરફ જોતી હોય એવી રીતે તેણે આશ્ચર્યસૂચક સ્વરે કહ્યું:—"કોના? હા-હા-ઢંગ નહિ તો બીજું શું !"

શાન્તિલતાના સ્વરમાં અન્ય ભાવ હોવાનું માલૂમ પડતાંજ રંગનાથને ઘણો પશ્ચાત્તાપ થયો. પોતે આંગળી કરીને એ યુવક બતાવ્યો નહોત કિંવા પોતે કાંઇ બોલ્યો ન હોત તો ઘણું સારું થાત એમ તેને લાગ્યું. તે પોતાનેજ ઠપકો આપવા લાગ્યો. રંગનાથ તેનો દ્વેષ કરવા લાગ્યો. વસન્ત લલચાયો છે કે કેમ એ સંબંધીની પોતાનો રુમાલ જાણી જોઈ ફેંકી દઇને રંગનાથે ખાત્રી કરી જોઈ, તથા દીવાનો-પ્રેમોન્મત્ત વસન્ત રંગનાથની યુક્તિમાં ફસાગો.

જે દિવસે વસન્તે વૃદ્ધની પાછળ તેના મુકામ સુધી જઇને તેની પૂછપરછ કરી તેને બીજે દિવસે ભૈયાએ "રાત્રે એક યુવક આપની શોધ કરતો હતો." એમ રંગનાથને કહ્યું. એ શોધ કરનાર યુવક વસન્તજ હોવો જોઇએ એવી ખાત્રી થતાંજ રંગનાથે રાણીના બાગમાં પુનઃ પગ નહિ મૂકવાની પોતાના મન સાથે પ્રતિજ્ઞા કરી, અને તેણે પોતાનું નિવાસસ્થાન પણ બદલી નાખ્યું. આ પ્રકારમાં શાન્તિલતાએ કોઈ પણ પ્રકારની નારાજી દર્શાવી નહિ, તથા રંગનાથને એક પ્રશ્ન પણ પૂછ્યો નહિ. શાન્તિલતા સ્વસ્થ તથા શાન્ત હતી. માત્ર તેનું પ્રસન્ન વદનમંડળ સહજ ચિંતામગ્ન બની ગયું. રંગનાથ રાણીના બગીચા સિવાય બીજાં કેટલાંક સ્થળોએ શાન્તિલતાની સાથે ફરવા જવા લાગ્યો; પરંતુ શાન્તિના મુખમંડળ ઉપર તે પ્રથમના જેવા આનંદનું દર્શન કરી શક્યો નહિ. એક દિવસે રંગનાથે તેને પૂછ્યું:- "બેટા ! આજે રાણીના બગીચામાં ફરવા આવીશ કે ?"

ક્ષણ માત્રને માટે શાન્તિના મુખમંડળ ઉપર આનંદ પ્રકાશી પુનઃ અદ્રશ્ય થઈ ગયો. તેણે હકારમાં ઉત્તર આપ્યો. એ દિવસે તેને આનંદિત કરવાના હેતુથીજ રંગનાથ તેને રાણીના બગીચામાં લઇ ગયો. તે દિવસે વસન્તનું દૃષ્ટિમિલન થયું નહિ. બીજે દિવસે જ્યારે રંગનાથે તેને રાણીના બગીચામાં જવા માટે તેને પૂછ્યું ત્યારે તેણે ઉત્તર આપ્યો કે:—"ના-ત્યાં ગમતું નથી. ઉલટો કંટાળોજ ઉપજે છે. !" આ ઉત્તરમાંની નિરાશા, ઉદ્વેગ આદિ સમજવામાં આવ્યાથી રંગનાથનું અંતર અતિ વ્યથિત થયું-તેના શોકની સીમા રહી નહિ.

"શાન્તિલતાને શું થાય છે? મ્હારી શાન્તિ હમ્મેશાં ઉદ્વિગ્ન

જ રહે છે? તેના દૈવી મુખ ઉપર અપ્રસન્નતાની છાયા કેમ રહે છે?" આવા પ્રશ્નો અંતરમાં ઉપજતાંજ રંગનાથ જળહીન મત્સ્ય પ્રમાણે તડફડવા લાગ્યો. આવી દુઃખદ સ્થિતિ હોવાથી સમસ્ત રાત્રિમાં અલ્પકાળને માટે તે નિદ્રાધીન થઈ શકતો નહોતો. તે રાત્રિદિવસ પોતાનાં નેત્રોમાંથી અશ્રુધારાઓ વર્ષાવતો હતો.

એકાન્તમાં રંગનાથના અંતરમાં વિવિધ વિચારો ઉપજતા હતા "શું એ વસન્ત મ્હારા સુખના આધારને ચોરી જવાની અભિલાષા રાખે છે? એટલા માટેજ તે હમ્મેશાં બાગમાં આવીને બેસી રહેતો હતો? મ્હારા સુખનો વિનાશ કરવાનેજ તે ઇચ્છે છે? અરેરે! જગત્ કેવું સ્વાર્થી છે? સંસાર કેવો વિષમય છે? સૌ કોઇ પોતાના સુખને માટેજ પ્રયત્ન કરે છે, અને હું જ્યારે સુખ મેળવવા જઉં છું. ત્યારે નીચ ઠરું છું! કેવો વિચિત્ર ન્યાય? મ્હેં જન્મથી તે આજ સુધીનો મ્હારો ઘણોખરો કાળ કમનસીબ કેદી તરીકે કેદખાનામાંજ પસાર કર્યો છે. આજ સુધીમાં મ્હેં અસંખ્ય અસહ્ય દુઃખો સહન કર્યાં છે. મ્હારા શિર ઉપર દુઃખોનો ડુંગરજ તૂટી પડ્યો છે. મ્હને યુવાવસ્થા તો પ્રાપ્ત થઇજ નથી. બાલ્યાવસ્થામાંથીજ હું વૃદ્ધ થઇ ગયો છું. માતાપિતા, સગાંવ્હાલાં, મિત્રમંડળ, પત્ની તેમજ બાળબચ્ચાંના સહવાસને હું આજીવનમાં મેળવી શક્યો નથી. સમસ્ત મનુષ્યજાતિ મ્હારા તરફ નિષ્ઠુરતાથી વર્ત્તી છે; છતાં મ્હેં મ્હારી સહનશીલતાનો ત્યાગ કર્યો નથી. જાણી જોઇને કરેલા અપકારોનો બદલો મ્હેં ઉપકારોથીજ વાળ્યો છે. મ્હેં તામસિક વૃત્તિનો વિનાશ કરીને સાત્વિકવૃત્તિ ધારણ કરી છે. મ્હેં મ્હારા ભૂતજીવનને પશ્ચાત્તાપના અગ્નિથી બાળીને ભસ્મસાત્ કર્યું છે. હવે મ્હારી તપશ્ચર્યા ફળિભૂત થવા લાગી છે. અપાર સુખના દિવસોની જ્યોતિ મ્હારા હૃદયક્ષિતિજ ઉપર હમણાંજ પ્રકાશવા લાગી છે, એવામાંજ એ જ્યોતિ ગ્રહણથી લુપ્ત થઈ જશે કે શું? શાન્તિલતા મ્હારો આનંદ છે! શાન્તિલતા મ્હારો હર્ષ છે—મ્હારો એ હર્ષ ચિરસ્થાયી થશે કે? તેને વસન્ત હરી તો નાહ જાય ને?"

મુખમાંથી વસન્તનું નામ નીકળતાંજ રંગનાથની ચિત્તવૃત્તિ અસ્થિર બની ગઇ. પોતાતા અંતરમાં તામસિક વૃત્તિ ઉત્પન્ન થાય છે એવો વિચાર આવતાંજ તેણે પોતાના હૃદય ઉપર હાથ મૂકીને કહ્યું:—"અદ્યાપિ હું પૂર્ણ થયો નથી. હજી નિષ્કામ કર્મનો સંપૂર્ણ પાઠ

હું શિખી શકયો નથી. જે સુખદુઃખને સમાન સમજે છે તેજ ધીરવાન્ અને સ્થિતપ્રજ્ઞ થાય છે. શ્રીકૃષ્ણ ભગવાને વીરવર અર્જુનને એવો ઉપદેશ આપ્યો છે કે,

**सुखदुःखेसमेकृत्वा लाभालाभौ जयाजयौ।**
**ततो युद्धाय युज्यस्व नैवंपापमवाप्स्यासि ॥**

અદ્યાપિ હું સ્થિતપ્રજ્ઞ થયો નથી. અદ્યાપિ મ્હારે મ્હારી તામસિક વૃત્તિનો સર્વાંશે વિનાશ કરવાની આવશ્યક્તા છે. મ્હારે નિષ્કામતા શિખવી જોઇએ. શાન્તિલતાના ઉપર મ્હારે આટલી બધી આસક્તિ શા માટે રાખવી જોઇએ ? કન્યા એ તો પારકું ધન છે. તેને પોતાની પાસેજ રાખવાની નીચ અને પાપી લાલસા મ્હારે શા માટે રાખવી જોઇએ ? મ્હારે તેને શા માટે કુમારિકા રાખવી જોઇએ ? જગત્માં જન્મ લઇને હું સુખી થઇ શકયો નથી તેથી મ્હારે તેને પણ સુખી ન થવા દેવી ? મ્હને કુટુંબ સુખ ન મળ્યું તેથી તેને પણ ન મળવા દેવું ? ના ના–એમ કરવાનો મ્હને બિલકુલ અધિકાર નથી. અદ્યાપિ મ્હારી રાક્ષસી વૃત્તિ મ્હારા અંતરમાંથી દૂર થઈ નથી–અદ્યાપિ હું સ્વામી સ્નેહજ્યોતિનો ખરો શિષ્ય થઈ શકયો નથી. હજી હું દુરાચારીજ રહ્યો છું. મ્હારા સુખને માટે હું અન્યના સુખનો નાશ કરું તો હું અધમાધમજ ગણાઉં. હજી મ્હારો ઉદ્ધાર થયો નથી; હજી હું નરાધમજ રહ્યો છું."

પાસેજ પલંગમાં શાન્તિલતા સૂઈ રહી હતી. તે હમણાં નિદ્રાધીન સ્થિતિમાં હતી. તેના તરફ જોઇને રંગનાથે પુનઃ કહ્યું:—"સૂઇ રહે–બેટા શાન્તિ ! સૂઇ રહે ! ત્હારા રૂપને, ગુણને તેમજ પ્રેમને યોગ્ય થાય–ત્હારી આલોકની મુસાફરી સુખદ થાય એવોજ પતિ હું તને મેળવી આપીશ. ઈશ્વર આ શુભ કાર્ય સત્વર મ્હારે હાથે કરાવો !" આમ બોલીને રંગનાથે સૂઇ રહેલી શાન્તિલતા ઉપર એવી કોમળતાથી હાથ ફેરવ્યો કે તેની નિદ્રાનો ભંગ થાય નહિ.

શાન્તિલતા પણ પોતાના અંતરનું દુઃખ પિતા (રંગનાથ) ને જણાવી તેને દુઃખિત કરવો ઉચિત ધારતી નહિ; આથી તે પોતાના મુખ ઉપર પ્રસન્નતા રાખવાનો પ્રયત્ન કરતી હતી; છતાં તે અંતરની વેદનાને સર્વાંશે છુપાવી શકતી નહિ. રંગનાથથી આ પ્રકાર અજાણ્યો નહોતો. તે શાન્તિલતાના દુઃખે ઘણો દુઃખિત રહેતો હતો.

કેટલીક વખતે તો તે શાન્તિના મસ્તક ઉપર પ્રેમથી હાથ ફેરવીને તેને પૂછતો કેઃ—"બેટા! તને શું થાય છે?"

બાળિકા શાન્તિ ખેદપૂર્ણ સ્મિત કરીને ઉત્તર આપતી કેઃ—"કાંઇ થતું નથી. પિતાજી! તમે વિના પ્રયોજન શા માટે ચિંતા કરો છો?"

આ સમયે રંગનાથ પોતાનાં નેત્રોમાંથી નીકળી પડતાં દુઃખાશ્રુઓ છુપાવીને કહેતો કેઃ—"મ્હારે શી ચિંતા કરવાની હોય, બેટા?

એકબીજાંના પ્રેમને માટે જીવતાં રહેલાં આ બન્ને કમનસીબ પ્રાણીનો જીવિત ભ્રમ આવી રીતે ચાલુ થયો. તેમના આનંદને એક ત્રીજા પ્રાણીએ દૂર કર્યો; છતાં અંતર્યામમાં પંકમય એવું કમલોત્ફુલ્લ કાસાર, જેવી રીતે બાહ્યતઃ રમણીય અને પ્રસન્નમય દેખાય છે તેવીજ રીતે શાન્તિકમળથી ઉત્ફુલ્લ રંગનાથ રૂપ હૃદયકાસાર બાહ્યતઃ પૂર્ણ શોભામય અને હૃદયંગમજ દેખાતું હતું.

આવી રીતે દિવસો પસાર થતા હતા. તેની દિનચર્યા કાયમજ હતી. શાન્તિલતા પ્રવેશપરીક્ષા પસાર કરીને કૉલેજમાં—વિશ્વવિદ્યાલયમાં જવા લાગી. ગરીબોની સંભાળ લેવાનો રંગનાથનો નિત્યક્રમ ચાલુજ હતો. આ અરસામાંજ રંગનાથ લુચ્ચા બદમાશ કેશવલાલની પ્રપંચજાળમાં અમે આગળ વર્ણવ્યા પ્રમાણે ફસાઈ પડયો હતો. જે દિવસે તે ફસાઇ પડયો હતો તેના બીજે દિવસે પ્રભાતકાળે હાથ ઉપર ભયંકર જખમ લઇને તે ઘેર આવ્યો. પ્રભાતકાળ હોવાથી શાન્તિલતા નિદ્રાધીન થયેલી હતી. પોતાના રત્નને કોઈ હરી ગયું તો નથી ને તેની ખાત્રી કરવા માટે પ્રથમ રંગનાથે શાન્તિના આપાદમસ્તકનું દર્શન કર્યું. પછીથી સ્મિત મુખે તે પોતાની ઓરડીમાં ચાલ્યો ગયો.

નિત્યનિયમ પ્રમાણે શાન્તિલતા જાગ્રત થઇને પિતાને જાગ્રત કરવા ગઇ તો તેણે જખમની અપાર વેદનાથી રંગનાથને દુઃખી થતો જોયો. રંગનાથનો જખમ જોવામાં આવતાંજ બાળિકાનું હૃદય કંપી ઉઠયું. તેણે સત્વર શીતળ જળ લઈ આવી એ જખમ ધોઇ નાખ્યો, અને એક સ્વચ્છ પાટો બાંધી તેણે કહ્યું:—"પિતાજી! હું ડૉકટરને બોલાવી લાવું છું."

"ડૉકટરને બોલાવી વિશેષ ગરબડ કરવાની રંગનાથની ઇચ્છા નહોતી; તેથી તેણે અનેક કારણો કહી શાન્તિને ડૉકટરને બોલાવવાની

મના કરી. આ જખમથી રંગનાથને પંદર દિવસ સુધી શય્યાનો આશ્રય સ્વીકારવો પડયો. આ સમયેજ શાન્તિલતાના અપૂર્વ પતિપ્રેમનો રંગનાથને પરિચય થયો. રાત્રિ દિવસ સતત શ્રમથી તેણે રંગનાથની સેવાશુશ્રુષા કરી. રંગનાથજ તેનું પૂજ્ય અને પવિત્ર દૈવત બન્યું હતું. આજ સુધીનાં સત્કાર્યોના પરિણામે પુણ્યદેવીજ પોતાની સેવા કરે છે એમ રંગનાથ વિચારવા લાગ્યો. રંગનાથની સેવાશુશ્રુષા કરવામાં શાન્તિલતા પોતાની હૃદયવ્યથા ભૂલી ગઇ તેમજ રંગનાથ પણ પોતાની હૃદયવ્યથા ભૂલી ગયો !



## પ્રકરણ ૧૬ મું.

### પ્રેમિક પ્રેમિકાનું મિલન.

કેદ કરેલાં માણસોને ઘણી સાવધાનતાથી ગાડીમાં બેસાડીને લઇ જવામાં આવ્યાં; પરંતુ ગાડી જ્યારે પોલિસ થાણા પાસે જઇ પહોંચી ત્યારે હિરાલાલ, કેશવલાલ અને ભૈરવાચાર્યને પલાયન કરી ગયેલા જોઇ શકયો. કેવી હિકમતથી તેઓ પલાયન કરી ગયા તે તેમના ઉપર પહેરો ભરનાર સિપાહીઓને તો શું; પરંતુ હિરાલાલને સુદ્ધાં માલૂમ પડયું નહિ. હિરાલાલની હાજરીમાં એ બન્ને લુચ્ચાઓ પલાયન કરી ગયા તેથીજ બિચારા પોલિસોની નોકરી અને આબરુ સલામત રહી; નહિ તો કેદીઓની સજા તેમનેજ ભોગવવી પડત. એ કેદીઓને સખ્ત સજા કરવાનો હિરાલાલે પોતાના અંતરમાં દૃઢ નિશ્ચય કર્યો હતો; પરંતુ કેદીઓ નાશી ગયા તેથી તે નિરાશ બની ગયો. ઘણા મહત્વના ગુન્હેગારો ગૂમ થઇ ગયા. ફરિયાદી આસામી પણ રફુચક્કર થઇ ગયો; તેથી હિરાલાલ સંપૂર્ણ નિરાશ થયો. તેથી સાક્ષી તરીકે તેણે વસન્તને પણ બોલાવ્યો નહિ. બીજા આરોપીઓ પાસે ગુન્હો કબૂલ કરાવીને તેણે તેમને ચાર ચાર મહિનાની સખ્ત કેદની સજા કરાવી. ચંપા વિરુદ્ધ પૂરાવો નહિ મળ્યાથી તેને છોડી દેવી પડી. ગુલાબ ઉપર અંતે ૧૯૯ મી કલમ પ્રમાણે આરોપ મૂકીને તેણે તેને કેદખાનામાં મોકલી; પરંતુ એકલી ચંપા બચી ગઇ. આપણે જનાર્દનાચાર્યની જે પુત્રીઓને આગળ જોઇ ગયા છીએ તે પિશાચ કેશવલાલનીજ બન્ને પુત્રીઓ હતી. પોતાના નામની સાથે કે-

શવલાલે પુત્રીઓનાં નામ પણ બદલી નાખ્યાં હતાં. ચંપાજ આપણી પૂર્વપરિચિતા રાધા હતી.

વસન્તે બીજે દિવસે એ મકાનનો ત્યાગ કર્યો. તેણે નલિન પાસે જઇને કહ્યું:—"નલિન! હવે હું મ્હારા જુના મકાનથી કંટાળ્યો છું. મ્હને તું કોઇ નવું મકાન શોધી આપ."

આમ કહી સકળ હકીકત નલિનને કહી સંભળાવી વસન્તે કહ્યું:—"આવા ખરાબ ભીષણ સ્થાને રહેવું મ્હને ઉચિત લાગતું નથી."

"ભાઇ! ત્યારે તો ડૉકટરના દરજ્જાને છાજે એવું મકાન મળી આવે ત્યાં સુધી તું મ્હારી પાસેજ રહે. ત્હારે હવે મ્હોટું મકાન જોઇએ. ત્હારે ડૉકટરનું અને સહાયકારી સંપાદકનું કામ કરવાનું છે. ત્હારે ત્હારી ઑફિસ પણ જૂદી જોઇએ. આ વર્ષાઋતુ પૂરી થવા દે—હમણાં મુંબાઇમાં ઘણી ચમત્કારિક અફવાઓ ફેલાવા લાગી છે." નલિને કહ્યું.

"શાની અફવાઓ?" વસન્તે ઉત્સુકતાથી પૂછ્યું.

"બે ચાર દિવસ ઉપર ચોપાટી આગળ આપણી વચ્ચે ચર્ચા થઇ હતી. તેમાં હમણાં હિન્દુ મુસલમાનોનો વાદ થનાર છે એવું જે ભવિષ્ય ભાખવામાં આવ્યું હતું તે ખરું ઠર્યું છે. પ્રત્યેક મસ્જીદમાં મુસલમાનોની સભા ભરાય છે. વળી ગણેશોત્સવની સભાઓ પણ ભરીને કાર્યક્રમ ઠરાવવામાં આવે છે. આવતી કાલે મુસલમાનોની અર્જી નેક નામદાર ગવરનર સાહેબ પાસે જવાની છે એવું સાંભળવામાં આવ્યું છે."

"પરંતુ પ્રતિષ્ઠિત આગેવાનો એક બીજાને માટે આપસ આપસમાં સમજી કેમ નથી લેતા?"

"એક વખતે એવો પ્રયત્ન કરવામાં આવ્યો હતો; પરંતુ તેનું કાંઇ સારું પરિણામ આવ્યું નહોતું. હિન્દુઓ મુસલમાનોનો વાંક કાઢે છે ત્યારે મુસલમાનો હિન્દુઓનો વાંક કાઢે છે."

"ત્હારો શો મત છે?" વસન્તે પૂછ્યું.

આ સમયે બે ચાર રોગીઓને આવેલા જોઇ નલિને કહ્યું:—"યથાવકાશે આપણે બન્ને એકમતનો નિર્ણય કરીશું!"

આવી રીતે નલિનનો અત્યાગ્રહ થયાથી વસન્તને તેને ત્યાંજ રહેવું પડયું. જો કે વસન્તની ચિત્તવૃત્તિ કાંઇક ક્ષુબ્ધ થઇ હતી તો

પણુ તેણે પોતાના વ્યવસ્થિતપણાનો ત્યાગ કર્યો નહોતો; છતાં તે શાન્તિલતાનું રાત્રિ દિવસ સ્મરણુ કર્યા કરતો હતો. વૃદ્ધ બાબુલનાથ આવે છે, તથા ચોપાટીના મહાવિદ્યાલયમાંજ શાન્તિલતા અભ્યાસ કરે છે એટલી હકીકત વસન્ત જાણી શકયો હતો. આથી તે વારંવાર વિશ્વવિદ્યાલયની પાસે જઇને ભમ્યા કરતો હતો; પરંતુ બ્હાર નીકળતી વિદ્યાર્થિનીઓમાં પોતાની હૃદયદેવીનું દર્શન નહિ થવાથી તે નિરાશ બની જતો હતો.

આજે ચોપાટી ઉપરથી નિરાશ થઈને વસન્ત ઝુલતા બાગમાં ગયો હતો. ત્યાંનું પ્રાકૃતિક સૌંદર્ય અને મનુષ્યજાતિની કરામતો જોવામાં તે તન્મય બની ગયો હતો. એવામાંજ ‘વાહ–એજ તે છે.” એવો આનંદસૂચક કોમળ સ્વર વસન્ત પોતાની પાસેથી સાંભળી શકયો. આ વાકય ઉચ્ચારનાર કોણ છે એ જોવાના હેતુથી વસન્તે પાછળ દૃષ્ટિ ફેરવી જોઇ તો તે ચંપાને જોઇ શકયો. તેનાં વસ્ત્રો મલિન તેમજ ફાટલાં તૂટલાં હતાં. તેની ગભરાયલી પરંતુ સુંદર મુખમુદ્રા વસન્તના જોવામાં આવતાંજ તેના અંતરમાં તેને માટે દયા ઉપજી. ચંપાએ વસન્તની પાસે આવીને શરમાતાં શરમાતાં કહ્યું:—“કેમ વસન્તરાય ! હું તમનેજ મળવાના હેતુથી આ તરફ આવી છું. પહેલાંનું મકાન તમે કેમ છોડી દીધું ? હમણાં તમે કયાં રહો છો ?”

વસન્તે આ પ્રશ્નોનો ઉત્તર આપ્યો નહિ. ચંપાએ ખિન્નસ્વરે કહ્યું:—“ એ રાત્રિના પ્રકાર પછી તમારું મન વ્યાકુળ બની ગયું હશે. વસન્તરાય ! એ માટે હું કોઇ પણ રીતે દોષપાત્ર છું કે ? ન્યાયાધીશે મ્હને નિર્દોષ ઠરાવીને છોડી મૂકી છે. એટલા ઉપરથીજ હું નિર્દોષ છું એમ તમને નથી લાગતું ? વસન્તરાય તમે વિરક્ત કેમ દેખાઓ છો ? ”

વસન્તનું મુખમંડળ વિશેષ વિરક્ત બની ગયું. તેના મુખ તરફ જોઈને સ્મિત કરી ચંપાએ કહ્યું:—“ જો હું ધારીશ તો તમને હસાવીશ–આનંદિત કરીશ. ”

વસન્તે આ સમયે આતુરતાથી ચંપાના વદનમંડળ તરફ જોયું.

ઓઠને દાંતનો દંશ દઈ,અલ્પકાળ પછી ચંપાએ કહ્યું:–“ કાંઇ નહિ. તમે હમ્મેશાં હસતા રહો–આનંદિત રહો એમજ હું ઇચ્છું છું. હું તમને આનંદિત કરીશ તો તમે આનંદિત થશોને ? હસાવીશ તો હસશોને ? મ્હને હું માગું તે આપવાનું તમે વચન આપ્યું છે એ

તમારા સ્મરણમાં છે કે ? "

" શું છે તે કહે તો ખરી ? " વસન્તે ઉત્સુકતાથી પૂછ્યું.

જાણે વસન્તના હૃદયની પરીક્ષા કરતી હોય એવી રીતે ચંપાએ એકાગ્રદૃષ્ટિથી તેના મુખમંડળ તરફ જોઇને કહ્યું:—" હું ઠેકાણું લઇ આવી છું ! "

" ઠેકાણું ?! " વસન્તના મુખમાંથી આશ્ચર્ય અને ભીતિસૂચક શબ્દ નીકળ્યો.

" તમે મ્હને જે ઠેકાણું લાવવાનું કહ્યું હતું તે ઠેકાણું હું લઇ આવી છું. તમારા ધ્યાનમાં છે કે ? "

" હા. "

" ત્યારે હવે હું તમને એ સ્વર્ગની અપ્સરાનું ઠેકાણું જણાવીશ ! " ચંપાના કંઠસ્વરમાંથી સ્પષ્ટ થતી અસુયા વસન્તના લક્ષ્યમાં આવી નહિ. તેની સ્મૃતિ ગરમ થયેલા તેલની માફક એકાએક ભડકી ઉઠી. એકાએક અગ્રેસર થઇ ચંપાનો હાથ પકડીને તેણે કહ્યું:— " ચંપા—ચંપા, કહે, મ્હને એ ઠેકાણું સત્વર કહે. ચાલ તું મ્હને એનું નિવાસસ્થાન બતાવ. ચાલ—જલ્દી ચાલ. "

સહજ પાછળ હઠી જઇને ચંપાએ કહ્યું:—" મ્હારી સાથે ચાલો. ગલીનું કિંવા રસ્તાનું નામ હું જાણતી નથી. તો પણ હું બરાબર તમને ત્યાં લઇ જઈ શકીશ. "

આમ કહીને ચંપાએ વસન્તના હાથમાંથી પોતાનો હાથ છોડાવી લીધો. બીજાના સુખને માટે પોતાના સુખની આહુતિ આપતાં મનુષ્યપ્રાણીને જેટલું દુઃખ થાય તેટલાજ દુઃખની મલિન છાયા ચંપાની મુખમુદ્રા ઉપર છવાઈ ગયેલી જોવામાં આવતી હતી. દીનતાથી વસન્ત તરફ જોઇને તેણે કહ્યું:—" હવે તમને આનંદ થયો ને ? "

ચંપાનો છોડી દીધેલો હાથ પુનઃ પોતાના હાથમાં પકડીને વસન્તે કહ્યું:—" ચંપા ! ત્હારે સોગન ખાવા પડશે. "

આશ્ચર્યચકિત બની જઇ, વસન્ત તરફ જોઇને ચંપાએ પૂછ્યું:— " શાના સોગન ખાવા પડશે ? "

" તું આ ઠેકાણું ત્હારા પિતાને કહીશ નહિ. " વસન્તે કહ્યું, " જો તું કહે તો તને મ્હારા સમ છે. "

" હું મ્હારા પિતાને આ ઠેકાણું કહીશ એવો તમને સંશય છે ? તેમની સાથે હવે મ્હારે શો સંબંધ છે ? પરંતુ તમે હવે મ્હને સોગન

દેશો નહિ. તમારા સોગન એ જાણે કે જાદુગરની આજ્ઞા છે. વસન્ત-રાય ! તમે જાદુગર છો !"

" પરંતુ તું સોગન ખાતી નથી ?"

" હું સોગન ખાઇને કહું છું, આ ઠેકાણું હું મ્હારા પિતાને પણ જણાવીશ નહિ."

" તે સાથે બીજા કોઇને નહિ જણાવવાનું પણ તું કબૂલ કર."

" કબૂલ કરું છું. હવે તો સમાધાન થયું ને ?"

વસન્તે કહ્યું:—" હવે ચાલ ત્યારે."

" ભલે ચાલો. આજે તમારા અંતરમાં આનંદ સમાતો નથી!" ચંપાએ કહ્યું.

આગળ ચાલતાં ચંપાએ કહ્યું:–" ડૉકટર વસન્તરાય ! તમે મ્હોટા માણસ છો. હું ગરીબ ભિખારિણી છું. જો મ્હારી સાથે સાથે તમે ચાલશો તો લોકો તમારી મશ્કરી કરશે. તમારા જેવા પ્રતિષ્ઠિત પુરુષ મ્હારા જેવી અભાગિની દીન બાળિકાની સાથે ચાલે એ શોભે નહિ. તમે મ્હારી પાછળ પાછળ ચાલો."

ચંપાનાં આ વચનોમાં કેટલી બધી વ્યાકુળતા ભરેલી હતી એ વસન્ત સમજી શકયો. તે ચંપાના મુખ તરફ જોઇ રહ્યો. તેનું અંતર અતિ દુઃખિત થયું; છતાં તેણે પોતાના મુખમાંથી એક પણ સહાનુભૂતિ-સૂચક શબ્દ ઉચ્ચાર્યો નહિ. તે ચંપાની પાછળ પાછળ ચાલવા લાગ્યો. ચંપા મુક્ત હતી અને વસન્ત પણ મુક્ત હતો. અનેક ગલીઓ તેમજ રસ્તાઓ વટાવીને અંતે તેઓ બન્ને એક બંગલી પાસે જઈ પહોંચ્યા. બાગમાં આવેલી ન્હાની બંગલી તરફ આંગળી કરી, વસન્તને ઉદ્દેશીને ચંપાએ કહ્યું:–" જુઓ, પેલું તમારું સ્વર્ગ. એ સ્વર્ગમાંજ તમારી અપ્સરા રહે છે."

કદાપિ નહિ જોયલી, પરંતુ અશ્રુતપૂર્ણ અને અદ્દભુત વર્ણનો સાંભળેલી વસ્તુ પ્રત્યક્ષ નજરે જોવાનો પ્રસંગ મળતાં મનુષ્ય આનંદથી જે પ્રમાણે વિગતભાન બની જાય છે તેવીજ રીતે અપાર આનંદથી વસન્ત શુદ્ધિશૂન્ય બની ગયો. જો તેને ચંપા શુદ્ધિમાં ન લાવી હોત તો તે ઘણા સમય સુધી, બાગમાં આવેલી એ બંગલી તરફ એકાગ્રદષ્ટિથી જોઇ રહેત. ચંપાએ તેને કહ્યું:—" હવે મ્હારું ઇનામ આપો છો કે ?"

વસન્તે એ જાદુભરેલી બંગલી તરફથી દૃષ્ટિ પણ ફેરવ્યા

સિવાય પોતાના ખિસ્સામાંથી ત્રણ ચાર રૂપિયા કાઢી તેના હાથમાં મૂકીને કહ્યું:—"લે, આ ત્હારું ઇનામ !"

ચંપાએ રૂપિયા હાથમાં લઇને પાછા વસન્ત પાસે ફેંકી દીધા. વસન્ત એ રુપિયાનો ખડખડાટ તથા ચંપાનો નિરાશા અને સંતાપ-પૂર્ણ કંઠસ્વર સાંભળી શક્યો. ચંપાએ કહ્યું:—"ઇનામમાં મ્હારે રૂપિયા જોઇતા નથી."

વસન્તે શુદ્ધિમાં આવી દૃષ્ટિ ફેરવી તો ચંપાને તેણે પોતાની પાસેથી જતી રહેતી જોઈ; રૂપિયા પણ તેના પગ પાસે પડી રહેલા હતા. અંતરમાંજ ચંપાનો તિરસ્કાર કરીને વસન્તે એ રૂપિયા ઉંચકી લઈ ખિસ્સામાં મૂકવા, તથા તે બાગમાં પ્રવેશ કરી, બંગલી પાસે જવાનો વિચાર કરવા લાગ્યો; પરંતુ પુનઃ તેનો વિચાર બદલાયો. તે બંગલીનો અને આસપાસના સ્થાનનો નકશો પોતાના સ્મૃતિપટ ઉપર ચિતરી લઈ, ચિંતાતુર ચિત્તે નલિનના મકાન તરફ જવા લાગ્યો.

તેજ દિવસે રંગનાથ કોઈ કામને લીધે બ્હાર ગામ ગયો હતો. ચાર ચાર પાંચ પાંચ મહિનાને અંતરે તે આવી રીતે બ્હાર ગામ ફરી આવતો હતો. ખરચની તાણ પડતાંજ તે બ્હાર ગામ ચાલ્યો જતો હતો એમ શાન્તિલતા ધારતી હતી. રંગનાથ આજે પણ બ્હાર ગામ ગયો હતો અને ત્રણચાર દિવસ પછી પાછો આવવાનો હતો. ઘરમાં શાન્તિલતા અને વૃદ્ધા શિવગંગા સિવાય બીજું કોઇ નહોતું. શાન્તિલતાને હજી એટલી ચિંતા થયા કરતી હતી કે, રંગ-નાથના હાથ ઉપર થયેલો જખમ અદ્યાપિ રુઝાયો નહોતો તેમજ તેની અશક્તિ સર્વાંશે દૂર થઈ નહોતી. બ્હાર ગામ ગયેલા પિતાથી જખ-મની ઉપરનો પાટો છોડી બાંધી શકાશે નહિ, અને કદાચ તે પાકશે તો તેને વિશેષ વ્યથા વેઠવી પડશે એવી શાન્તિને ચિંતા થયા કરતી હતી. આવી ચિંતાથી રાત્રે તે સ્વસ્થતાથી નિદ્રા સુખ પણ મેળવી શકતી નહિ. પોતાની ઓરડીમાં, પલંગ ઉપર આડી પડીને તે પોતાના વિદ્યાભ્યાસનું પુસ્તક વાંચતી હતી. એવામાં તેણે બાગમાં કાંઈ વસ્તુ પડયાનો ખડખડાટ સાંભળ્યો. શાન્તિલતા શય્યામાં બેઠી થઈ શિવ-ગંગાને બોલાવવા લાગી. ભાદ્રમાસની શુદ્ધ તૃતીયા હોવાથી ચંદ્ર ક્યારનોય અસ્ત થઇ ગયો હતો. બગીચામાંનાં વૃક્ષો ભીષણ અંધ-કારમાં રાક્ષસોની માફક ઉભાં રહેલાં હતાં. બારી ઉઘાડીને શાન્તિ-લતાએ બગીચામાં દૃષ્ટિ કરી; કિન્તુ અંધકારમાં તે કાંઇ જોઇ શકી નહિ.

એવામાં શિવગંગા આવી પહોંચી એટલે શાન્તિલતાએ તેને પૂછ્યું:—"બગીચાના દરવાજાને તાળું વાસ્યું છે ને?"

"હા—હું જાતેજ વાસી આવી છું."

"ત્યારે બગીચામાં હમણાં શાનો ધબાકો થયો?"

"કદાચ એક પાકેલું પપનસ ઝાડ ઉપરથી નીચે પડયું હશે. મુંબાઈની વસતિમાં ચોર લોકો ચોરી કરી શકતાજ નથી. વૃક્ષ ઉપરથી પપનસ નીચે પડયું હશે તેથીજ ધબાકો થયો હશે."

શાન્તિલતાની શંકાનું સમાધાન થયું. તે પોતાના ભય ઉપર હસી અને પુનઃ અભ્યાસમગ્ન થઇ. સમસ્ત રાત્રિમાં પુનઃ બીજો કશો અવાજ થયો નહિ. સ્હવારે ઉઠીને જે પપનસ પડયાથી પોતાના અંતરમાં વિના કારણ ભય ઉપજ્યો હતો એ પપનસ જોવા શાન્તિલતા બગીચામાં ગઈ, તો બારી પાસે આવેલા પપનસના વૃક્ષ નીચે તેણે એક પાકું પપનસ પડેલું જોયું. ઘણીજ આતુરતાથી શાન્તિ એ પપનસ ઉંચકવા ગઇ કે તરતજ તે આશ્ચર્યચકિત બની ગઇ, તથા થોડે દૂર ખસી જઇ એ પપનસ તરફ જોઈ રહી. જો કોઈ ચિત્રકાર આ સમયે ત્યાં હાજર હોત તો તેણે ગભરાઈ ગયેલી શાન્તિનું ઘણું રમણીય ચિત્ર આલેખ્યું હોત. શાન્તિને ગભરાવે તેમજ આશ્ચર્યચકિત બનાવે એવી શી વસ્તુ પાપનસમાં હતી?

પોતાની ગભરામણ તથા આશ્ચર્યને દૂર કરીને એ પપનસ તેણે ઉંચકી લીધું. એ પપનસની સાથે એક પત્ર બાંધેલો હતો તે તેણે સાવધાનતાથી છોડી લીધો. એ પત્ર ઉપર કોઇનું નામઠામ લખેલું નહોતું. એ પત્ર પપનસ સાથે કોણે બાંધ્યો હશે? શા માટે બાંધ્યો હશે? એ પત્રમાં કાંઈ ગૂઢ રહસ્ય સમાયલું હોવું જોઈએ એમ સમજીને શાન્તિલતાએ એ પત્ર ફોડયો અને પછી તે વાંચવા માંડયો.

**હૃદયદેવી,**

"ઇશ્વરની આ સૃષ્ટિ પ્રેમનીજ છે. પ્રેમના મૂળભૂત તત્વ ઉપર સમસ્ત બ્રહ્માંડની રચના થયેલી છે. બ્રહ્માંડમાંથી જો પ્રેમનું વિસર્જન થાય તો તે બ્રહ્માંડનો નાશ થયા બરાબર છે. જડ અજડ, ચેતન અચેતન તથા ચળ અચળ વસ્તુઓ પ્રેમના તારથી એકત્ર થઇ રહેલી છે. પ્રેમજ જગતનો આધાર અને સંહાર છે. અનન્તનું એકમાં અને એકનું અનેકમાં પ્રેમજ રૂપાંતર કરે છે!

\+ + + +

પ્રેમ અભેદ છે. ભેદમાં પ્રેમ નથી. ભિન્નતાનો નાશ કરી પ્રેમજ ઐક્ય કરે છે. પ્રેમની એ પ્રકૃતિજ છે. લોઢાને આકર્ષતા ચુંબકની માફક પ્રેમ સમસ્ત વિશ્વને અને પ્રત્યેક પરમાણુને પોતાના તરફ આકર્ષે છે અને તેને પ્રેમમય બનાવે છે.

\+ + + +

"પ્રેમ સાહસિક છે. પ્રેમ સરળ છે. પ્રેમ નિસ્વાર્થી છે.

\+ + + +

"પ્રેમની શક્તિ અગાધ છે. પ્રેમ અનિર્વચનીય છે.

\+ + + +

"પ્રેમની લીલા આનંદમય છે. પ્રેમની લીલા ગંભીર છે.

\+ + + +

"પુષ્પોનું હાસ્ય, પક્ષીઓનું સંગીત, વાયુદેવતાનું નૃત્ય, તારકાઓનું છુપાવું, તથા વસન્તઋતુનું આગમન એ પ્રેમનાં ચિહ્નો અને સાધનો છે.

\+ + + +

"પ્રેમી આ સાધનોનો ઉપયોગ કરીને વિલગ્ન પ્રેમને સંલગ્ન કરે છે.

\+ + + +

"વિલગ્ન સ્થિતિમાં પ્રેમની આશા, જીવધારણ કરી રાખવાનો ઉપાય છે. પ્રેમના નિદિધ્યાસથી પ્રેમી પોતાની પ્રેમવસ્તુને પ્રેમપૂર્ણ કરીને પ્રેમ કરવામાં તન્મય કરે છે. એથીજ પ્રેમ આકર્ષણીય છે.

\+ + + +

"જેમનાં હૃદય વિશુદ્ધ પ્રેમથી પરિપૂર્ણ છે તેમના સુખને ઇશ્વર પણ ઓછું કરી શકતો નથી. એ પ્રેમ હૃદયો એક કરીને તેને અક્ષયત્વ અને અવિનાશિત્વ માત્ર પરમેશ્વર આપે છે.

\+ + + +

"પ્રેમહૃદયો દેહાવસાન પછી અપાર્થિવ પ્રેમના શાશ્વત સામ્રાજ્યમાં લીન થાય છે.

\+ + + +

"દેવિ! આવો પ્રેમ તું પિછાને છે કે? હું તો એવો પ્રેમ પિછાનું છું; પરંતુ મ્હારો પ્રેમ વિલગ્ન સ્થિતિમાં હોવાથી હું ઘણો દુઃખી થઉં છું. મ્હારું પ્રેમસ્વર્ગ એક રમણી હરી ગઇ છે.

\+ + + +

"હું એ રમણીની શોધ કરું છું. પહેલાં મ્હેં તેને રાણીના બાગમાં જોઈ હતી; પરંતુ હવે તે ત્યાં દેખાતી નથી. મ્હેં મહા મુશિબતે જ્યારે તેના નિવાસસ્થાનનો પત્તો મેળવ્યો ત્યારે ત્યાંથી પણ તે અદ્રશ્ય થઇ ગઈ. તે ક્યાં અદ્રશ્ય થઈ ગઈ છે એ પણ તેણે મ્હને જણાવ્યુ નથી.

\+ + + +

"દેવિ! એ રમણીને તું ઓળખતી હોય તો તેની સાથે તું મ્હારો મેળાપ કરાવીશ કે?

\+ + + +

"કાલે રસ્તામાં મ્હને પ્રેમોન્મત્ત મળ્યો. પ્રેમની ધ્યાનધારણાથી તે ખરેખર ઉન્મત્ત બની ગયો છે. તે પ્રેમની શોધ કરવાને ભટકે છે. તેને તેનો પ્રેમ પ્રાપ્ત થશે કે? તે તેનો પ્રેમ પ્રાપ્ત કરવાની આશા રાખે કે? તે અત્રે આવે કે?"

## લી૦
## શુદ્ધ પ્રેમને પ્રાપ્ત કરવાની અભિલાષા રાખનાર.

આવો વિલક્ષણ પત્ર વાંચવામાં આવતાં શાન્તિલતા ચંચળ બની ગઈ. એ પત્ર કોના તરફથી આવ્યો છે એ તે તરતજ સમજી ગઇ. પોતે પ્રેમી છે એમ આજે તેને સ્પષ્ટ માલૂમ પડયું. એ પત્રને વારંવાર વાંચતાં તેની દેહલતા પુલકિત અને પ્રેમામૃતબિંદુઓથી આર્દ્ર થવા લાગી. પોતાના પ્રેમિક તરફથીજ પ્રેમ યાચના અને પ્રેમસંદેશ આવેલો જોઇને તે અતિ આનંદિતા થઈ. એ પ્રેમપત્રના ચિંતવનમાંજ તેનો સમસ્ત દિવસ પસાર થઈ ગયો. એ પ્રેમોન્મત્ત બનેલો પ્રેમિક અવશ્ય આવશે એવી અંતરમાં ખાત્રી હોવાથી વૃદ્ધા શિવગંગાના સૂઇ ગયા પછી તેણે બાગમાં પ્રવેશ કર્યો. પ્રેમના આનંદમય વિચારોમાં તલ્લીન થઇને તે ચોતરફ જોવા લાગી, તો તેણે એજ પપનસના વૃક્ષ નીચેથી એક સ્વરૂપવાન્ યુવકને પોતાના તરફ આવતો જોયો. ચંદ્રના ક્ષીણ પ્રકાશનો બાગમાં સામાન્ય વિસ્તાર થયેલો હતો; તો પણ શાન્તિલતા એ યુવકને જોતાંની સાથેજ ઓળખી ગઈ. તેની શુદ્ધિ ગૂમ થઈ જવા લાગી. તેનું સર્વાંગ કંપી ઉઠયું. એવામાં યુવકે આગળ આવીને મધુરકંઠે કહ્યું:—"દેવિ! પરવાનગી લીધા સિવાય નીચ ચોરની માફક મ્હેં તમારા બાગમાં પ્રવેશ કર્યો છે; પરંતુ હું ચોર નથી. મ્હારા હૃદયની–પ્રાણની ચોરી થઈ છે. તેની શોધ કરતો કરતો હું અત્રે આવી પહોંચ્યો છું. શિષ્ટાચારનો, ની-

તિનો, ધર્મનો અને ચરિત્રનો ત્યાગ કરી પરવાનગી સિવાય હું અત્રે આવ્યો છું એ માટે મ્હને ક્ષમા કરો ! પુનઃ હું આવી રીતે નહિ આવું. પવિત્રતાને હું પુનઃ કલંકિત નહિ કરું. ”

\+ \+ \+ \+

શાન્તિલતા શરમાઈ જઇને ઉપર્યુક્ત વચનો સાંભળતી હતી. યુવકે પુનઃ કહ્યું:–“ દેવિ ! મ્હારા અપરાધની મ્હને ક્ષમા આપો. કહો, મ્હને ક્ષમા આપશો કે ! ”

શાન્તિલતાનું હૃદય ભરાઇ આવ્યું હતું. તેના અંતરમાં આનંદ ઉછળી રહ્યો હતો; પરંતુ તેની મર્યાદા અને પવિત્રતા તેના અંતરના પ્રેમને પાછો હાંકી કાઢતી હતી. તેણે ગદ્‌ગદ કંઠે માત્ર એટલું જ કહ્યું:–“ વસન્તરાય—”

વસન્તે બ્હીતાં બ્હીતાં કહ્યું:–“ હૃદયેશ્વરિ ! હવે હું તને તું કહીને જ બોલાવીશ. મ્હેં તને પત્ર પહોંચાડવાનું જે સાહસ કર્યું હતું તેથી મ્હારા માટે ત્હારા અંતરમાં તિરસ્કાર ઉપજ્યો હશે ! તેથી ત્હારું અપમાન થયું હશે ! પરંતુ હું શું કરું ? મ્હારું મન મ્હારા તાબામાં રહ્યું નથી. એટલું જ નહિ પણ મ્હારો દેહ સુદ્ધાં મ્હારા તાબામાં રહ્યો નથી. વારંવાર હું અત્રે આવીને ત્હારું દર્શન કરી શકું એટલી જ ભિક્ષા માગવાને હું અત્રે આવ્યો હતો. તને હું ઘણા દિવસ સુધી ત્રાસ નહિ આપું, કેમકે આ વિરહની અપાર વ્યથાથી મ્હારો દેહ અલ્પકાળમાં જ સ્વર્ગલોકમાં જશે એમ મ્હને લાગે છે. જો મ્હારા હૃદયની વ્યથા મ્હારાથી તને બતાવી શકાતી હોત તો હું આ અંતઃકરણકમલ ઉપર ત્હારી પ્રેમમૂર્ત્તિ પ્રતિષ્ઠિત થઇ રહેલી તને બતાવત; પરંતુ દેવિ ! મ્હારાં આવાં વિનયશૂન્ય વચનો સાંભળી તું મ્હારા ઉપર ક્રોધે તો નથી ભરાતી ને ? અત્યારે હું શું બોલું છું તેનું મ્હને ગ્નાન નથી. અંતરના આવેગને હું અટકાવી શકતો નથી. કદાચિત્ હું ત્હારું અપમાન કરતો હોઇશ—ત્હારી પવિત્રતા મ્હારાં વચનોથી કલંકિત થતી હશે—”

શાન્તિલતાના ધૈર્યનો અંત આવ્યો. વસન્તના ઉન્મત્ત પ્રેમાનંદ પ્રવાહમાં તે શુદ્ધિ ગૂમાવીને તણાવા લાગી. તેનું મસ્તક ભમવા લાગ્યું. તે તરત જ નીચે બેસી ગઇ. તેના મુખમાંથી માત્ર “ હે પ્રભુ ! ” આટલા જ શબ્દો નીકળ્યા.

વસન્ત પ્રેમથી ઉન્મત્ત બની ગયો હતો. શાન્તિલતાની મનઃ-

સ્થિતિ પણ પૂર્ણ દુર્બળ બની જઇને તેના તાબામાં આવી હતી. વસન્તનો પ્રેમ જો માત્ર રૂપનોજ મોહ હોત તો તેણે શાન્તિલતાની નિર્બળતાનો ફાયદો લઇને, તેને આલિંગન કરીને તેના પવિત્રતમ કૌમાર્યનો નાશ કર્યો હોત. ધર્મ, નીતિ અને પવિત્રતાનું ખૂન કરીને તેણે સ્વેચ્છાનુસાર વિહાર કર્યો હોત; પરંતુ વસન્તના પ્રેમમાં નીચ વિષયવાસનાનો સહજ પણ અંશ નહોતો. તેનો પ્રેમ દિવ્ય હતો—અપાર્થિવ હતો. માત્ર શરીરના સ્પર્શથી તેનો પ્રેમ તૃપ્ત થાય તેમ નહોતો. વસન્ત આવા અતિ પવિત્ર પ્રેમવાળો હોવાથી જ તેણે શાન્તિલતાની આવી સ્થિતિમાં તેને સ્પર્શ સુદ્ધાં કર્યો નહિ. જો કે તે અતિ ઉત્તેજિત કિંવા ઉન્મત્ત બની ગયો હતો તો પણ શાન્તિલતાના કૌમાર્ય ઉપર નીચતાથી છાયા પડે એવું નિંદ્ય કૃત્ય તેણે ન જ કર્યું. આનંદાવેશમાં જ તેણે કહ્યું:—"દેવિ ! આજે હું કૃતાર્થ થયો છું. મ્હારા પ્રેમનું પ્રતિદાન મ્હને મળ્યું છે. દેવિ ! મ્હારા ઉપર ત્હારો પ્રેમ છે.ને ? દેવિ ! આ પ્રેમામૃત પૂર્ણ શબ્દ મ્હને સંભળાવ !"

પ્રણયિની શાન્તિલતાએ શરમાતાં શરમાતાં ઉત્તર આપ્યો:—"તમે સઘળું જાણો છો; છતાં શા માટે પૂછો છો ?"

ઉત્તેજિત બનેલા વસન્તે કહ્યું—"દેવિ ! આ આનંદનો આવેગ હું સહન કરી શકતો નથી."

સ્ત્રીજાતિ ઘણી સંયમી હોય છે. પોતાના પ્રબળ મનોવિકારોને સ્ત્રીઓ જેવી રીતે દબાવી શકે છે તેવી રીતે પુરુષો દબાવી શકતા નથી. શાન્તિલતાની વૃત્તિ જો કે અત્યંત પ્રબળ થઇ હતી તોપણ તેણે મહા મુશિબતે તેની વૃત્તિને દબાવી દીધી. તે એકાએક શાન્ત અને ગંભીર થઇ ગઈ. પ્રસન્ન તેમજ પ્રેમપૂર્ણ સ્વરે તેણે કહ્યું:—"પ્રેમાવેગને સહન કરવામાં જ યથાર્થ સ્નેહ છે."

પછીથી વસન્ત શાન્તિલતા પાસેથી વિદાય લઇને ચાલ્યો ગયો.

\+ \+ \+ \+

વસન્તને હવે બીજો વિષય નહોતો. બે દિવસથી સમસ્ત મુંબાઈ નગરી ગણેશોત્સવમાં નિમગ્ન થઈ હતી. અનેક સ્થળોએ ભવ્ય મંડપોમાં શ્રીસિદ્ધિવિનાયકનો ઉત્સાહ ચાલુ હતો. દીપોત્સવની અપ્રતિમ શોભા જોવામાં આવતી હતી. અનેક પ્રેક્ષકોની દોડાદોડ વસન્તના જોવામાં આવી. વિનાયકની પ્રશસ્તી ગાનાર મંડળો વિવિધ પ્રકારના વેશમાં જતાં જોવામાં આવતાં હતાં. ચોતરફ ધામધૂમ થઇ રહી હતી.

વસન્તે એક ઠેકાણે બે ચાર હિન્દુ અને મુસલમાનોની બાથાબાથી થયેલી જોઇ, તથા ત્યાં પોલિસ પણ જોવામાં આવી. અન્ય સ્થળે વસન્તે મુસલમાનોનાં ટોળાંને મસ્જીદમાં કિંવા રસ્તા ઉપર એકત્ર થયેલાં જોયાં; પરંતુ એ સર્વ પ્રકાર તરફ વસન્તનું લક્ષ્ય નહોતું. તે જૂદાજ વિચારોમાં મગ્ન બની ગયો હતો. એવામાં ચંપાએ એકાએક તેની પાસે આવીને કહ્યું:—"કેમ વસન્તરાય! હવે તો તમે આનંદમાં છો ને?"

પોતાની સમાધિમાંથી જાગ્રત થઇને વસન્તે જોયું તો તેણે ચંપાને પોતાની પાસે આવીને ઉભી રહેલી જોઇ. ત્રણ ચાર દિવસથી તેને ચંપા બિલકુલ યાદ આવી નહોતી. જે સુખના સિંહાસન ઉપર વસન્તનો આભિષેક થતો હતો તેના ઉપર તેની સ્થાપના ચંપાએ જ કરી હતી; છતાં તે તેનો ઉપકાર ભૂલી ગયો હતો. અન્ય વસ્તુનુ તદ્દન વિસ્મરણ થવું એ પ્રેમનું જ પરિણામ છે. જો અન્ય કોઇ કોઈ સ્થળે અને અન્ય સમયે ચંપાની સાથે તેની મુલાકાત થઇ હોત તો તેણે તેનો આભાર માન્યા સિવાય તેને જવા દીધી હોત નહિ; પરંતુ આ સમયે તે ધાંધળમાં હતો. પ્રેમિક બાહ્ય જગત્‌ને સર્વાંશે વિસરી જાય છે. પ્રેમ સિવાય બીજું કાંઇ તેનું ધ્યેય હોતું નથી. આ નિયમને કાંઇ વસન્ત અપવાદરૂપ નહોતો. તેણે ચંપા તરફ જોઇને આશ્ચર્યસૂચક સ્વરે પૂછ્યું:—"કોણ, ચંપા કે?"

"વસન્તરાય! માત્ર ત્રણ જ દિવસમાં મ્હને ભૂલી ગયા કે? મ્હારા તરફ આવું બેદરકારી ભર્યું વર્તન કેમ ચલાવો છો? મ્હારાથી કાંઇ ગુન્હો થયો છે કે શું?"

"ના." માત્ર આટલું જ બોલીને વસન્ત શાન્ત રહ્યો.

આ સમયે ચંપાની કાંઇ બોલવાની ઇચ્છા હતી; છતાં તે બોલી શકી નહિ. તેની વાચાળતા હમણાં અદ્રશ્ય થઇ ગઇ હતી. હૃદય ઉપર હાથ મૂકી, હૃદયમાંથી ઉછળતા વિચારોને દબાવી રાખી, નિરાશ થયેલી પિશાચિની પ્રમાણે કર્કશ હાસ્ય કરીને તેણે કહ્યું:—"પરમાત્મા તમને સર્વદા સુખમાં રાખો એટલી જ મ્હારી તેના પ્રત્યે અનન્યભાવે પ્રાર્થના છે!"



## પ્રકરણ ૧૭ મું.



### સ્નેહના ઉભરા.

ચંપાએ વિદાય થઈ જવાનો ભાવ દર્શાવ્યો; પરંતુ વસન્તે પૂંઠ ફેરવી એટલે તે ઘણી સાવધાનતાથી તેની પાછળ પાછળ જવા લાગી. વસન્ત ક્યાં જશે એ તે સારી રીતે જાણતી હતી. વસન્તે યથાસ્થાને જઇ પહોંચીને બગીચાના કંપાઉન્ડને કૂદી જઇ બગીચામાં પ્રવેશ કર્યો. તેનું આવું વર્તન જોવામાં આવતાં ચંપાને ઘણું આશ્ચર્ય ઉપજ્યું. તે ત્વરિતગતિથી બગીચામાં દાખલ થઇ. પછીથી ધીમે ધીમે તે જે રસ્તેથી વસન્ત ગયો હતો તે રસ્તા તરફ નહિ જતાં બીજા રસ્તેથી બંગલીની પછીત પાસે જઇને બેઠી. એ ઠેકાણે વૃક્ષલતાઓનો વિશેષ સમુહ હોવાથી ત્યાં ઘણા જ અંધકારનો વિસ્તાર થયેલો હતો. આથી ચંપાને ત્યાં છુપાઇ જવામાં બિલકુલ અડચણ પડી નહિ.

ચંપા આ સમયે ત્યાં વસન્ત તેમજ તેની પ્રણયદેવીનો પહેરો ભરવાને જ બેઠી હતી કે કેમ એ તો પ્રભુ જાણે ! એ તરફ વિશેષ વસતિ નહિ હોવાથી આજુબાજુમાં નિસ્તબ્ધતાનું સામ્રાજ્ય સ્થાપિત થયેલું હતું. ચંપા પણ સ્વસ્થતાથી બેસી રહી હતી; છતાં તેનું મન સ્વસ્થ હતું કે શું ?

રાત્રિના લગભગ સાડાદશ વાગ્યાના અરસ્સામાં બે મુસાફરો ત્યાં થઇને જતા જોવામાં આવ્યા. તેઓમાંનો એક બોલ્યો કેઃ—"એ શું મ્હારો તિરસ્કાર કરે છે ? હું આજે તેને મ્હારો સપાટો બરાબર બતાવીશ." આ વાક્ય ચંપાના સાંભળવામાં આવ્યું. આ સમયે કોઇનો આ એકાન્ત રસ્તા ઉપર અવાજ સાંભળવામાં આવ્યાથી ઉપર્યુક્ત બન્ને મનુષ્યોની વાતચિત બંધ પડી. બન્ને મનુષ્યો અલ્પકાળને માટે ભયભીત બની ગયા. તેઓ એકબીજાનો હાથ પકડીને ચાલવા લાગ્યા. થોડે દૂર ગયા પછી તેઓમાંના એક જણે કહ્યુંઃ—"કેમ, આટલો બધો બ્હી કેમ ગયો ? કોઇ પાછળથી બોલ્યું કે શું ?"

ચંપાના અવાજથી આ બન્ને નિશાચરો ભય પામ્યા હતા. અલ્પકાળમાં જ તેઓ બગીચામાં પ્રવેશ કરી જ્યાં ચંપા બેઠી હતી ત્યાં ગયા. ચંપાએ વિચાર્યું કે, એ માણુસો કોઇ ખરાબ ઉદ્દેશથી જ અત્રે આવેલા હોવા જોઇએ; પરંતુ અંધકારનો પૂર્ણ વિસ્તાર થયેલો હોવાથી

તે તેમને ઓળખી શકી નહિ. ”

આ સમયે આવેલા બે મનુષ્યો પૈકીનો એક બોલી ઉઠયો:—“ અંદર વધારે માણુસો તો નહિ હોય; વળી મ્હારા જાણવામાં આવ્યા પ્રમાણે રંગનાથ બ્હાર ગામ ગયેલો છે. આ સુયોગનો લાભ લઇ આજે જ આપણે શાન્તિને બળાત્કારે ઉપાડી જઇશું તો રંગનાથ આપણે આધીન થયા સિવાય રહેશે નહિ.”

બીજો માણુસ બોલી ઉઠયો:—“ બીજું કોણ અત્રે હાજર હોય ? તું સત્વર આ બારીમાં થઇને અંદર પ્રવેશ કર. ”

ચંપા ઓળખી ગઈ કે, આ બે માણુસોમાંનો એક તેનો પિતા ક્રૂર કેશવલાલ અને બીજો નિષ્ઠુર ભૈરવાચાર્ય હતો. ભૈરવાચાર્ય જેવો બારી ઉપર હાથ મૂકી ઉપર ચઢવા ગયો કે તરત જ તેના હાથને ચંપાનો હાથ અડકયો. આથી તે આશ્ચર્યચકિત તેમ જ ભયભીત બની જઇને બોલી ઉઠયો:–“ ઓ બાપ ! અહિં તો ભૂત હોય એમ લાગે છે !”

“ કોણુ છે ?” કેશવલાલે પૂછયું.

“ એ તો હું તમારી પુત્રી ચંપા છું. ” ચંપાએ ઉત્તર આપ્યો.

ચંપાનું નામ સાંભળતાં જ તેઓ બન્નેનો ભય દૂર થયો. કેશવલાલે કહ્યું:—“ ચંપા ! તું શા માટે અત્યારે અત્રે આવી છે ? અમારા કાર્યમાં હરકત કરવાની ત્હારી ઈચ્છા છે કે શું ?”

“ પિતાજી ! હું આપનું રક્ષણ કરવાના હેતુથી જ અત્રે આવી છું. જો આપ સત્વર અત્રેથી પલાયન નહિ કરી જાઓ તો પોલિસ આવી પહોંચી તમને કેદ પકડશે.” ચંપાએ ભય દર્શાવી નિષ્ઠુર પિતાને ત્યાંથી કાઢી મૂકવાના ઉદ્દેશથી કહ્યું.

“ તું અસત્ય બોલે છે. તું અમારા કાર્યમાં વિઘ્નકારિણી થઈશ તો ત્હારે જીવ આપવો પડશે, સમજી ?” ક્રૂર પિતાએ પોતાની ક્રૂરતાનું સંપૂર્ણ દર્શન કરાવ્યું.

“ હું સત્ય જ કહું છું કે, જો તમે મ્હારું કહ્યું નહિ માનો અને અત્રેથી પલાયન કરી નહિ જાઓ તો પોલિસના હાથમાં પકડાશો. જુઓ પોલિસ આવતી હોય એવો ખડખડાટ પણ સંભળાય છે. ” ચંપાએ દૃઢતાથી કહ્યું.

કેશવલાલ અને ભૈરવાચાર્યે કાન માંડીને સાંભળ્યું તો તેમણે કોઈનાં પગલાંનો અવાજ સાંભળ્યો. આથી તેમને ચંપાના વચનો સત્ય લાગ્યાં, અને અંતે તેઓ જીવ બચાવવાના ઉદ્દેશથી ત્યાંથી પલા-

યન કરી ગયા. પછીથી ચંપાએ સ્વગત કહ્યું:—"મ્હેં જો તેમને અંદર જવા દીધા હોત તો તેઓ કોણ જાણે કેવોય અનર્થ કરત. કોઈ બિલાડી કે કૂતરાનો ખડખડાટ સાંભળી પોલિસ આવતી હશે એવા ભયથી તેઓ પલાયન કરી ગયા !" આમ બોલી તે જ્યાં બેઠી હતી ત્યાં જ બેસી રહી.

\+ \+ \+ \+

રસ્તા ઉપર આ પ્રકાર બનતો હતો; પરંતુ બાગમાંના એક રમણીય વૃક્ષલતાઓથી ઘેરાયલા એકાન્ત સ્થાને શું બનતું હતું ? વસન્ત અને શાન્તિલતા અરસ્પરસ સૌન્દર્યપાન કરતાં હતાં. ઉભયના અંતરસાગરમાં ક્ષણે ક્ષણે અસંખ્ય સ્નેહ તરંગો ઉછળતા હતા.

આવી સુખદ સ્થિતિમાં ઘણો સમય વ્યતીત થઈ ગયા પછી વસન્તે કહ્યું:—"દેવિ ! હું હમ્મેશાં અત્રે આવું છું તેથી તને ક્રોધ તો નથી ઉપજતો ને ?"

શાન્તિલતાએ નમ્ર તેમજ મધુર સ્વરે કહ્યું:—"જો ક્રોધ ઉપજતો હોત તો મ્હેં આવો વ્યવહાર ચલાવ્યો જ ન હોત."

અતિ આનંદિત થઇને વસન્તે કહ્યું:—"ત્યારે હું હરનિશ ત્હારું દર્શન કરવા આવું તેથી તને કાંઈ અડચણ તો નથી ને ?"

"ના-પરંતુ-" આટલું જ બોલીને બાળિકા અટકી ગઈ.

"પરંતુ શું ?" ઉત્સુકતાથી વસન્તે પૂછ્યું.

"આવતી કાલે પિતાજી આવવાના છે. તેમની હાજરીમાં હું આવી રીતે તમને એકાન્તમાં મળવા આવી શકીશ નહિ. વળી અદ્યાપિ હું કુમારિકા છું. પરપુરુષની સાથે કુમારિકાએ રાત્રિના સમયે એકાન્તમાં મળી વાર્ત્તાવિનોદ કરવો એ ઈશ્વરાજ્ઞાથી વિરુદ્ધ છે. એ પ્રકાર ધર્મદષ્ટિથી પણ યોગ્ય નથી. આ પ્રકાર જનસૃષ્ટિને તેમ જ પિતાને તો બિલકુલ પસંદ પડશે નહિ." શાન્તિલતાએ ખેદ દર્શાવીને કહ્યું.

વસન્તે શાન્તિલતાના મુખ તરફ જોઈ રહીને કહ્યું:—"ત્યારે મ્હને તું પરપુરુષ સમજે છે કે ?"

"ના."

"મ્હારા ઉપર ત્હારો પ્રેમ છે કે ?"

"એ વાર્ત્તા માત્ર જગદીશ્વર જ જાણે છે."

"ત્યારે પછી ત્હારા દર્શનથી મ્હને જે સુખ ઉપજે છે એ સુખથી તું મ્હને વંચિત શા માટે કરે છે?"

"તમે મ્હારી દૃષ્ટિથી પારકા નથી; પરંતુ જનદૃષ્ટિથી, ધર્મ-દૃષ્ટિથી અને પારલૌકિક દૃષ્ટિથી આપણે એકબીજાથી પારકાં જ છીએ. મ્હારા કરતાં જન, ધર્મ અને પરમાર્થ ઉત્તમ છે. એમના સર્વના મંગલ આશીર્વાદથી આપણે આપણામાંનો ભેદ કાઢી નાખીશું એટલે—" શાન્તિલતા પછી શું બોલવાની હતી? એ શબ્દોની પાઠકોએ પોતાના અંતરમાં જ કલ્પના કરી લેવી.

"સરલા! પવિત્રતાની પ્રતિમા! ત્હારું કહેવું શિરોધાર્ય છે. શિષ્ટાચારને, ધર્મને અને પવિત્રતાને પદાઘાત કરવા જેવું જ મ્હારું વર્તન છે. તું પુષ્પ જેવી પવિત્ર અને કોમળ કુમારિકા છે. ત્હારા તરફ સ્થિર દૃષ્ટિથી જોવું એ જ ત્હારી પવિત્રતાનો અને કોમળતાનો ભંગ કરવા જેવું છે. શાન્તિ! ત્હારી પવિત્રતાનો હવે હું મ્હારી દૃષ્ટિથી પણ ભંગ નહિ કરું."

"મ્હારાં વચનોથી તમને ક્રોધ તો નથી ઉપજ્યો ને?"

"પ્રિયા! હું ત્હારા ઉપર કદાપિ ક્રોધે ભરાઇશ નહિ. મ્હારા હૃદયમાં ક્રોધનું સ્થાન છે કે કેમ તેની મ્હને પણ માહિતી નથી. હવે યાવચ્ચંદ્ર દિવાકરૌ એ ક્રોધબીજનો અંકુર ફુટવાનો નથી. મ્હારા હૃદયમાં એક જ વિકાર છે, તથા તે ત્હારા પ્રેમનો જ છે ત્હારા પ્રેમથી જ હું અહીં સુધી આવ્યો છું; પરંતુ એ પ્રેમ મ્હને અધર્મ કિંવા અનીતિ કદાપિ નહિ કરવા દે. સત્ય અને સાત્વિક પ્રેમમાં સ્વાર્થ, અધર્મ અને અધમતા હોતી નથી. એ પ્રેમ તો પવિત્ર, ઉદાત્ત અને મંગળમય હોય છે. મ્હને લાગે છે કે, મ્હારો પ્રેમ એવો જ છે. આપણા ઉભયના કલ્યાણાર્થે હવે હું પ્રયત્ન કરીશ. પરમ દિવસે આ સમયે મ્હારા પ્રયત્નનું કેવું પરિણામ આવ્યું છે તે નિવેદન કરવાને હું અત્રે આવીશ, તથા પછીથી ત્હારા પિતાજી પાસે હું ભિક્ષા માગીશ; પરંતુ ત્હારા વડીલ મ્હારી વિનંતિ માન્ય કરશે કે?"

"પિતાજી તેમની એકની એક અને પ્રાણાધિકા પુત્રીના સુખની આડે કદાપિ આવશે નહિ. હું પિતાજીને સમજાવીશ; વિવિધ પ્રકારે તેમના અંતરને સંતોષિત કરી તેમની પાસેથી સંમતિ મેળવીશ." શાન્તિલતાએ ઉત્તર આપ્યો.

"ત્યાં સુધી તું મ્હારું સ્મરણ કરીશ કે?" વસન્તે આતુર-

તાથી પૂછ્યું.

"આવો પ્રશ્ન શા માટે પૂછો છો ?" શાન્તિએ લજ્જામિશ્રિત સ્વરે કહ્યું.

"વાંરંવાર ત્હારા મુખમાંથી એ સુધા વર્ષાવનારો અતિ પ્રિય ઉત્તર સાંભળવાની હું અભિલાષા રાખું છું. મ્હારા ઉપર ત્હારો પ્રેમ છે ને ?"

મધુર લજ્જાપૂર્ણ સ્મિત કરીને શાન્તિલતાએ કહ્યું:—"હા—તમારા ઉપર મ્હારો પૂર્ણ પ્રેમ છે, તથા હું પણ તમે મ્હારા ઉપર પ્રેમ રાખો છો કે નહિ એ જાણવાની અભિલાષા રાખું છું."

અતિ આનંદિત થઈ વસન્તે કહ્યું:—"શાન્તિ ! તું મ્હારી હૃદયદેવી છે. તુંજ મ્હારું ચૈતન્ય છે. ઇશ્વરસાક્ષીથી હું કહું છું કે, મ્હારા સ્નેહની સ્વામિની સમસ્ત પૃથિવીમાં માત્ર તું એકલી જ છે."

આમ કહીને અંતરની ઉત્તેજનાથી વસન્તે શાન્તિલતાનો એક હાથ ઘણી જ નમ્રતાથી ઝાલ્યો. શાન્તિલતાએ વસન્તના હાથમાં પોતાનો હાથ રહેવા દઇને જ કહ્યું:—"હું પણ સઘળા દેવોને, બ્રાહ્મણોને, ધર્મને તથા અગ્નિને સાક્ષી રાખીને કહું છું કે, હું કાયા, વાચા અને મનથી આપની ચરણસેવિકા છું, તથા આપજ મ્હારા નાથ છે."

આવી રીતે ઘણા સમય સૂધી વાર્તાવિનોદ કર્યા પછી વસન્ત વિદાય થવાની તૈયારી કરવા લાગ્યો. શાન્તિએ પૂછ્યું:—"પરમ દિવસે પુનઃ પધારશોને ?"

ખિસ્સામાંથી રુમાલ બ્હાર કાઢતાં કાઢતાં વસન્તે ઉત્તર આપ્યો:—"હા, અવશ્ય આવીશ."

વસન્તે જ્યારે રુમાલ બ્હાર કાઢ્યો ત્યારે એમાંથી કાંઈ પડયું હોય એવો ભાસ થયાથી શાન્તિલતાએ પૂછ્યું:—"કાગળ જેવું શું પડયું વારું ?"

વસન્તે નીચે પડેલા કાગળ તરફ જોઈને કહ્યું:—"એ મ્હારી નામપત્રિકા હશે."

શાન્તિલતાએ એ પત્રિકા ઉંચકી લીધી ને વાંચી તો તેના ઉપર આ પ્રમાણે નામઠામ લખેલું હતું.

ડૉ. વસન્તરાય દેસાઈ. એલ. એમ. ઍન્ડ એસ.

કમાટીપુરા, મુંબાઇ.

શાન્તિલતાએ આ નામપત્રિકા પોતાની પાસે રાખી લીધી, અને તેણે પ્રેમપૂર્ણ અંતઃકરણે વંસન્તને વિદાય આપી.

વસન્ત જે માર્ગેથી આવ્યો હતો તે જ માર્ગેથી બગીચામાંથી બ્હાર નીકળ્યો. તેને કોઇ પણ મળ્યું નહિ. ચંપા સાથે પણ તેની મુલાકાત થઈ નહિ. ત્યારે શું તે ત્યાં જ નિદ્રાવશ થઈ હતી કે? હવે વસન્ત કયી તરફ ગયો?

---

## પ્રકરણ ૧૮ મું.

---

### અદ્‌ભુત યુક્તિ.

બીજે દિવસે યથાસમયે પોલિસથાણા પાસે જઇને કૃષ્ણલાલે મામાસાહેબની મુલાકાત લીધી. કૃષ્ણલાલની સાથે ફોજદાર સાહેબની મુલાકાત ન થાય એવી વ્યવસ્થા મામા સાહેબે પ્રથમથી જ કરી રાખી હતી. એકાન્ત જોઈને તરત જ કૃષ્ણલાલે સો રૂપિયા મામાસાહેબને સ્વાધીન કર્યા. પછીથી તેમની ઉભયની ઘણા સમયપર્યન્ત વાતચિત ચાલી. અંતે શ્યામજીને પોતાની પ્રપંચજાળમાં કેમ ફસાવવો તેનો પણ નિર્ણય થઇ ગયો. પછીથી મામાસાહેબે કહ્યું:—"અત્રે તો સઘળી વ્યવસ્થા નક્કી થઈ ગઇ; પરંતુ બાકીના રૂપિયાની વ્યવસ્થા ?!"

કૃષ્ણલાલે કહ્યું:—"અમારા જમીનદાર મહાશય હમણાં બ્હાર ગામ ગયેલા છે."

"કયાં ?"

"મુંબાઇ. તેઓ ઘેર આવી પહોંચશે એટલે આપના બાકી રહેલા રૂપિયાની વ્યવસ્થા થશે. જો કે આપને પાંચસો પૂરા તો નહિ; પરંતુ લગભગ ચારસો રૂપિયા અપાવી શકાશ."

"તમે મ્હને જેમ બને તેમ વધારે રકમ અપાવવાનો પ્રયત્ન કરજો !"

"એ સંબંધી હમણાં કાંઇ કહી શકાય નહિ; છતાં હું મ્હારાથી બનતો પ્રયત્ન અવશ્ય કરીશ."

"ઠીક છે, તમે આજે સંધ્યાકાળે જઇને સઘળી વ્યવસ્થા બરાબર કરી નાખજો; પણે એ દિકરો કબૂલ થશે કે ?"

"કબૂલ થશે એટલે ? એ તો શું; પરંતુ એનો બાપ તથા

એના પૂર્વજો પણ કબૂલ થશે. મામાસાહેબ ! એ માટે આપ તદ્દન નિશ્ચિંત્ત રહો. ”

આમ કહી મામાસાહેબ પાસેથી રજા લઈ કૃષ્ણુલાલ પોતાના ટટ્ટુ ઉપર સ્વાર થઈ સોનાપુર તરફ જવા લાગ્યો. બરાબર સંધ્યાકાળના અરસ્સામાં તે સોનાપુરમાં આવેલી પોતાની કચેરીમાં જઇપહોંચ્યો. પછીથી હાથપગ ધોઇ પોતાની રુદ્રાક્ષની માળા હાથમાં લઈ તે જપ કરવા બેઠો. ગૌમુખીમાં માળાના મણકાઓનો અવાજ થતો હતો. અને મુખમાંથી ‘રામ રામ રામ ’ એવો ઉચ્ચાર વચ્ચે વચ્ચે સાંભળવામાં આવતો હતો; આમ છતાં કૃષ્ણુલાલના અંતરમાં એવા વિચારો ચાલી રહ્યા હતા કેઃ— “ મ્હેં એમ ચોક્કસ ધાર્યું હતું કે, જમીનદાર મહાશયના હજાર રૂપિયા આપણને પચી જશે; પરંતુ હવે તેમાંથી ચારસો રૂપિયા ઓકવા પડશે એમ લાગે છે. સો રૂપિયા તો હું આજે જ આપી આવ્યો. બીજા ત્રણસો રૂપિયા એ મામાના કપાળમાં ઠોકવા જ પડશે. એ સિવાય છુટકો નથી; છતાં એમાંથી કમીસન તરીકે ચાળીસ રૂપિયા મ્હને પાછા મળશે, એટલે એકંદરે ત્રણસો સાઠ તો જવાનાજ. પરંતુ કરવું શું ? જો હું પૈસાનો લોભ કરવા જઉં તો મ્હારા કટ્ટા શત્રુનો વિનાશ કેવી રીતે કરી શકું ? શત્રુનું સત્યાનાશ વાળવાને માટે ઉદારવૃત્તિ રાખવીજ જોઇએ ! છતાં કોઇ પણ યુક્તિપ્રયુક્તિથી આ રૂપિયા જમીનદાર મહાશય પાસેથી જ મ્હારે કઢાવવા જોઇએ. તેઓ ક્યાં ગચ્છંતિ કરી ગયા છે એ હજી હું જાણી શક્યો નથી. તેઓ જ્યાં ગયા હશે ત્યાંથી મ્હને પત્ર લખ્યા સિવાય રહેવાના નથી. આ તરફના સમાચાર જાણવાને માટે તેઓ આકુળ વ્યાકુળ બની ગયા હશે. તેમનો પત્ર આવ્યેથી બીજા પૈસા કેવી રીતે કઢાવવા તેનો નિર્ણય સહેલાઇથી કરી શકાશે. શ્યામજી ! શ્યામજી ! જે દિવસે મ્હારા જુના જમીનદારનો સુધરેલો પુત્ર મ્હને ફસાવવાના હેતુથી ત્હારી પાસે ફરિયાદ કરાવશે તે દિવસે તું મ્હારા ઉપર ફરિયાદ કરીશ, કેમ ? હવે હું તને અલ્પકાળમાં જ મ્હારી શક્તિનો સંપૂર્ણ પરિચય કરાવીશ. હવે હું જોઉં છું કે, તું મ્હને ભાડાની કોટડીમાં મોકલે છે કે હું તને મોકલું છું ? પણ રામજીને ફરિયાદી બનાવવાનો મ્હેં ઠરાવ કર્યો છે. એ દિકરો કબૂલ થશે એટલે હું તો જાણે કે ગંગા ન્હાયો ! મ્હેં તેને બોલાવી લાવવા માટે માણસ મોકલ્યું છે; છતાં હજી સુધી તે કેમ આવ્યો નહિ ? એ આવશે એટલે હું તેને એક પ્રકારનો ભયંકર ભય

દર્શાવી મ્હારી ઈચ્છાને આધીન કરીશ. એને ફરિયાદી બનાવ્યા સિવાય બીજો એક પણ રસ્તો નથી !”

કૃષ્ણુલાલ સ્વગત આવી રીતે વિચારો કરતો હતો એટલામાં રામજી આવી પહોંચ્યો. નમ્રતાથી રામરામ કરીને તેણે કહ્યું:—“આપે મ્હને બોલાવ્યો છે, કેમ ?”

કૃષ્ણુલાલે હસ્તસંકેતદ્વારા તેને બેસવાની સૂચના કરી તથા તે ગૌમુખીને છાતી પાસે રાખી, નેત્રો મીંચી ધ્યાનમગ્ન બની ગયો. લગભગ સાત આઠ મિનિટ સુધી તે આવી રીતે બેસી રહ્યો. પછી ગૌમુખીનો કપાળ સાથે સ્પર્શ કરી, કોઇને પ્રણામ કરીને તે મુખથી અસ્પષ્ટ સ્વરે કાંઇ બડબડવા લાગ્યો. અંતે રામજી તરફ જોઇને તેણે કહ્યું:—“આજે હું ફરીથી થાણામાં ગયો હતો.”

“થાણામાં ગયા હતા ? શા માટે ગયા હતા ?”

“ફોજદાર સાહેબે મ્હને બોલાવ્યો હતો.”

“શા માટે આપને બોલાવ્યા હતા, સાહેબ ?”

“કહું છું—એ હકીકત કહેવાને માટે તો મ્હેં તને બોલાવ્યો છે. રામજી ! મ્હોટો અનર્થ થયો છે !”

ભયભીત સ્વરે રામજીએ પૂછ્યું—“શાનો અનર્થ ? એવું તે શું બન્યું છે ?”

“એક મહાન્ સંકટ આવી પડયું છે, અને એ સંકટમાં આપણે બન્ને ફસાઈ પડયા છીએ. ઈશ્વર એ મહાન્ સંકટમાંથી આપણું ઉભયનું સંરક્ષણ કરો !”

રામજી તો છેક ગભરાઈ ગયો. ભયથી તેનો કંઠ સુકાઈ ગયો. મહા મુશિબતે તેણે કહ્યું:—“ઓ બાપરે ! એવું તે શું થયું છે ? કારભારીસાહેબ જે થયું હોય તે કૃપા કરીને મ્હને સત્વર કહો.”

“અરે ! અત્યારથી જ આમ રાંડની માફક મ્હોટેથી બૂમો શાની પાડે છે ? ધીમેથી નથી બોલાતું કે ? વારુ, પહેલાં જો જોઇએ કે, આટલામાં બીજું કોઈ છે ?”

રામજી ઉઠી બ્હાર જઇને જોઇ આવ્યો. આસપાસમાં અન્ય એક પણ મનુષ્ય નહોતું. રામજીને પોતાની પાસે બેસાડી ઘણા ધીમા સ્વરે કૃષ્ણુલાલ કહેવા લાગ્યો:—“આજે બપોરે ત્રણેક વાગ્યાના અરસ્સામાં સૂઈ ઉઠીને હું ધૂમ્રપાન કરતો બેઠો હતો. એવામાં થાણાના એક સિપાહીએ મ્હારી પાસે આવીને મ્હને કહ્યું:—

"હમણાંને હમણાં ફોજદાર સાહેબ આપને બોલાવે છે!" એ સમયે ફોજદાર સાહેબ એકાએક મ્હને કેમ બોલાવે છે તેની કલ્પના હું કરી શક્યો નહિ. વિવિધ તર્ક કરી, ઘોડા ઉપર સ્વાર થઈ હું થાણા તરફ ગયો. ત્યાં જતાંની સાથે જ મ્હેં ફોજદાર સાહેબને ક્રોધાવેશમાં લાલચોળ આંખો કરીને બેઠેલા જોયા! મ્હને જોતાંની સાથે જ ફોજદાર સાહેબે ક્રોધકર્કશ સ્વરે તેમના સિપાહીઓને આજ્ઞા કરી કે, "સાલાને મુશ્કેટાટ બાંધો." તરતજ આજ્ઞાધારક સિપાહીઓએ મજબુત દોરડાથી મ્હારા હાથ પગ બાંધ્યા. ફોજદાર સાહેબ તો મ્હને તેમની મરજી પડે એવાં કઠોર અને તિરસ્કાર સૂચક વચનો સંભળાવવા લાગ્યા! આ સઘળો શો પ્રકાર છે તે એકદમ હું સમજી શક્યો નહિ! અંતે ફોજદાર સાહેબે મ્હને કહ્યું:–'તું ઘણો પાજી બદમાશ છે. જો ઈશ્વરે અમારું રક્ષણ કર્યું ન હોત તો આજે ત્હેં અમારું સૌનું લોહી રેડયું હોત!' મ્હેં બ્હીતાં બ્હીતાં નમ્રતાથી પૂછ્યું:—'શું થયું છે સરકાર! આપ આ શું કહો છો? હું તો કાંઈ સમજી શકતો નથી.' તેમણે કહ્યું:–'કાલે તું જે ઘી આપી ગયો હતો તેમાં પ્રાણહારક વિષ હતું. માશીબા ઘી મૂકીને સહજ આડાં થયાં એટલામાં એક બિલાડીએ ઘી ખાવા માંડયું. માશીબા પણ એ સમય દરમ્યાન જાગ્રત થયાં. બિલાડીથી વિશેષ ઘી ખાઈ શકાયું નહિ. તે મ્યાંઉં મ્યાંઉં કહીને બૂમો પાડવા લાગી. પછીથી અલ્પકાળમાં જ તે જમીન ઉપર પટકાઈ પડી, અને તેનો જીવ જતો રહ્યો. આ સિવાય એક કૂતરાને ઘી ખવડાવી જોયું તો તે પણ મરી ગયું. અમારો જીવ લેવાને માટે જ તું અમને આવું ઝેરી ઘી આપી ગયો હતો! ૩૦૭ મી કલમ પ્રમાણે હવે તને દશ વર્ષની સખ્ત મજુરીની સજા થશે!' આવાં વચનો સાંભળવામાં આવતાંજ હું મ્હોટેથી રડવા લાગ્યો, તથા મ્હેં ગદ્ગદ કંઠે ફોજદાર સાહેબને કહ્યું:—'સાહેબ! હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, આમાં મ્હારો કાંઇ દોષ નથી. મ્હેં તો રોકડા પૈસા આપીને ઘી વેચાતું આણ્યું હતું. એ ઘીમાં વિષ હતું એમ મ્હને કયાંથી માલૂમ પડે, સરકાર?' ફોજદાર સાહેબે પૂછ્યું:—'તું કોની પાસેથી ઘી લાવ્યો હતો?' ઉત્તરમાં મ્હેં નિરુપાયે ત્હારું નામ કહ્યું:—

કૃષ્ણલાલનાં વચનો સાંભળતાં સાંભળતાં રામજી બિચારો થરથર ધ્રૂજતો હતો. તેણે અસ્પષ્ટ સ્વરે કહ્યું:—"કારભારી સાહેબ? આપે મ્હારૂં નામ દીધું કે?"

" ત્યારે હું શું કરું ભાઇ? કોઇ પણ ભોગે પોતાના જીવનનું સંરક્ષણ કરવું એવો શાસ્ત્રમાં પણ ઉપદેશ આપેલો છે. વળી હું કાંઈ અસત્ય બોલ્યો નથી. મ્હેં ફોજદાર સાહેબને ત્હારું નામ કહ્યું એટલે તેમણે કહ્યું:—' ત્યારે તું અને રામજી બન્ને ગુન્હેગાર છો. હું તમારા બન્નેના ઉપર કેસ ચલાવું છું!' આથી હું તેમને ઘણું કરગર્યો, તથા હું તદ્દન નિપરાધી છું એવી મ્હેં તેમની ખાત્રી કરી આપી એટલે તેમણે કહ્યું:—"ઠીક છે, તું જ્યારે નિર્દોષ છે ત્યારે હું તને છોડી દઉં છું; પરંતુ બદમાશ રામજીને તો હું નહિ જ છોડી દઉં!" મ્હેં કહ્યું:—"સાહેબ! બિચારો રામજી પણ નિર્દોષ છે. તે ચાર પાંચ ખેડૂતોને ત્યાંથી ઘી લઇ આવેલો હશે તેથી કોને ત્યાં ઘીમાં ભયંકર વિષધરે મ્હોં ઘાલ્યું હશે એ તે કેવી રીતે જાણી શકે? હુજૂર! આપ એ બિચારા ગરીબ માણસ ઉપર પણ દયા કરો.' આમ છતાં તેઓ પ્રથમ તો મ્હારું કહ્યું સાંભળતા જ નહોતા. પછી મ્હેં જ્યારે વિશેષ આગ્રહ કર્યો ત્યારે તેમણે કહ્યું:—' એક ગામમાં મ્હારો કટ્ટો દુશ્મન છે. તેના ઉપર ચોરીનો માલ રાખ્યા સંબંધીનો ખોટો કેસ મ્હારે ચલાવવો છે. જો રામજી આ કેસનો ફરિયાદી થતો હોય તો જ હું તેને છોડી દઉં–નહિ તો હું તેના ઉપર અવશ્ય કેસ ચલાવીશ!' મ્હેં કહ્યું:—' સાહેબ! તે જરૂર ફરિયાદી થશે. આપ જે કાંઇ કહેશો તે એ અવશ્ય કરશે.' તેમણે કહ્યું:—' વારુ, જે દિવસે હું કહું તે દિવસે રામજી થોડાં તાંબા પિત્તળનાં વાસણ મ્હને આપી જાય, તથા તેજ દિવસે ઘેર જઇને તે તેના ઘરની ભીંતમાં એક મ્હોટું બાકું પાડી રાખે તેમ જ બીજા દિવસે સ્હવારે મ્હારી પાસે આવીને ચોરીની ફરિયાદ નોંધાવે. એ વાસણો હું મ્હારા શત્રુના મકાનમાં મૂકી તેના ઉપર હું ચોરીનો માલ ઘરમાં રાખવા માટેનો કેસ ઘણી જ સખ્તાઇથી ચલાવીશ!' મ્હેં કહ્યું:—' રામજી આ કાર્ય કરશે એવી મ્હારી ખાત્રી છે. એમાં તે શું મ્હોટી ધાડ મારવાની હતી?' પછીથી ફોજદાર સાહેબે મ્હારા હાથપગ છોડાવી નખાવી મ્હને મુક્ત કર્યો, તથા તેમણે મ્હને કહ્યું:—" જા તું તેને પૂછી જો. તે કબૂલ થશે તો સારું છે, નહિ તો તને તેમજ તેને આરોપી ઠરાવીને હું કેસ ચલાવીશ! પરંતુ આ કાર્ય કરવાને તે જો કબૂલ થશે કિંવા તું તેને કબૂલ કરાવીશ તો હું તમને બન્નેને તમારા મહાન અપરાધની ક્ષમા આપીશ. રામજી! આપણે બન્ને આવી રીતે મ્હોટા

સંકટમાં ફસાયા છીએ. હવે શું કરવું તે તું જ કહે ?"

રામજીએ સહજ શાન્ત થઇને કહ્યું:—"આપ મ્હને જે કાંઈ કરવાને કહો તે કરવા હું તૈયાર છું."

"ત્યારે તું ફરિયાદી થવાને તૈયાર છે એમ હું કાલે ફોજદાર સાહેબને જઇને કહું ને ?"

"જી હા."

"હં, બીજી એક વાત ફોજદાર સાહેબે કહી છે ?"

"શી વાત ?"

"ત્હારા ઘરમાં ભાંગ્યાં તૂટયાં વાસણો છે કે ?"

"હા બે વાસણો છે. તેમાં એક ઉનામણો છે, તેના કાના ભાંગી ગયા છે, અને બીજી એક તપેલી છે તેનું તળિયું કાણું થઈ ગયું છે. એ કાણી તપેલી થોડા દિવસથી અત્રેના સોની પાસે સંધાવી છે."

"ઠીક છે ત્યારે તું એ ઘડાને તેમ જ તપેલીને કાલેને કાલે સ્વચ્છ કરી રાખજે."

"શા માટે ?"

"અરે, હજી તું કાંઇ સમજી શક્યો નહિ. ફરિયાદ નોંધાવતી વખતે ફોજદાર સાહેબ તને પૂછશે કે, ત્હારાં વાસણો તું ઓળખી શકે તેમ છે કે ?" એટલે તું એમ લખાવજે કે, 'મ્હારા ઘડાના કાના ભાગી ગયા છે અને કાણી તપેલીનું તળિયું થોડા દિવસથી ગામના સોની પાસે સંધાવ્યું છે.' કોર્ટમાં પણ ત્હારે આમ કહેવું પડશે."

"વારુ, આપ ફોજદાર સાહેબ પાસે જઇને કહે જો કે, આપ જે કાંઇ કહો તે કરવાને ગુલામ તૈયાર છે." આમ કહી કૃષ્ણલાલને પ્રણામ કરી રામજી વિષણ્ણવદને ત્યાંથી ચાલ્યો ગયો.

## પ્રકરણ ૧૯ મું.

### ગુરુદેવનો પ્રસાદ.

માર્ગમાં અડચણ નડયાથી પદ્માવતીને રત્નાગિરી પહોંચતાં દશ વાગી ગયા. રત્નાગિરી જઇ પહોંચતાં જ બીજા ઉતારુઓની સાથે

રામપ્રસાદ અને સંન્યાસી મહાત્મા કિનારા ઉપર ઉતર્યા. પછીથી રામપ્રસાદે સંન્યાસીને પૂછ્યું:—" આપ હવે આપના શિષ્ય પાસે જશો કે શું ? જો આપની શિષ્ય પાસે જવાની ઈચ્છા ન હોય તો આપણે આગળ વધીએ."

સંન્યાસીએ નેત્રો મીંચીને કહ્યું:—" જય શંકર—શંકર—શંકર ! એટલામાં આપણે અત્રેથી ઉપડી જઇએ એ ઠીક નથી. થોડો સમય આપણે અત્રે રોકાઇએ; અને સ્નાનસંધ્યાદિ નિત્યકર્મ આટોપી લઇએ. વળી હજી સુધી આપણે ભોજન પણ કર્યું નથી તેથી પ્રસાદ લઇ લેવો જોઈએ. આટલામાં કોઇ સગવડતા ભરેલી જગ્યા જોવામાં આવતી નથી."

ક્ષણુપર્યન્ત વિચાર કરીને રામપ્રસાદે કહ્યું:—" ત્યારે તો આપ આપના શિષ્યને ત્યાં જઇને ઉતરો તો સારું. મ્હારા લીધે આપને શા માટે અડચણ વેઠવી જોઇએ? સ્નાનસંધ્યા, દેવપૂજા વગેરે આટોપીને રાત્રિનો સમય થતાં જ આપ નીકળજો."

" અને તમે શું કરશો ?" સંન્યાસી મહાત્માએ જીજ્ઞાસાથી પૂછ્યું.

" હું અત્રે જ સમુદ્રસ્નાન કરી લઉં છું. આવા પુણ્યસ્નાનનો યોગ મ્હારા જેવાને વારંવાર પ્રાપ્ત થતો નથી. અત્રે સ્નાન કરી બજારમાંથી થોડું કાચું કોરું ખાવાનું ખરીદી હું ખાઈ લઇશ. પછી સંધ્યાકાળ સુધી શહેરમાં ફરી આપ કહો તે સ્થળે આપને મળવા આવીશ."

સંન્યાસી મહાત્મા મહાન્ વિચારમાં મિનગ્ન થઇ ગયા. રામપ્રસાદની અને પોતાની સોબત તૂટે એ તેમને પસંદ નહોતું ! આવા સારા શ્રીમંત શિષ્યનો વિયોગ થાય એમ તેઓ ઇચ્છતા નહોતા. રત્નાગિરીમાં તેમનો જે એક શિષ્ય હતો તે પણ સારો શ્રીમંત હતો; પરંતુ તે ઘણો કંજુસ હતો. માત્ર રૂપિયા દોઢ રૂપિયાના લોભથી ત્યાં જઈ આવા માલદાર શિકારને છટકી જવા દેવો મહાત્માએ ઉચિત ધાર્યો નહિ. આવો વિચાર કરીને તેમણે કહ્યું:—" રામરામ ! એમ તે બને કે ? તમે પણ મ્હારી સાથે મ્હારા શિષ્યને ત્યાં ચાલો. જો તમે મ્હારી સાથે ત્યાં આવશો તો મ્હારો શિષ્ય તમારો પણ સારો આદરસત્કાર કરશે. મ્હારો શિષ્ય ઘણો સજ્જન છે !"

એકાદ સભ્ય ગૃહસ્થને ત્યાં ઓળખાણ પિછાન વિના જઇને ઉતરવું રામપ્રસાદને બિલ્કુલ પસંદ નહોતું. ત્યાં કદાચ કોઈ આવી

પોતાને કેદ પકડે તો પોતાની પ્રતિષ્ઠાને હાનિ પહોંચ્યા સિવાય રહે નહિ, તેથી બીજું કાંઇ યોગ્ય કારણ દર્શાવવું નહિ સૂઝી આવ્યાથી તેણે કહ્યું:—"મહાપ્રભુ! મ્હને આવી આજ્ઞા ન કરશો. હું પારકાનું અન્ન જમતો નથી!"

"એમા શો દોષ છે? '**प्रवासे नियमं नास्ति**' એવી શાસ્ત્રની આજ્ઞા છે સમજ્યા?" મહાત્માજીએ શાસ્ત્રકથન કહ્યું.

આમ છતાં રામપ્રસાદે મસ્તક હલાવીને કહ્યું:—"ના ના-હું બજારમાંથી જ થોડી ખાદ્યસામગ્રી ખરીદી જમી લઇશ એટલે નભશે."

"બજારમાં મળતી ખરાબ ચીજો ખાઇને વિના કારણ શરીર શા માટે બગાડવું જોઇએ? વિશેષમાં હમણાં હવા પણ સારી નથી. મુસાફરીમાં મનુષ્યે પોતાના શરીરની સંભાળ પ્રથમ રાખવી જોઈએ. આપ નથી જાણતા કે, '**वृद्धां पुरिं च भार्जिंच अभ्कोद्वारं च कारयेत!**"

આટલો આગ્રહ કર્યા છતાં પણ રામપ્રસાદ જ્યારે સંન્યાસી મહાત્માનાં વચનોને સંમત થયો નહિ ત્યારે તેમણે કહ્યું:—"ઠીક ત્યારે રહેવા દ્યો. હું પણ મ્હારા શિષ્યને ત્યાં નથી જતો. અત્રે આટલામાં ધર્મશાળા હશે ત્યાં જઇ આપણે રસોઇ બનાવવાની વ્યવસ્થા કરીશું. જો મ્હારી એકલાની જ વાત હોત તો હું તો ઉપવાસ પણ કરત; કિન્તુ સાથે દેવ હોવાથી તેમને ઉપવાસ કરાવી શકાય તેમ નથી. તેમને નૈવેદ્ય થવું જ જોઇએ. હવે આપણે ધર્મશાળા કયાં આવેલી છે તેની તપાસ કરીએ."

જે સ્થાને સંન્યાસી મહાત્મા અને રામપ્રસાદ આ પ્રમાણે વાતચિત કરતા હતા ત્યાં પાસે જ એક વૃદ્ધ ગૃહસ્થ સમુદ્રસ્નાન કરીને તેમની વાતચિત સાંભળતો ઉભો હતો. આ સમયે તેણુ અગ્રેસર થઇને નમ્રસ્વરે કહ્યું:—"મહારાજ! હું આપને નમસ્કાર કરું છું. જો દયાભાવે આ દીન સેવકની ઝુંપડીમાં પધારી, ઝુંપડીને પાવન કરશો તો હું કૃતાર્થ થઈશ. આપના માટે હું ઉત્તમ રસોઈ તેમજ જગ્યાનો બંદોબસ્ત કરી આપીશ."

વૃદ્ધ તરફ પ્રસન્ન દૃષ્ટિથી જોઇને સંન્યાસીએ પૂછયું:—"આપનું નામ શુ છે?"

"મ્હારું નામ ગિરજાપ્રસાદ છે."

" તમે તમારા પહેરવેશ તેમજ નામ ઉપરથી ગુજરાતી હો એમ લાગે છે. હું ધારું છું કે, અત્રે ગુજરાતી માણસોની સંખ્યા નજીવી જ હોવી જોઇએ. "

" હા; મહારાજ હું ગુજરાતી જ છું. અત્રે આખા શહેરમાં માત્ર દશ પંદર ગુજરાતી લોકો રહેતા હશે. "

" વારુ, આપ ક્યાં રહો છો ? ,'

" પાસે જ. સમુદ્રકિનારા ઉપર જ મ્હારું મકાન છે. પેલા આસમાની રંગના બંગલામાં જ અમે રહીએ છીએ. "

" તમે અત્રે શું કરો છો ? "

" મ્હને પેન્સન મળે છે. મ્હારો વડિલ પુત્ર અત્રેના સરકારી દવાખાનામાં ડૉક્ટર છે. "

" ડૉક્ટર છે ? વાહ–ઘણી સારી વાત! કેમ ત્યારે હવે તમારો શો વિચાર છે, રામપ્રસાદજી ? "

" આ દયાળુ પુરુષ જ્યારે કૃપા કરીને આપણને આશ્રય આપે છે ત્યારે પછી આપણને એમને ત્યાં આશ્રય લેવામાં શી હરકત છે. વળી તેઓ અને હું ગુજરાતી જ છીએ તેથી તેમના સહવાસથી મ્હને વિશેષ આનંદ થશે. "

ગિરજાપ્રસાદે રામપ્રસાદને પૂછ્યું:—" આપનું નામ શું છે ? "

" મ્હારું નામ સંન્યાસી મહાત્માએ કહ્યું તે જ રામપ્રસાદ છે."

" આપ બ્રાહ્મણ હશો. "

" જી, હા. "

" ત્યારે તો આપણે એક જ જ્ઞાતિના છીએ. વિદેશમાં ક્વચિત્ આવી રીતે જાતિબંધુની સાથે અણધાર્યો મેળાપ થઇ જાય છે. હવે આપ મ્હારી સાથે ચાલો. "

રામપ્રસાદે કહ્યુ:—" હું અત્રે સ્નાન કરી લેવાને ઇચ્છું છું. આપને ખોટી થવાની જરૂર નથી. અમે આપે બતાવેલા બંગલામાં આવીશું. "

ગિરજાપ્રસાદે કહ્યું:—" ઠીક ત્યારે, હું આગળ જઇને આપના માટે સઘળી વ્યવસ્થા કરી રાખું છું. " આમ કહી સંન્યાસી મહાત્માને તથા રામપ્રસાદને વિનયપૂર્વક હાથ જોડીને ગિરજાપ્રસાદે કહ્યું:— " જો જો, જરૂર પધારજો. મ્હને આશા આપી નિરાશ ન કરશો. "

સંન્યાસીએ કહ્યું:—" ના ના—અમે સ્નાન કરીને તરત જ આવી-

એ છીએ !"

પછીથી વૃદ્ધ ગિરજાપ્રસાદ પ્રસન્નમુખે ત્યાંથી ચાલ્યો ગયો.

રામપ્રસાદે કહ્યું:—"મહારાજ ! પ્રથમ આપ સ્નાન કરી લ્યો. ત્યાં સુધી હું મ્હારા સરસામાનની વ્યવસ્થા કરું."

"ભલે." કહીને સંન્યાસી મહાત્મા સ્નાન કરવા લાગ્યા.

રામપ્રસાદે પોતાની બૅગ ઉઘાડી તેમાંથી રુમાલ સાથે બાંધેલું નોટોનું પડીકું બ્હાર કાઢયું, અને તે પોતાના પહેરેલા ધોતીઆની ઓટીમાં રાખ્યું. વેસ્ટના ખિસ્સામાંથી પરચુરણ તેમજ રોકડા રૂપિયા બ્હાર કાઢીને બૅગમાં નાખ્યા. પછીથી બદલવાને માટે બૅગમાંથી એક ધોતીઉં બ્હાર કાઢયું. આ સઘળો પ્રકાર સંન્યાસી મહાત્માના જોવામાં આવ્યો.

મહાત્મા સ્નાન કરી કિનારા ઉપર આવ્યા, અને રામપ્રસાદ સ્નાન કરવાને ગયો. એક બે ડૂબકીઓ મારીને તેણે વસ્ત્ર બદલી નાખ્યું. પછીથી સાવધાનતાથી નોટોનું બંડલ બૅગમાં મૂકી દીધું. તેની આ કૃતિ પણ મહાત્માની તીક્ષ્ણદષ્ટિના જોવામાં આવી હતી !

પછીથી તેઓ બન્ને ગિરજાપ્રસાદના ઘર તરફ જવા નીકળ્યા. ગિરજાપ્રસાદ બ્હાર ઓટલા ઉપર તેમની રાહ જોતા ઉભા હતા. ત્યાં બે પાટલા ગોઠવેલા હતા. એક પાટલા ઉપર તેમણે મહાત્માને બેસાડયા અને બીજા ઉપર રામપ્રસાદને બેસાડયો. પછીથી મહારાજના પગ તેમણે જાતે ધોયા અને રામપ્રસાદના પગ એક નોકર પાસે ધોવડાવ્યા.

મકાનમાં બ્હારની પડસાળમાં એક નવો ચુલ્હો તૈયાર કરેલો હતો. લાકડાં, વાસણ તેમ જ બીજો સરસામાન પણ ત્યાં તૈયાર પડેલો હતો. અલ્પકાળમાં જ ઘરમાંથી એક બાળિકા આવી બે થાળીમાં સીધાનો સરસામાન મૂકી ગઈ.

રામપ્રસાદે કહ્યું:—"સીધાની જરૂર નથી બજાર તો પાસે જ છે. હું જઈને સઘળો સરસામાન ખરીદી—"

ગિરજાપ્રસાદે નમ્રતાથી કહ્યું:—"વાહ ! એમ તે બને કે ? આપે કૃપા કરી મ્હારી ઝુંપડીને પવિત્ર કરી છે, અને આપ સરસામાન લાવો તે સારું કહેવાય કે ? એથી તો ઉલટું અમારે શરમાવું પડે. અમે જમી પરવાર્યાં છીએ તેથી જ અત્યારે આપની વ્યવસ્થા મહારાજશ્રીનાભેગી કરવામાં આવે છે."

રામપ્રસાદે કહ્યું:—" આપે અમને જગ્યા આપીને અમારા ઉપર મહાન્ ઉપકાર કર્યો છે. હવે આપને વિશેષ કષ્ટ આપતાં અમને શરમ ઉપજે છે. પાસે પૈસા છે. હું બજારમાંથી જ સીધું લઇ આવું છું."

ગિરજાપ્રસાદે આગળ આવી તેનો હાથ પકડીને કહ્યું:—" ના ના— એવું કાંઈ કરશો નહિ. આજે મ્હારા પુણ્યનો સંપૂર્ણ ઉદય થયો હશે તેથી જ આ સંન્યાસી મહાત્મા તેમ જ આપની મ્હારે ત્યાં પધરામણી થઇ છે! જો તમે અમારા આતિથ્યને નહિ સ્વીકારો તો અમને અપાર દુઃખ થશે." આમ કહીને ગિરજાપ્રસાદે પોતાના બન્ને હાથ જોડયા.

આ સમયે સંન્યાસી મહાત્માએ કહ્યું:—" ભાઇ! હવે એમના જીવને આપણે વિશેષ દુભાવવો જોઇએ નહિ. શાસ્ત્રમાં જણાવેલું છે કે, **'मनः क्षुण्णं न कर्त्तव्यं भक्तेषु सेवकेषु च'** ભક્ત અને સેવકનું મન કદાપિ દુઃખવવું જોઇએ નહિ. વળી આ ભક્ત આપણું આતિથ્ય ક્યાં કરે છે? તે તો મ્હારા દેવનું આતિથ્ય કરે છે. દેવને જે નૈવેદ્ય થશે તેનો જ પ્રસાદ આપણે સ્વીકારવાના છીએ ને?"

પછીથી રામપ્રસાદે પણ વિશેષ અડચણ દર્શાવી નહિ. સંન્યાસી મહાત્માએ જ રસોઇ બનાવી. દેવપૂજા આદિ યથાસાંગ આટોપ્યા પછી બન્નેએ ' પ્રસાદ ' લીધો. દિવાનખાનામાં બે પલંગો બિછાવી બન્ને અતિથિઓને માટે વામકુક્ષીની વ્યવસ્થા કરી રાખવામાં આવી હતી. તેમનું ભોજન થઈ ગયા પછી તેઓ વામકુક્ષી કરવાને માટે પોતપોતાના પલંગમાં જઇને પડયા. ગિરજાપ્રસાદ પોતાના અંતઃપુરમાં ચાલ્યા ગયા.

સંન્યાસી મહાત્માએ પોતાના પલંગ ઉપર બેસીને કહ્યું:— " આ બધો મહાપ્રભુ શંકરજીનો અનુગ્રહ છે. જ્યાં જ્યાં હું જઉં છું ત્યાં મ્હને બિલ્કુલ અડચણ પડતી નથી. આજે પહેલાં તો કોઇને ત્યાં જમવાની વ્યવસ્થા થશે કે કેમ તેની ચિંતા મ્હારા મનમાં ઉપજી હતી; પરંતુ પરમાત્માએ આપણી ઉભયની સઘળી વ્યવસ્થા કરી."

આમ કહીને મહાત્માજી ચલમ તૈયાર કરવા લાગ્યા. ધૂમ્રપાન કર્યા પછી તેઓ પલંગમાં આડા પડયા. રામપ્રસાદ પણ એક સિગાર પી શય્યામાં આડો થયો. પ્રવાસના શ્રમથી તેમજ મનની ચિંતાથી તે ઘણો શ્રમિત થઈ ગયેલો હતો. અલ્પકાળમાં જ તે નિદ્રાધીન થઈ ગયો.

મહાત્માજીએ કહ્યું:–" જય શંકર–શંકર–શંકર ! આજે જો સ્ટીમરમાંથી ઉતરતાંની સાથે જ આગળ મુસાફરી કરવા હું નીકળ્યો હોત તો મ્હારે ઘણું દુઃખ વેઠવું પડત. વારુ રામપ્રસાદજી ! આજે ને આજે જ સ્ટીમરમાંથી ઉતરતાંની સાથે જો આપણે બેલગામ તરફ જાત તો ત્યાં કયારે પહોંચત ? "

રામપ્રસાદ નિદ્રાધીન થઇ ગયેલો હોવાથી તેણે કશો ઉત્તર આપ્યો નહિ. સંન્યાસી મહાત્માએ પુનઃ ધીમે સ્વરે કહ્યું:–" રામપ્રસાદજી ! ઓ રામપ્રસાદજી ! "

આ સમયે રામપ્રસાદે નાકનો અવાજ પણ કરવા માંડયો હતો. સંન્યાસી મહાત્મા થોડા સમય સુધી એકાગ્રદષ્ટિથી તેના મુખ તરફ જોઇ રહ્યા. ધીમે ધીમે રામપ્રસાદનો નાસિકાધ્વનિ ગંભીર થતો ગયો.

સંન્યાસી મહાત્મા સાવધાનતાથી ઉઠી બ્હાર ગયા. ત્યાં કોઇ પણ માણસ નહોતું. ઘરના નોકર ચાકરો પણ સૂઇ ગયા હતા. આ સમયે દિવાનખાનાની ઘડીઆળમાં બેના ટકોરા થયા.

આમતેમ દષ્ટિ ફેરવતાં સંન્યાસી મહાત્માએ પોતાની ઝોળીમાંથી એક તીક્ષ્ણ છરી બ્હાર કાઢી. તથા અલ્પકાળમાં જ તેમણે રામપ્રસાદની બૅગને એક ઠેકાણેથી ચીરી નાખી, પછીથી બીંજાયલા રુમાલ સાથે બાંધેલું નોટોનું પડીકું, રૂપિયા તથા પરચુરણ વગેરે તેમણે ઉંચકી લઈ પોતાની ઝોળીમાં નાખ્યું, અને બૅગની કાપેલી બાજુને ભીંત સાથે રાખીને તેઓ સાવધાનતાથી અલ્પકાળમાં જ એ સ્થાનેથી અદ્રસ્ય થઇ ગયા !

## પ્રકરણ ૨૦ મું.

—:o:—

### આતિથ્યધર્મ

ધીમે ધીમે ચાર વાગ્યા. ડૉકટર સાહેબ દવાખાનામાંથી ઘેર આવી પહોંચ્યા તો તેમણે દિવાનખાનામાં બે પલંગ બિછાવેલા જોયા. એ બે પલંગો પૈકી એકમાં તેમણે કોઈ અપરિચિત પુરુષને સૂઇ રહેલો જોયો; પરંતુ બીજો પલંગ ખાલી જોવામાં આવ્યાથી તેમને આશ્ચર્ય ઉપન્યું.

બરાબર આ સમયે ગિરજાપ્રસાદ પણ વામકુક્ષી કરી, હાથ મ્હોં ધોઈ બ્હાર આવ્યા. ડૉક્ટરે તેમને પૂછ્યું:—"પિતાજી ! આ ગૃહસ્થ કોણ છે ?"

"તેઓ ગુજરાતી છે. આપણા અતિથી છે. ઘણા સજ્જન જણાય છે. તેઓ એક સાધુ મહાત્માની સાથે મુંબાઇ તરફથી આવેલી સ્ટીમરમાં ઉતર્યા હતા; પણ સાધુ મહાત્મા ક્યાં ગયા ? તેઓ અત્રે દેખાતા કેમ નથી ?"

પિતાપુત્રના આ સંભાષણથી રામપ્રસાદની નિદ્રાનો ભંગ થયો પલંગમાં બેઠા થઇ એક વખત તેણે ડૉકટર તરફ જોયું."

"કેમ રામપ્રસાદજી ! નિદ્રા પૂરી થઇ કે ?" આમ કહીને ગિરજાપ્રસાદ મનમાં ને મનમાં હસવા લાગ્યા.

"હા, ઘણી સારી નિદ્રા આવી ગઇ; પણ સંન્યાસી મહાત્મા ક્યાં ગયા ?"

"કદાચ તેઓ આટલામાં ફરવા ચાલ્યા ગયા હશે !" ગિરજા-પ્રસાદે કહ્યું.

"સંધ્યાકાળે અમારો અત્રેથી ઉપડી જવાનો વિચાર હતો; વારુ, પણ કેટલા વાગ્યા છે ?" આમ કહી બૅગમાંથી ઘડીઆળ કાઢવાને માટે રામપ્રસાદે બૅગ આગળ ખસેડી. આ સમયે બૅગમાં ચીરો પડેલો જોઇને રામપ્રસાદ આશ્ચર્ય, ભય, ઉદ્વેગ આદિ વિકારોથી સ્તંભિત બની ગયો. એકાએક તે બોલ્યો:-"આ શું ? મ્હારી બૅગ કોણે ચીરી નાખી ?"

ડૉકટર દેવપ્રસાદ અને ગિરજાપ્રસાદ રામપ્રસાદ પાસે જઇ બૅગ તપાસવા લાગ્યા. તેઓ પણ આશ્ચર્યચકિત બની ગયા. ગિરજાપ્રસાદે કહ્યું:—"અરે, આ શું થયું ?"

તરત જ રામપ્રસાદે બૅગ ઉઘાડી તેમાંની સઘળી વસ્તુઓ સત્વર બ્હાર કાઢી. ધોતીઆં, શર્ટ, કોટ, રુમાલ વગેરે બ્હાર કાઢી ખંખેરી જોયાં. પછીથી કપાળ ઉપર હાથ ઠોકી નિરાશાસૂચક સ્વરે તેણે કહ્યું:—"અરેરે ! ઘણું ખોટું થયું ! મ્હારા સર્વસ્વનો વિનાશ થઇ ગયો !"

"શું થયું ? શું શું ગયું ?" દેવપ્રસાદે પૂછ્યું.

"મ્હારા સર્વસ્વની ચોરી થઇ છે !"

"શું શું અંદર હતું ?" ગિરજાપ્રસાદે પૂછ્યું.

" નોટો હતી-રૂપિયા હતા-પરચુરણ હતું; પરંતુ તેમાંની એક પણ પાઇ સિલ્લકે રહી નથી ! "

" નોટો કેટલા રૂપિયાની હતી ? " દેવપ્રસાદે પૂછ્યું.

" થોડી ઘણી હતી. હું હવાફેર કરવા નીકળ્યો હતો; તે સાથે તીર્થયાત્રા કરવાનો પણ વિચાર હતો. "

આવો વિલક્ષણ પ્રકાર જોઇ બન્ને—પિતાપુત્ર વિચારમગ્ન સ્થિતિમાં થોડા સમય સુધી બેસી રહ્યા. પછીથી દેવપ્રસાદે પૂછ્યું:—" એ સંન્યાસી મહાત્મા કોણ હતા ? "

એક ગાઢ નિશ્વાસ મૂકીને રામપ્રસાદે કહ્યું:-" એની મ્હને પણ માહિતી નથી. આજે સ્હવારે જયગઢ આગળ સ્ટીમરમાં તેમની સાથે મ્હારી મુલાકાત થઇ હતી. માત્ર બે ત્રણ કલાકથી જ અમારી સોબત થઇ હતી. પોતે તીર્થયાત્રા કરતા રામેશ્વર સુધી જવાના છે એમ તેમણે મ્હને જણાવ્યું હતું. મ્હેં તેઓ ઘણા સજ્જન તેમજ સાધુ-પુરુષ હશે એમ વિચાર્યું હતું; તેથી મ્હેં તેમની સોબત કરી હતી. તેમની સોબતથી આવું પરિણામ આવશે એવી મ્હારા અંતરમાં કલ્પના સુદ્ધાં ઉપજી નહોતી. એ ભામટા વૈરાગીએ જ વિદેશમાં મ્હને મ્હોટા સંકટમાં નાખ્યો છે. "

દેવપ્રસાદે પોતાનો મત પ્રદર્શિત કરતાં કહ્યું:-" આ નીચ કાર્ય એ ઢોંગી સાધુડાએ જ કરેલું હોવું જોઇએ. એ શયતાન સાધુએ તમને ફસાવવાના ઉદ્દેશથી જ તમારી સોબત કરી હશે. "

આમ છતાં ગિરજાપ્રસાદના ધર્મપ્રિય અંતરને આ વાત ઉચિત કિંવા સંભવિત લાગી નહિ. તેમણે પોતાનું મસ્તક હલાવીને કહ્યું:-" ના ના-એ તદ્દન અસંભવ છે. સાધુ મહાત્મા કાળાંતરે પણ આવું નીચ કાર્ય કરે નહિ. ઉંઘી ઉઠયા પછી તેઓ કદાચ આટલામાં ફરવા ગયા હશે. મ્હને લાગે છે કે, અલ્પકાળમાં જ તેઓ પાછા આવી પહોંચશે. ઘર ઉઘાડું જોઇને કોઈ બદમાશ ચોર આવીને જ ચોરી ગયો હશે. " આમ કહી સાધુ મહાત્માને શોધવાને માટે ગિરજાપ્રસાદ બ્હાર નીકળી પડયા.

દેવપ્રસાદે રામપ્રસાદ તરફ જોઇને કહ્યું:-" પિતાજી ગમે એમ કહે; કિન્તુ આ કાર્ય એ સાધુડાનું જ છે એમાં કશો સંદેહ નથી. પિતાજીનો સ્વભાવ ઘણો ભોળો છે. કોઇના મસ્તક ઉપર જટા, અંગ ઉપર વિભુતિ કિંવા અન્ય કાંઇ એવું જ ચિહ્ન જોયું કે તરત જ તેઓ

એ માણુસને મહાન્ સાધુ કિંવા સિદ્ધ પુરુષ સમજે છે. વળી તમારી સાથે જે ઠગ ભક્ત આવ્યો હતો તેનો કાંઇ સરસામાન પણ અત્રે જોવામાં આવતો નથી.”

રામપ્રસાદે કહ્યું:-“ તેની પાસે એક મ્હોટી ઝોળી હતી, તથા એક મ્હોટું વ્યાઘાંબર, એક ચીમટો અને એક કમંડળ હતું. એ લુચ્ચો મ્હને ફસાવી પોબારા ગણી ગયો છે!” આમ કહી રામપ્રસાદે પુનઃ એક નિશ્વાસ મૂકયો.

રામપ્રસાદની આવી દયાજનક સ્થિતિ જોઇને દેવપ્રસાદે કહ્યું:-“ તમે આટલી બધી ચિંતા શા માટે કરો છો ? ઘેર પત્ર લખીને તમે પૈસા મંગાવો. પૈસા આવતાં સુધી તમે બેલાશક અત્રે રહો-અંતરમાં સહજ પણ સંકોચ રાખશો નહિ. તમને કાર્ડ કવર હું આપીશ.”

રામપ્રસાદ નિરુત્તર રહ્યો. દેવપ્રસાદે પુનઃ કહ્યું:—“ આ સંબંધીની પ્રથમ પોલિસને ખબર આપવી જોઇએ. નોટોના નંબરો તમે નોંધી રાખેલા છે કે ?”

“ દશ દશ રૂપિયાની સઘળી નોટો હતી. હશે, જે થવાનું હતું તે થઈ ગયું છે. હવે પોલિસને ખબર આપવાની શી જરૂર છે ? વિના કારણ તમને ત્રાસ આપવો હું ઉચિત ધારતો નથી.”

એટલામાં ગિરજાપ્રસાદે પાછા આવીને કહ્યું:-“ સાધુ મહાત્માનો તો પત્તો જ લાગતો નથી !”

“ આટલા સમયમાં તો એ ભામટો કયાંય નાશી ગયો હશે !” દેવપ્રસાદે કહ્યું.

“ ના ના-નાશી તો નહિજ ગયા હોય. મંદિર બંદિરમાં દર્શન કરવા ગયા હશે.” ગિરજાપ્રસાદે કહ્યું.

દેવપ્રસાદે કહ્યુ:—“ પિતાજી ! જો એ દેવદર્શન કરવા ગયો હોત તો તેની ઝોળી,ચીપીઓ, કમંડળ વગેરે પોતાની સાથે શા માટે લઇ જાત ?”

અંતે ગિરજાપ્રસાદને શાન્ત થવું પડયું. એ દિવસે રામપ્રસાદને ગિરજાપ્રસાદને ત્યાંજ રહેવું પડયું. બીજા દિવસે તેણે ડૉકટર દેવપ્રસાદને કહ્યું:—“ મ્હારા આ ઘડીઆળની કિમ્મત સો રૂપિયા છે. એ આપની પાસે રાખીને મ્હને પચીસ રૂપિયા ઉછિના આપવાની કૃપા કરો. તમારો પિતાપુત્રનો મ્હારા ઉપર ઘણો ઉપકાર થયો છે. મ્હારે

ત્યાંથી ક્યારે પૈસા આવી પહોંચશે તે કાંઈ કહી શકાય નહિ. ત્યાં સુધી અત્રે રહી આપના ઉપર જુલ્મ ગુજારવો હું યોગ્ય ધારતો નથી."

દેવપ્રસાદે રામપ્રસાદનાં વચનો નહિ માનતાં કહ્યું:—"એકાએક સંકટયુક્ત થયેલા ગૃહસ્થને બે દિવસ અમે જમાડી પણ ન શકીએ તો પછી અમારા ગૃહસ્થાશ્રમ ધર્મનું સાર્થક શું ? આપને હાથ-ખરચ માટે જેટલા રૂપિયા જોઈતા હોય તેટલા આપવાને હું તૈયાર છું. મનમાં સંકોચ નહિ રાખતાં આપ અત્રેજ રહો. આપના રૂપિયા આવે એટલે આપ અમારી રકમ અમને બેલાશક પાછી આપજો."

પિતાપુત્રના આગ્રહને રામપ્રસાદ અમાન્ય કરી શક્યો નહિ. તે જ દિવસે તેણે તેના વિશ્વાસપાત્ર કારભારી કૃષ્ણલાલને આ પ્રમાણે પત્ર લખ્યો:—

"રા. રા. કૃષ્ણલાલ—સોનાપુર ગામના કારભારી.

રત્નાગિરીથી લિ૦ શુભેચ્છક રામપ્રસાદના યથાઘટિત વાંચશો. વિ. વિ. કે હું વિવિધ સ્થળોએ ફરતો ફરતો અત્રે આવી પહોંચ્યો છું. કાલે એક ભામટાએ મ્હારી બેગ ચીરીને તેમાંથી સઘળા પૈસા ચોરી લીધેલા હોવાથી હું અત્રે મ્હોટા સંકટમાં ફસાયો છું. માટે સો રૂપિયાનો મનીઑર્ડર નીચેના શિરનામે સત્વર મોકલી આપશો. ત્યાંની સઘળી હકીકત જાણવાને માટે હું અધીરો બની ગયો છું; માટે વળતી પોષ્ટે સઘળો સવિસ્તર ખુલાસો લખશો. અત્રેના અન્ય વર્તમાન શુભ છે. કામકાજ લખશો. મનીઑર્ડરનું શિરનામું રા. રા. દેવપ્રસાદ ગિરજાપ્રસાદ. ડૉકટર. ઠે. સરકારી હૉસ્પિટલ. મુ. રત્નાગિરી કરજો, અને પત્ર લખો તેનું રા. ચંદ્રશંકર. C/o હેડ પોષ્ટઑફિસ. મુ૦ રત્નાગિરી, એવું શિરનામું કરશો, જેથી હું પોતે પોષ્ટઑફિસમાં જઈ પત્ર લઇ આવીશ.

આ પત્ર લખી રામપ્રસાદ કાંઇક સ્વસ્થ થયો. અસ્તુ.



# પ્રકરણ ૨૧ મું



## વૃદ્ધની વ્યાકુળતા.

વિશ્વનાથ દેસાઇનું શરીર દિનપ્રતિદિન જેવી રીતે ક્ષીણ થતું હતું તે જ પ્રમાણે તેમનું મન પણ વિશેષ અસ્થિર થતું હતું.

જો કે ઉપરથી વિચાર કરનારને આ તેમનું વૃદ્ધાવસ્થાનું કારણ જણાતું હતું; પરંતુ ખરું કારણ વસન્તનું પાછો આવતો નહિ એ જ હતું. વસન્તના વિયોગથી તેમના મન તેમ જ શરીર ઉપર અનેક આઘાતો થયા કરતા હતા. તેથી જ તેમનો હ્યીડીઓ સ્વભાવ કાંઈક દૂર થયો હતો. 'વસન્ત આજે આવશે, કાલે આવશે, ડૉકટરી પરીક્ષામાં પાસ થયો છે તેથી હવે આવ્યા સિવાય નહિ જ રહે' એમ વિચારીને વૃદ્ધ વિશ્વનાથ પોતાના દિવસો વ્યતીત કરતા હતા. કેટલીક વખત તો વસન્ત નહિ જ આવે એવી નિરાશા તેમના અંતઃકરણમાં ઉપજતી હતી. એ સમયની તેમની દારુણ વ્યથાનું વર્ણન માત્ર શબ્દોથી થઇ શકવું સર્વથા અશક્ય છે. એવા સમયે તેઓ સ્વગત કહેતા હતા કે:—"હવે મ્હારે કેટલા દિવસ જીવવું છે ? મ્હારી અતુલ સંપત્તિ મ્હારી સાથે આવવાની છે કે ? આ સઘળી સંપત્તિ તો તેની જ છે. વસન્તની છે. મ્હારી હયાતીમાં જ મ્હારે સઘળી સંપત્તિ તેને સમર્પણ કરી દેવી જોઇએ. હું તેને તેડી લાવું છું, અને તેની મિલકત તેને સ્વાધીન કરી દઉં છું. જ્યારે મ્હારા લીધે તે સુખી થઈ શકતો નથી. ત્યારે હું જ સંન્યાસ સ્વીકારીને તીર્થયાત્રાએ નીકળી પડું છું."

આવા વિચારો આવતાં જ તેઓ 'ગાડી લાવો. હું જ સંન્યાસ લઇને ચાલ્યો જઉં છું ' એવું ઘરનાં સઘળાં માણસોને તેમ જ નોકર ચાકરોને સુદ્ધાં તેઓ કહેતા હતા. આવા પ્રસંગે જો કોઈ સમયસૂચક નોકર ગાડી લાવ્યો હોત તો વિશ્વનાથ દેસાઈ યમયાતનામાંથી મુક્ત થવાને માટે જાતે જ વસન્તને તેડી લાવવા ગયા હોત; પરંતુ એવું કદાપિ બન્યું નહિ.

આવી રીતે વિયોગની દુઃખદ લહર આવી ગયા પછી ક્વચિત્ તેમના અંતરમાં હઠ અને અભિમાનની લહર ઉછળી આવતી હતી, તથા તે વખતે તેઓ એમ સ્વગત કહેતા હતા કે:—"લુચ્ચો ઘણો જ નિષ્ઠુર છે. બાલ્યાવસ્થાથી તેને લાડ લડાવીને ઉછેર્યો તેનું પ્રાયશ્ચિત્ત જ હમણાં મ્હારે ભોગવવું પડે છે. જન્મથી જ લુચ્ચો કૃતઘ્ન રહ્યો ! ભલે, એની હરામખોરીનું ફળ એ છો ભોગવે ! હું શું કરું ! " વળી અલ્પકાળ પછી તેઓ સ્વગત એમ વિચારતા હતા કે, 'છોરુ કુછોરુ થાય તો પણ કાંઇ માબાપથી બચ્ચાંના ગુન્હા સ્હામું જોવાય છે ?એ મ્હારો એકનો એક પ્રાણાધિક પૌત્ર છે ! "

હમણાં હમણાં તો વિશ્વનાથની નિરાશા ઘણી વૃદ્ધિંગત થઈ ગઇ

હતી. વસન્તના વિયોગે જ કદાચ એકાએક પોતાનો જીવ જશે તો અંતકાળે દુઃખનો પાર રહેશે નહિ એમ તેમને લાગતું હતું. જેમ જેમ તેમની નિરાશા તીવ્ર થવા લાગી તેમ તેમ વસન્ત ઉપર પોતાનો પ્રાણાધિક પ્રેમ છે એમ તેમને લાગવા માંડયું. તથા તેમનો જીવ સવિશેષ આકુળ વ્યાકુળ બની જવા લાગ્યો.

વિશ્વનાથ દેસાઇની આવી સ્થિતિ હતી એવામાં એકાએક એક દિવસે રાત્રે એક વાગ્યાના અરસામાં એક નોકરે આવીને કહ્યું કેઃ-
"વસન્તરાય-ભાઈ આપને મળવા માટે આવ્યા છે."

શય્યામાં સત્વર બેઠા થઇને આશ્ચર્યસૂચક સ્વરે વિશ્વનાથે કહ્યુંઃ-
"કોણ આવ્યું છે ? વસન્ત આવ્યો છે ?"

"જી હા, વસન્તરાયભાઈ આવ્યા છે." નોકરે ઉત્તર આપ્યો.

"વસન્ત આવ્યો છે ? ગમે તે આવ્યું હોય તેથી મ્હને શું ? જે આવ્યું હોય તેને એકદમ ઘરમાંથી હાંકી કાઢો !"

બરાબર આ સમયે જ શયનમંદિરનું દ્વાર ઉઘડયું, અને વસન્ત અંદર આવી પહોંચ્યો. વૃદ્ધ વસન્તને જોઇ શકયા. તેમણે વસન્તને અદ્‌ભુત ઐશ્વર્યયુક્ત બનેલો જોયો. વૃદ્ધના અંતઃકરણમાં રાત્રિદિવસ રમનારી મૂર્ત્તિ દીપકના અને અંધકારના મિશ્રપ્રકાશમાં ઘણી તેજસ્વી જણાતી હતી. વૃદ્ધના અંતઃકરણમાં અવર્ણનીય પ્રેમ ઉછળવા લાગ્યો; પરંતુ એ પ્રેમપ્રવાહને વૃદ્ધે પોતાના સ્વભાવ અનુસાર કઠોર સ્વરૂપમાં ફેરવી નાખીને કહ્યુંઃ-"કેમ, શું કામ છે ?"

વસન્તે અસ્પષ્ટ તેમ જ ભયભીત સ્વરે કહ્યુંઃ—"દાદા !"

પ્રેમાવેગથી વિશ્વનાથે પોતાના હાથ પહોળા કર્યા હતા; પરંતુ પોતે કહે તે પહેલાં જ વસન્તે પોતાની પાસે આવીને ભેટી પડવું જોઇએ એમ તેમને લાગતું હતું ! પરંતુ વસન્ત દ્વાર પાસે જ ઉભો રહીને વાતચિત કરવા લાગ્યો તેથી તેમને નિરાશ થવું પડયું. તેમના પહોળા થયેલા હાથ નીચા વળી ગયા. તેમણે પૂછયુંઃ-"તું કેમ આવ્યો છે?"

"દાદા—"

વૃદ્ધના ધૈર્યનો અંત આવ્યો. તેમણે કહ્યુંઃ—"તું ક્ષમા માગવાને આવ્યો છે કે ? ત્હારો મિજાજ નમ્ર થઈ ગયો કે ?"

"ના."

"ત્યારે ત્હારે શું કામ છે ?"

જો વસન્તે પહેલવહેલાં "મ્હને આપના ચરણોમાં સ્થાન આપો."

આમ કર્યું હોત તો સઘળું યથાસ્થિત થાત. ગરમ તવા ઉપર પાણી રેડતાં જેવી રીતે કાંઇ અસર નહિ થતાં ઉલટો એ તવો પોકાર કરી ઉઠે છે તેવી જ રીતે વસન્તનાં વચનોથી વિશ્વનાથની સ્થિતિ ઉલટી વિશેષ રોષપૂર્ણ બની ગઇ. તેમના અંતર ઉપર વસન્તનાં વચનોનું બિલ્કુલ પરિણામ થયું નહિ. ઉલટો તેમનો સંતાપ વધી ગયો. તેમણે કહ્યું:—" હું તને મ્હારા ચરણોમાં આશ્રય આપું ? તું હવે યુવાન બન્યો છે—પરીક્ષા પસાર કરી મ્હોટો ડૉક્ટર બન્યો છે. ત્હારા શરીરમાં જોઇએ એટલું બળ છે. ત્હારું મન આશાયુક્ત હોઇ તું ત્હારા ભાવિ જીવનને ઉન્નત કરવાના વિચારો કરે છે. ત્હારા સંસારનો પ્રારંભ થઇને થોડા સમયમાં જ તને સ્ત્રી પુત્રાદિની પ્રાપ્તિ થશે. બુદ્ધિ તેમ જ કર્ત્તવ્યના અપાર બળથી તું પુષ્કળ દ્રવ્ય મેળવી શકીશ. આવા સમયે તું મ્હારી પાસે આશ્રય માગવાને આવ્યો છે ? " અલ્પકાળમાં જ પાછો વૃદ્ધનો કર્કશ કંઠસ્વર બદલાયો. તેમણે પુનઃ મૃદુ સ્વરે કહ્યું:—" હવે ત્હારે કોઇની પરવાહ રાખવાની જરૂર નથી. હું વૃદ્ધ થયો છું. મ્હારાં નેત્રો ક્યારે મીંચાઇ જશે તેનો કશો નિશ્ચય નથી. મ્હારા સઘળા દાંત પણ પડી ગયા છે. કાન ધીમે ધીમે બ્હેરા થતા જાય છે. નેત્રોનું તેજ ઘટતું જાય છે. હવે હું થોડા દિવસનો જ આ જગતનો મહેમાન છું. મ્હારા એકના એક આધારને કોઇ કાપી નાખે છે. હું શક્તિહીન, આશ્રયહીન અને બળહીન બનતો જઉં છું. આ જગત્માં મ્હારી સંભાળ લેનાર કોઇ નથી. મ્હારે આપ્ત નથી, ઇષ્ટ નથી, પુત્ર નથી તેમ જ પૌત્ર પણ નથી ! જગત્માં હું એકલો જ છું એટલે પછી હું તને મ્હારા આશ્રયમાં લઉં—" વૃદ્ધના ઓષ્ઠ ઉપર 'કે તું મ્હને આશ્રયમાં લે ? ' એવા ઉદ્ગાર આવ્યા; પરંતુ એ શબ્દોને ગળામાં જ દબાવી દઇને તેમણે કહ્યું:—" પરંતુ તું શા માટે આવ્યો છે ? "

" મ્હારા આગમનથી આપને આનંદ નહિ થાય એમ હું ધારતો હતો; છતાં હું નિરુપાયે લાચારીથી આપને એક વિનતિ કરવાને આવ્યો છું. મ્હારી વિનતિ આપને નિવેદન કરીને હું ચાલ્યો જઇશ."

વૃદ્ધના અંતરમાં બે પ્રકારના વિચારો ઉપજતા હતા. તેમણે કહ્યું:—" આવું બોલતાં તને કોણે શિખવ્યું ? મૂર્ખ ! તમે અહીંથી ચાલ્યા જવાનું કોણ કહે છે ? ત્હારે જે કાંઇ કહેવું હોય તે કહે, અને પછી જવું હોય તો જા. "

વસન્તે બ્હીતાં બ્હીતાં કહ્યું:—" વિવાહ જેવા મંગળ પ્રસંગે હું વડિલનો આશીર્વાદ અને અનુમતિ મેળવવાના હેતુથી આવ્યો છું."

વિશ્વનાથ શય્યામાંથી નીચે ઉતરી તરત જ "સાવિત્રી સાવિત્રી" બોલી ઉઠ્યા. વસન્તના આગમનથી ઘરનાં સઘળાં માણસો જાગ્રત થયેલાં હતાં. સાવિત્રી સત્વર પિતાની પાસે આવી પહોંચી. તેને જોતાંની સાથે જ વિશ્વનાથે કહ્યું:—" સાંભળ સાંભળ, ત્હારો ભાણેજ વિવાહ કરવાની સંમતિ અને શુભાશીર્વાદ લેવા આવ્યો છે." પછીથી વસન્ત તરફ જોઇને તેમણે કહ્યું:—" મૂર્ખ ! ત્હારી આ ગદ્ધાપચ્ચીસી છે તેથી જ તું આમ બોલે છે. ત્હેં જાતે જ સ્ત્રીને પસંદ કરી હોય એમ લાગે છે ! ઠીક છે, અમે વહુને પસંદ કરીએ એ માટે તું નારાજ હોઇશ. હવે કહે જોઇએ કે ત્હેં કેવી વહુ પસંદ કરી છે ? ! " વસન્ત ઉત્તર આપવા જતો હતો એવામાં વૃદ્ધે પૂછ્યું:—" ત્હારો ડૉકટરીનો ધંધો કેવો ચાલે છે ? "

" અદ્યાપિ હું ડૉકટરી કરતો નથી. "

" ત્યારે ત્હારું ખરચ કેવી રીતે ચાલે છે ?" વૃદ્ધે પોતે જ પોતાના પ્રશ્નનો ઉત્તર આપતાં કહ્યું:—" ત્હારે કોઇ પુત્રહીન શ્રીમંતના ઘરજમાઈ થવું છે કે શું ? "

" ના, મ્હારા જેવી જ તેમની સ્થિતિ છે. "

" શું તેઓ ગરીબ છે ? !"

" હા. "

" કાંઇ થોડી ઘણી આશા જેવું પણ છે કે નહિ ? "

" ના, કાંઇ નથી. "

" તેનો બાપ છે કે ? તે શું કરે છે ? "

" બાપ છે; પરંતુ તેઓ શું કરે છે એ હું જાણતો નથી. "

" તેના બાપની સાથે પણ જ્યારે ત્હારી પૂરતી પિછાન નથી ત્યારે પછી તું તેની સાથે લગ્ન કેવી રીતે કરીશ ? આ સંબંધી તું મ્હને શું પૂછે છે ? એવી કન્યા સાથે લગ્ન કરી ઘેર ઘેર ભિક્ષા માગવાનો ત્હારો વિચાર છે કે શું ? "

" ગમે તેમ હોય; પણ હું માત્ર આપનો આશીર્વાદ અને અનુમતિ મેળવવાને આવ્યો છું. હું આપને પ્રાર્થના કરીને કહું છું કે, આપ મ્હને અનુમતિ આપો. મ્હેં જે કન્યા પસંદ કરી છે તેની સાથે આપ મ્હારો કૃપાભાવે વિવાહ કરો. "

" એવી દરિદ્ર તેમજ ભિખારિણી કન્યા સાથે હું કદાપિ ત્હારો વિવાહ નહિ કરી શકું ?"

" દાદા—દાદા ! "

" નહિ—હું ત્હારી વિનંતિ કદિ માન્ય કરી શકીશ નહિ."

નિરાશાથી વસન્ત તદ્દન મૂઢ બની ગયો. વૃદ્ધની મુખમુદ્રા તરફ તે શૂન્યદૃષ્ટિથી જોઈ રહ્યો. નિરાશાથી તે આત્મભાન ભૂલી ગયો. વિશ્વનાથ ઉત્તેજિત બની જઇને શયનમંદિરમાં ફરતા હતા. સાવિત્રી પણ સ્તબ્ધ બની જઇને શયનમંદિરના એક ખુણામાં ઉભી રહી હતી. વસન્ત સહજ શુદ્ધિમાં આવ્યો એટલે તે શયનમંદિરની બ્હાર જવા લાગ્યો. વૃદ્ધના અંતરમાં ' દાદા—દાદા ! ' શબ્દે વિચિત્ર અસર કરી હતી. તેમના અંતરમાં પ્રેમ તથા અભિમાનનું તુમુલ યુદ્ધ ચાલી રહ્યું હતું. વસન્તને શયનમંદિરમાંથી બ્હાર નીકળતો જોઇને તેમણે તેને પલંગ પાસે ખેંચી જઇને કહ્યું:—" જાય છે કયાં ? હવે હું તને જવા દઇશ એમ તું ધારે છે ? વસન્ત ! હજી ત્હારી પ્રેમકથા મ્હારે સંપૂર્ણ સાંભળવી છે ! "

ગભરાઇ ગયેલા વસન્તે કહ્યું:—" દાદા !"

" કહે કહે—દાદા જ કહે !" વિશ્વનાથે આવેશમાં જ કહ્યું, " હું ત્હારો દાદો છું. તું મ્હારો એકનો એક પૌત્ર છે. " આ સમયે વસન્તની ગરીબાઇ પ્રદર્શિત કરતો પોષાક વૃદ્ધના જોવામાં આવ્યો. તેના માથાના વાળ રુક્ષ થઇ ગયેલા જણાયા. આવો પ્રકાર જોવામાં આવ્યાથી દુ:ખિત સ્વરે તેમણે કહ્યું:—" અરેરે ! વસન્ત ! આ ત્હારી કેવી શોચનીય સ્તિથિ છે ! ત્હારા માથામાં નાખવાને માટે સુગંધિત તેલ સુદ્ધાં તું ખરીદી શકતો નથી ? ત્હારા નામને છાજે એવાં કપડાં પણ ત્હારી પાસે નથી ! સાવિત્રિ ! સ્હવારે જ મ્હને બે હજાર રૂપિયા આપો. એ રૂપિયા ખરચીને હું મ્હારા પ્રાણાધિક વસન્તને શણગારીશ !" આમ કહી પ્રેમાવેશમાં જ તેમણે વસન્તને ચુંબન કર્યું, અને કહ્યું:—" ભાઇ ! હવે ત્હારી સ્ત્રી કેવી છે તે તો કહે."

"દાદા ! મ્હારી અને તેની દૃષ્ટિનું પ્રથમમિલન રાણીના બાગમાં થયું. પ્રથમ તો તેની સાથે લગ્ન કરવાનો મ્હારો બિલ્કુલ વિચાર નહોતો. પરંતુ પછીથી શું થયું તે કોણ જાણે ! મ્હારા મનમાં એકાએક તેની સાથે લગ્ન કરવાનો દૃઢ નિશ્ચય થયો. એનું નામ શાન્તિલતા છે. હમણાં તે મહાવિદ્યાલયમાં અભ્યાસ કરે છે. મ્હેં

તેને તેના પિતાની ગેરહાજરીમાં મ્હારો વિચાર જણાવ્યો. તે મ્હારી સાથે લગ્ન કરવાને રાજી છે. હવે આપ તેના પિતાને આ વાત પૂછી તેમની સંમતિ મેળવો એટલા માટે જ હું આપની પાસે આવ્યો છું. તેઓ + + ઠેકાણે રહે છે."

"ત્યારે તો ત્હારી સ્ત્રી વિદ્વાન્ છે કે? પરંતુ તે આપણી જાતિની જ છે કે, પછી તું આજકાલના સુધારકોની માફક બીજી જ્ઞાતિની કન્યા સાથે લગ્ન કરવાને ઇચ્છે છે? જોજે ભાઈ! આજકાલના આરંભમાં જ રમણીય દેખાતા પરંતુ પરિણામે ભયંકર થતા સુધારાનો તું હિમાયતી થઈશ નહિ."

"તે આપણી જ્ઞાતિની હોય એમ મ્હને લાગે છે!"

"લાગે છે? મ્હને તો એમ લાગે છે કે તે અન્ય જ્ઞાતિની હશે. આપણી બ્રાહ્મણ કન્યાઓ અદ્યાપિ મહાવિદ્યાલયમાં અભ્યાસ કરવા જતી નથી. તે કોઇ ખ્રિસ્તિ કિંવા અન્ય નીચ જાતિની હશે. મુંબાઇના લોકો ઘણા બદમાશ અને અધર્મી હોય છે. વસન્ત! એ નીચ જ્ઞાતિની કન્યા નથી. એવી ત્હેં ખાત્રી કરી છે કે?"

હવે વસન્ત રોષે ભરાયો. તેણે કહ્યું:—"દાદા! પાંચ વર્ષ ઉપર મ્હારા પિતાને આપે દુઃખી કર્યા, અને હવે આપ મ્હને તેમ જ મ્હારી ભાવિ ધર્મપત્નીને દુઃખી કરવાને ઇચ્છો છો? હવે આપના આશીર્વાદની તેમ જ સંમતિની મ્હને આવશ્યકતા નથી. આજે આપના પ્રેમનો મ્હને સંપૂર્ણ પરિચય પ્રાપ્ત થયો છે મ્હને આપની સંપત્તિની પરવાહ નથી. હવે હું આ મકાનમાં પગ સુદ્ધાં મૂકનાર નથી. મ્હને ક્ષમા કરજો—હું જઉં છું." આમ કહીને વસન્ત ત્વરિતગતિથી શયન—મંદિરની બ્હાર નીકળી પડયો. તે અદ્રશ્ય થઈ ગયો એટલે વિશ્વનાથે એક ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યું:—"વસન્ત! વસન્ત! મ્હેં તને શું કહ્યું? વસન્ત! તું પાછો આવ. અરે, એ જતો રહ્યો! દોડો—દોડો—તેને કોઇ તેડી લાવો—બાંધી લાવો. અરેરે! મ્હારો વસન્ત પાછો મ્હને મૂકીને જતો રહ્યો!" આમ કહીને વૃદ્ધ વિશ્વનાથ બેશુદ્ધ બની જઇ ધરણી ઉપર ઢળી પડયા.



# પ્રકરણ ૨૨ મું.

## સ્નેહ—બંધન.

રંગનાથ નિત્યનિયમાનુસાર સંધ્યા પૂજા કર્માદિ નિત્ય બ્રહ્મકર્મો આટોપીને પોતાની ઓરડીમાં જઇ સ્વસ્થતાથી બેઠો એટલામાં જ બંગલી પાસે એક ગાડી આવીને ઉભી રહ્યાનો અવાજ તેણે સાંભળ્યો. અલ્પકાળ માટે રંગનાથ વિચારમગ્ન બની ગયો; તે ઉઠીને બારી પાસે ગયો તો બંગલીની બ્હાર એક બે ઘોડાની ગાડી આવી ઉભી રહેલી તેણે જોઇ. રંગનાથ સહજ ગભરાયો પણ ખરો. પોતાને ઓળખી જઇ કોઇ પકડવાને તો આવતું નથી ને? પોતે લગભગ દશ વર્ષ અજ્ઞાતવાસમાં વ્યતીત કર્યાં તો પણ કોણ તેને પુનઃ ઓળખી શકયું? રંગનાથ ઉત્સુકતાથી બારીમાંથી જોવા લાગ્યો તો તેણે એક વૃદ્ધ તથા એક નોકર જેવા માણસને ગાડીમાંથી નીચે ઉતરેલા જોયા. એ પોલિસ નથી એવી ખાત્રી થતાં જ રંગનાથનો જીવ સહજ સ્વસ્થ થયો. અલ્પકાળમાં જ આ વૃદ્ધ રંગનાથની બંગલી પાસે આવી પહોંચ્યો. રંગનાથ ઘણો હિમ્મતવાન્ અને શૂરવીર પુરુષ હતો. ગમે એવા સંકટ પ્રસંગે તે પણ ભય નહિ પામતાં સંકટ મુક્ત થવાનો જ પ્રયત્ન કરતો હતો. નિત્યનિયમ પ્રમાણે તે ધર્મગ્રંથ વાંચવાને બેસી ગયો.

રંગનાથ પાસે તરત જ શાન્તિલતાએ આવી પહોંચીને કહ્યું:—“પિતાજી! એક વૃદ્ધ ગૃહસ્થ આપને મળવા માટે આવ્યા છે.”

“ત્હેં તેમને શું કહ્યું?”

“હું શું કહું? પિતાજીને ખબર આપું છું.” એમ જ મ્હેં તેમને કહ્યું.

“ઠીક છે, તેમને અહીં લઈ આવ.” રંગનાથે દિવ્ય શોભાયુક્ત પ્રફુલ્લમયી શાન્તિલતા તરફ જોઇને કહ્યું.

શાન્તિલતા બ્હાર ગઈ, અને તે વૃદ્ધ સાથે તેના કારકૂનને રંગનાથની ઓરડીમાં લઈ આવી. રંગનાથે નમસ્કાર કરી નમ્રતાથી કહ્યું:—“મહાશય! આ રંકની ઝુંપડીમાં શા ઉદ્દેશથી પધાર્યા છો તે જણાવશો?”

વૃદ્ધે એક મર્મભેદક નિશ્વાસ મૂકીને કહ્યું:—“કાર્યની પ્રસ્તાવના કેવી રીતે કરવી તેનો જ હું વિચાર કરતો હતો. સારું થયું કે, આપે જ પ્રથમ પ્રશ્ન પૂછયો.”

રંગનાથ વૃદ્ધના મુખમંડળ તરફ જોઇ રહ્યો. વૃદ્ધે કહ્યું:— "આપને શાન્તિલતા નામની પુત્રી છે એવું સાંભળીને હું અત્રે આવ્યો છું. મ્હારો પૌત્ર અદ્યાપિ કુંવારો છે અને તે આપની પુત્રી સાથે લગ્ન કરવાને ઇચ્છે છે. મહાશય! આપ કોણ છો તેમ જ હું કોણ છું એ સંબંધીનો કાંઇ ખુલાસો થયા સિવાય હું આવી અસભ્ય રીતે મ્હારો હેતુ કિંવા ઉદ્દેશ નિવેદન કરું છું એ માટે આપ મ્હને ક્ષમા કરજો. મ્હારા પ્રાણાધિક પૌત્રનું નામ વસન્તરાય હોઈ ડૉક્ટરી પરીક્ષામાં તે પાસ થયેલો છે; જગન્નિયંતા નારાયણના અનુગ્રહથી એના ભાગ્યમાં લક્ષ્મી અને સરસ્વતી-ઉભયનો યોગ થયેલો છે. મ્હારી સાથે આવેલા માણસ મ્હારા મુનીમ છે. મ્હને વિશ્વનાથ દેસાઈના નામથી સર્વ ઓળખે છે."

મુનીમે કહ્યું:—"મુંબાઇમાં અમારી સાત પેઢીઓ છે. સરકારી બૅન્કની બરાબરી અમારે કરવી પડે છે. આપ આ નામ જાણતા જ હશો."

રંગનાથ આ સઘળી હકીકત સાંભળતો હતો. વિશ્વનાથે કહ્યું:— "આજકાલના ઈંગ્રેજી શિક્ષણ મેળવી ચુકેલા તરુણોને જુના રીતરિવાજો પસંદ પડતા નથી. ઘણી વખતે આપણા જેવા વૃદ્ધોને પણ અપમાન સહન કરીને શાન્ત રહેવું પડે છે; એટલું જ નહિ પરંતુ આપણને આપણી ઇચ્છા વિરુદ્ધ પણ વર્તવું પડે છે. ક્રમે ક્રમે જુના રીતરિવાજોનો ભંગ થવા લાગ્યો છે."

અદ્યાપિ રંગનાથ શાન્ત હતો. શિષ્ટાચારને અનુસરી અંતે તેને બોલવું પડયું. તેણે કહ્યું:—"દેશકાળવર્ત્તમાનાનુસાર પ્રાચીન રીતરિવાજો તૂટે છે, અને નવા અસ્તિત્વમાં આવે છે. કાળચક્રની ગતિ જ એવી છે."

મુનીમે કહ્યું:—"હવે આપને જે વાત કરવામાં આવી એ સંબંધી આપનો શો અભિપ્રાય છે?"

"ડૉક્ટર વસન્તરાયનું નામ મ્હારા સાંભળવામાં આવ્યું છે. આપે કદાચ આપની મરજી વિરુદ્ધ જેવી રીતે વસન્તરાયની ઇચ્છાને માન આપ્યું છે તેવી જ રીતે મ્હારી ઇચ્છાને મ્હારે પણ માન આપવું જોઇએ. તે મ્હારા કરતાં હવે પોતાના હિતાહિતને સારી રીતે સમજી શકે છે. તેનો અભિપ્રાય પૂછ્યા સિવાય હું આપને કશો ઉત્તર આપી શકતો નથી. જેવી રીતે પતિ પોતાની પત્ની પસંદ કરે તેવી જ

રીતે પત્નીએ પોતાનો પતિ પસંદ કરવો જોઇએ. બન્નેને સમાન હક્ક આપવા જોઇએ."

"અમને અહીં લઇ આવી એજ આપની પુત્રી છે કે ?"

"જી હા."

એટલામાં શાન્તિલતાનું મુખકમળ દષ્ટિગોચર થઇને પુનઃ અદ્રશ્ય થઇ ગયું; પરંતુ રંગનાથે તેને અંદર બોલાવીને કહ્યું–"બેટા! અહીં આવ. આ વૃદ્ધ ગૃહસ્થને પ્રણામ કર."

શાન્તિલતાએ વૃદ્ધને પ્રણામ કર્યા. વૃધ્ધે તેનું આપાદ મસ્તક લક્ષ્યપૂર્વક નિહાળ્યું, અને "સૌભાગ્યવતી થા." એવો આશીર્વાદ આપી કહ્યું:—"કન્યા અમને પસંદ છે. જે ભાગ્યવાન્ યુવક આ કુસુમકળિકાને પત્ની તરીકે પ્રાપ્ત કરે તેને ઘણો સૌભાગ્યશાળી જ સમજવો જોઇએ. વસન્ત કહેતો હતો કે, શાન્તિલતા મહાવિદ્યાલયમાં અભ્યાસ કરે છે."

"હા, એ વાર્ત્તા યથાર્થ છે."

વિશ્વનાથે કહ્યું:—"ત્યારે જો આપનો વિચાર અમારા જાણુવામાં આવે તો સારું."

રંગનાથે આ વિષયનો અંત લાવવાના ઉદ્દેશથી કહ્યું:–"એના લગ્ન માટે વિશેષ ઉતાવળ કરવાની મ્હારી ઇચ્છા નથી. આ સંબંધીનો નિર્ણય કરવાને માટે ત્રણ ચાર દિવસ સુધી વિચાર કરવાની જરૂર છે. પછીથી હું આપને મ્હારો મત જણાવીશ. સકળ જન્મના સુખદુઃખના આ પ્રશ્નનો ઘણો વિચાર કરવાની આવશ્યકતા છે."

વિશ્વનાથે કહ્યું:—"જો આપનું નામ જણાવો તો પુનઃ હું આપનો અભિપ્રાય પૂછવા આવી શકાય."

"મ્હને સર્વ ગોવિંદપ્રસાદ કહે છે. આપ શ્રીમંત છો અને હું દરિદ્ર છું—કંગાલ છું. આપની સાથે હું કેવી રીતે સંબંધ સાંધી શકીશ ?"

વિશ્વનાથે ગદ્‌ગદ કંઠે કહ્યું:—"ગોવિંદપ્રસાદ અહીં ગરીબ અને શ્રીમંતનો પ્રશ્ન જ નથી. જેની પાસે શાન્તિલતા જેવું રત્ન છે તે ગરીબ નથી, તથા જેની પાસે વસન્ત છે તે પણ ગરીબ નથી. આ સંબંધી આપ આપના અંતરમાં સહજ પણ સંકોચ રાખશો નહિ. આપણે બન્નેએ આપણાં બાળકોનું કાયમનું સુખ જોવાનું છે. જો આ સંબંધથી વસન્ત અને શાન્તિલતા સુખી થઇ શકતાં હોય

તો આપણે તેમના સુખની આડે આવવું જોઇએ નહિ. મ્હને ખાત્રી છે કે, મ્હારા વસન્તને આપ આપના ચરણોમાં આશ્રય આપશો જ."

"આપ ચિંતા કરશો નહિ. મ્હારો વિચાર હું સત્વર આપને જણાવીશ." આમ કહીને રંગનાથ પાસે જ પડેલા ધર્મગ્રંથનાં પૃષ્ઠો ઉલટાવવા લાગ્યો. આ પ્રકાર વિશ્વનાથના લક્ષ્યમાં આવ્યાથી તેમણે હવે અહીંથી વિદાય થવું ઉચિત વિચાર્યું. તરત જ ઉભા થઇને તેમણે કહ્યું:—"ગોવિંદપ્રસાદ! હું ધારું છું કે, આપના કરતાં હું બે ચાર વર્ષે મ્હોટો હોઇશ. વસન્ત મહારા વંશનો માત્ર એક જ આધાર છે. જો આપ કદાચ મ્હારી વિનતિ અમાન્ય કરશો તો મ્હારા વંશનો વિનાશ થવાનો સંભવ છે. એમ થશે તો આ વૃદ્ધના અંતિમ દિવસો અપાર દુઃખમાં પસાર થશે. મ્હારાં વચનો પ્રત્યે લક્ષ્ય રાખીને આપને જેમ યોગ્ય લાગે તેમ કરજો."

"એ માટે આપ નિશ્ચિંત્ત રહેજો." રંગનાથે ઉત્તરમાં કહ્યું.

વિશ્વનાથ દેસાઇ પોતાના મુનીમ સાથે વિદાય થયા. અલ્પકાળમાં તેમની ગાડી ત્યાંથી અદ્રસ્ય થઇ.

શન્તિલતાનો ગંભીર પ્રશ્ન હવે રંગનાથના અંતરમાં ઉપસ્થિત થયો. વિશ્વનાથ દેસાઇ સરળવેષથી આવ્યા હોય કિંવા છદ્મવેષથી આવ્યા હોય તો પણ તેમનાં વચનો ઉપર વિચાર કરવો રંગનાથને આવસ્યક લાગ્યો. તે સ્વગત વિચારવા લાગ્યો:—"હવે થોડા જ દિવસમાં મ્હારી શાન્તિલતા પારકી થશે! જેના સંપૂર્ણ પ્રેમના પ્રવાહમાં હુંજ સ્નાન કરીને મંગળ થતો હતો એ પ્રવાહ હવે બીજી દિશા તરફ વળશે. જે એકાંતિક પ્રેમની મ્હેં આશા રાખી હતી તે મૃગજળની માફક મ્હારી નજરથી અદ્રસ્ય થશે! જે શાન્તિ મ્હને નવજીવન અને નવા સ્વર્ગનું દર્શન કરાવતી હતી તેજ શાન્તિ મ્હને નિર્માલ્ય કરીને અન્યને નવજીવન અને નવા સ્વર્ગનો ઉપભોગ આપશે! હું પુનઃ કંગાલ તથા દુઃખી જ થવાનો! એકલોને એકલો જ રહેવાનો! વળી જો શાન્તિલતાને હું કુમારિકા રાખું તો તેથી પણ હું વિશેષ દુઃખ અનુભવી શકું તેમ છું. જે પ્રેમમાં સ્વાર્થનો અંશ માત્ર હોય છે તેને પ્રેમ કહી શકાતો જ નથી. આત્મત્યાગ—સ્વાર્થત્યાગ જ સત્ય પ્રેમ છે. વળી શાન્તિને યોગ્ય પતિ મેળવી આપીશ તો પણ હું દુઃખી રહેવાનો છું. આમ હોવાથી મ્હારે એ કુસુમકળિકાના સુખનો વિનાશ શા માટે કરવો જોઇએ? તેને અપાર આનંદમાં રાખવી એ જ

મ્હારું કર્ત્તવ્ય છે, તથા મ્હારે આટલી બધી આસક્તિ શા માટે રાખવી જોઇએ ? જ્યાં આસક્તિ હોય છે ત્યાં શાન્તિ હોતી નથી—ત્યાં તો દુઃખના ડુંગરો જ હોય છે. એટલા માટે જ નિષ્કામ થવું જોઇએ. ન્હાની વસ્તુથી બ્રહ્મપદ સુધી નિષ્કામ બુદ્ધિ જ રાખવી જોઇએ.

**तस्मादसक्तः सततं कार्यं कर्म समाचार ॥ असक्तो ह्याचरन् कर्म परमाप्नोति पुरुषः** ' આવો ઉપદેશ આપીને ઈશ્વરે આપણી સમક્ષ જનકરાજાનું ઉદાહરણ મૂક્યું છે. ભારતરમણી મૈથિલી અર્પણ કરતાં તેમને દુઃખ થયું નહોતું; તેથી મ્હને પણ શા માટે દુઃખ થવું જોઇએ ? હજી હું અનાસક્ત નહિ પણ આસક્ત છું. હું ઇંદ્રિયાધીન છું. અદ્યાપિ હું ઇંદ્રિયો ઉપર સંયમ મેળવી શક્યો નથી. અદ્યાપિ હું પતિત—નરાધમ છું. હે પ્રભુ ! તમે મ્હારો ઉદ્ધાર કરો." આમ કહી વિચારમગ્ન અવસ્થામાં જ તેણે પોતાના બન્ને હાથ જોડ્યા. ઇશ્વરને વંદન કરી પુનઃ તે સ્વગત કહેવા લાગ્યો:—" સકળ ધર્મોનો પરિત્યાગ કરીને હું માત્ર તમારા એકલાને શરણે આવ્યો છું. હવે '**माशुच**' એવો નાભીકાર આપીને મ્હને મ્હારા પતિત્વથી મુક્ત કરો. "

રંગનાથ આ સમયે અપૂર્વ શાન્તિ અનુભવી શક્યો. કોઇ મહાન્ કાર્યમાં તે ફત્તેહમંદ થયો છે એમ તેને લાગ્યું. પુનઃ તે સુખદ અને શાન્તિપ્રદ વિચારોમાં નિમગ્ન થઈ ગયો.

આવેલા અતિથિ કયા હેતુથી આવ્યા હતા એનો વિચાર સુદ્ધાં રંગનાથના અંતરમાં ઉપજ્યો નહિ. શાન્તિલતા તેને જમવા બોલાવવાને ગઇ ત્યાં સૂધી તે પોતાના વિચારોમાં તલ્લીન બની ગયેલો હતો—જાણે કે તે સમાધિસ્થ થયો હતો; પરંતુ શાન્તિલતાની મૂર્ત્તિ નિકટ આવી પહોંચતાં જ તે પોતાના વિચારોમાંથી પૂર્વદેહસ્થિતિ ઉપર આવ્યો. જનક રાજાએ જેવી પ્રેમપરિપૂર્ણ દૃષ્ટિથી મૈથિલીનું અવલોકન કર્યું હશે તેવી જ પ્રેમપરિપૂર્ણ દૃષ્ટિથી રંગનાથે આ સમયે શાન્તિલતાના આપાદ મસ્તકનું અવલોકન કર્યું. રંગનાથનાં નેત્રોમાં આનંદાશ્રુઓ આવ્યાં. શાન્તિલતા તરફ એકાગ્રદૃષ્ટિથી જોઈ રહીને તેણે પોતાના મનમાં ને મનમાં કહ્યું:—" આ નશ્વર જગતમાં જડભરતની માફક મ્હને બાંધી રાખનારું આટલું જ બંધન છે. જનક રાજા જેવી રીતે મુક્ત થયા હતા તેવી જ રીતે હું પણ મુક્ત થઈશ !"

ભોજનાદિ કરી રહ્યા પછી રંગનાથે શાન્તિલતાને કહ્યું:— “ બેટા ! આજે આપણે આપણું મકાન બદલવાનું છે. તું સઘળાં કપડાંલત્તાં બાંધી નાખ. હું ત્હારાં પુસ્તકો વગેરે બાંધી નાખું છું.

“ પિતાશ્રી, આજેને આજે જ જગ્યા બદલવી છે ? કાલે બદલીશું તો નહિ ચાલે ? ” શાન્તિલતાએ દીનમુદ્રાથી પૂછ્યું.

“ ના, સંકટ કાંઇ અગાઉથી ખબર આપીને આવતું નથી. આજેને આજે જ આપણે આ મકાનનો ત્યાગ કરવો જોઇએ.” રંગનાથે નિશ્ચયાત્મક સ્વરે કહ્યું. સ્હવારે આવેલા ગૃહસ્થ સારા હેતુથી આવ્યા હો કિંવા ખોટા હેતુથી આવ્યા હો; તો પણ પોતે સુરક્ષિત થઇ રહેવું જોઇએ એવો રંગનાથે પોતાના મન સાથે નિશ્ચય કર્યો હતો; છતાં પોતાના આ નિશ્ચયથી શાન્તિલતા નારાજ છે એવું જણાયાથી અલ્પકાળને માટે તે દુઃખિત થયો. તે પોતે વિચારવા લાગ્યોઃ— “ હવે મ્હને મ્હારા હિતાહિતની શી ચિંતા છે ? મ્હારા માટે તો વિશાળ બંગલો અને કેદખાનાની કોટડી સમાન છે; પરંતુ શાન્તિલતા માટે તેમ નથી. મ્હારા હિતને માટે નહિ; પરંતુ શાન્તિલતાના હિત માટે નિવાસસ્થાન બદલી નાખવાની આવશ્યક્તા છે. જો કદાચ તેઓ કોઈ ખરાબ હેતુથીજ અહીં આવ્યા હોય અને સુયોગ સાધી મ્હને કેદ કરે તો મ્હારી જીવનાધિક શાન્તિની કેવી દુર્દશા થાય ? મ્હારી દુષ્કીર્તિ થાય, તથા મ્હારાં પાપોનું પ્રાયશ્ચિત્ત તેને ભોગવવું પડે ! એમ થાય તો એ નિષ્કલંક ચંદ્રને કાયમનું ખગ્રાસ ગ્રહણ લાગે. તેની પવિત્રતા લોકનિંદાથી અપવિત્ર લેખાય. તેના પવિત્ર, અનભિજ્ઞ, વિમળ તથા સુકુમાર જીવનને અસત્ય કલંક લાગે ! તથા એ પવિત્રતાના અધઃપાતનું કારણ હુંજ થઉં. એટલા માટે મૃદુતા ધારણ કરવા કરતાં દઢનિશ્ચયી થવું જ શ્રેયષ્કર છે. શાન્તિલતા નારાજ થાય તો ભલે થાય; પરંતુ હું તેના જીવન ઉપર અસત્ય કલંક લાગેલું તો કદાપિ નહિ જ જોઇ શકું.” આવો વિચાર કરીને પુનઃ તેણે કહ્યું:—“ ના બ્હેન ! આપણે આજે જ સ્થાન બદલવું જોઈએ. ”

જો બીજો કોઈ પ્રકાર હોત તો શાન્તિલતા હઠ કરત; પરંતુ આ પ્રકારમાં પોતાની હઠ ચાલવાની નથી એમ તે જાણતી હોવાથી તેણે પિતાની આજ્ઞા શિર ઉપર ચઢાવી, અને તે પોતાનાં કપડાંલત્તાં બાંધવા ચાલી ગઇ.

રંગનાથ શાન્તિલતાની ઓરડીમાં જઇ તેનાં પુસ્તકો એકઠાં કરવા લાગ્યો. એવામાં ટેબલ ઉપર પડેલું વસન્તનું વિઝિટિંગ કાર્ડ (નામપત્રિકા) તેના હાથમાં આવ્યું. આ કાર્ડ અહીં ક્યાંથી આવ્યું? એવો વિચાર અંતરમાં ઉપજ્યાથી રંગનાથે શાન્તિલતાને પોતાની પાસે બોલાવીને નમ્ર સ્વરે પૂછ્યું:-"બ્હેન! આ કોનું ઠેકાણું છે? અહીં આ કાર્ડ ક્યાંથી આવ્યું? ત્હેં તે શા માટે લીધું?"

સત્ય હકીકત છુપાવવાની શાન્તિલતાની બિલકુલ ઇચ્છા નહોતી. ઉલટું પિતાના આવ્યા પછીથી અત્યાર સુધીમાં એ હકીકત પિતાને નિવેદન નહિ કરી શકાયાથી તેનો જીવ બળ્યા કરતો હતો. તત્કાળ પિતાના ચરણોમાં નમી પડી અશ્રુધારાઓ વર્ષાવતાં વર્ષાવતાં તેણે કહ્યું:—"એમાં મ્હારો કોઇ ખરાબ હેતુ હોય એમ મ્હને લાગતું નથી. આ વાત સ્હવારથી હું આપને કહી શકી નહોતી એ માટે મ્હારો જીવ બળ્યા કરતો હતો. રહવારમાં પેલા ગૃહસ્થ આવ્યા હતા અને હમણાં ઉપડવાની ગરબડ હોવાથી હું ચૂપ રહી હતી. જુઓ મ્હેં એક પત્ર લખ્યો છે તેમાં પણ એ જ લખ્યું છે." આમ કહીને શાન્તિલતાએ પોતાના પોલકાના ખિસ્સામાંથી એક પત્ર બ્હાર કાઢ્યો, તથા રંગનાથના હાથમાં આપ્યો. એ પત્રમાં એવી હકીકત લખેલી હતી કે:—"પિતાશ્રી આવ્યા છે. હું તેમના ચરણોમાં નમી પડી સઘળી હકીકત તેમને નિવેદન કરીશ, તથા તેમની પાસેથી પરવાનગી મેળવીશ. જો તેમની પરવાનગી નહિ મળે તો હું તમારી ઉભયની મુલાકાત કરાવીશ. એજ વિનંતિ. લી૦ શાન્તિ."

રંગનાથે પત્ર વાંચી સ્વગત કહ્યું:—"પ્રકૃતિનો હક્ક પ્રકૃતિ બજાવ્યે જ જાય છે!"

રંગનાથ સાત વાગ્યાના અરસામાં સઘળી વ્યવસ્થા કરી બાગમાં ગયો. ઉપડી જવાની સઘળી તૈયારી તેણે કરી હતી. અદ્યાપિ રાત્રિનો પૂર્ણ આધાર પ્રાપ્ત થયો નહોતો. પોતાના ઉપર કોઈ દેખરેખ રાખતું નથી એવી રંગનાથે ખાત્રી કરી લીધી. પછીથી જેવો તે બંગલી તરફ પાછો ફરવા લાગ્યો કે એક ન્હાનો પત્થર તેની પાસે આવીને પડ્યો. તેણે પાછા ફરીને જોયું તો એક બાળિકાને ત્વરિત ગતિથી પલાયન કરી જતી જોઇ. પછીથી તેણે પોતાના પગ પાસે પડેલો પત્થર ઉંચકી લીધો તો તેની સાથે એક કાગળ બાંધેલો તેના જોવામાં આવ્યો. રંગનાથે એ કાગળ સાવધાનતાથી છોડી વાંચી

જોયો તો તેમાં "આઠ વાગ્યાની અંદર આ સ્થાનનો ત્યાગ કરો; નહિ તો અનર્થ ગુજરશે." એવું લખેલું હતું. આ હકીકત વાંચતાં જ રંગનાથનું હૃદય પાણી પાણી થઇ ગયું. તેને એમ જ લાગ્યું કે, કોઇ દુષ્ટ મનુષ્ય પોતાને પિછાની ગયું હોવું જોઇએ—સ્હવારે આવેલા ગૃહસ્થ કોઈ બદમાશ જ હોવા જોઇએ.

વિચાર કરવાનો સમય નહોતો. રંગનાથે રસ્તા ઉપર જઇને એ ભાડાની ગાડીઓ કરી અને શિવગંગા તથા શાન્તિલતાસહ તે બીજા મકાને ચાલ્યો ગયો.

સમસ્ત રાત્રિ તેને વિવિધ વિચારોમાં તથા પહેરા ભરવામાં પસાર કરવી પડી. પોતે પકડાશે તો શાન્તિલતા જેવા સુકુમાર પુષ્પનું શું થશે એ જ તેની મુખ્ય ચિંતા હતી. બરાબર પ્રભાતકાળના અરસામાં ભયંકર કોલાહલ થતો રંગનાથના સાંભળવામાં આવ્યો. હવે તે ગભરાયો. "અરેરે ! મ્હારી હીનતાથી જ શાન્તિલતાનો વિનાશ થયોને?" એમ સ્વગત બોલી તે બારીમાંથી જોવા લાગ્યો તો આખી ચાલી તેણે અસંખ્ય મનુષ્યોથી ભરાઇ ગયેલી જોઇ. મનુષ્યોની ગિર્દીનો જ એ કોલાહલ હતો. રંગનાથે વિચાર્યું:—"મ્હારા ક્ષુદ્રદેહને સ્વાધીન કરવા માટે આટલાં બધાં માણસો આવ્યાં છે ? આટલો બધો કોલાહલ થાય છે ? !"

આ કોલાહલ શાનો હતો ?



## પ્રકરણ ૨૩ મું.

### પ્રચંડ તોફાન.

પ્રણયી વસન્ત યથા સમયે પોતાની પ્રણયિની તરફ જવા નીકળ્યો. પહેલાંની માફક આજે તેનું મન ઉત્સાહી નહોતું. તે તદ્દન નિરાશ બની ગયો હતો. તેના હૃદયમાં ગાઢ અંધકારનું સામ્રાજ્ય સ્થપાયું હતું. આમ છતાં પ્રકાશનું એક સૂક્ષ્મ કિરણ ક્વચિત્ ક્વચિત્ ચમકતું હતું. તેનું જીવન ગાઢ નિરાશાના અંધકારમાં અથડાતું હતું.

વસન્ત વિચારમગ્ન અવસ્થામાં પોતાના પ્રિયસ્થાન તરફ જતો હતો. રસ્તામાં ચાલતા તોફાન તરફ તેનું લક્ષ્ય નહોતું. આજે તેણે

શાન્તિના પિતાના ચરણોમાં નમી પડી શાન્તિની ભિક્ષા માગવાનો પોતાના અંતરમાં દૃઢ નિશ્ચય કર્યો હતો. અંતે તે બંગલી પાસે જઇ પહોંચ્યો તો બાગનું દ્વાર બંધ હતું. બે ત્રણ વખતે તેણે એ દ્વાર ઉપર હાથ ઠોક્યો અને હમણાં ઉત્તર મળશે એવી આશામાં ને આશામાં તે દ્વાર પાસે થોડા સમય સુધી ઉભો રહ્યો; પરંતુ ઉત્તર ન જ મળ્યો. વસન્તે સૂક્ષ્મદૃષ્ટિથી તપાસ કરી તો બાગના પ્રવેશદ્વારને તાળું મારેલું તેના જોવામાં આવ્યું. વસન્ત એ નિર્જીવદ્વાર ઉપર અપાર ક્રોધે ભરાયો. તે કમ્પાઉન્ડ કૂદીને બાગમાં ગયો. પપનસનો મંડપ અને અન્ય સકળ સ્થાનોએ તેણે તપાસ કરી; કિન્તુ તે તેની પ્રેમ-પ્રતિમાનું દર્શન કરી શક્યો નહિ. આજે આ સૌંદર્યપૂર્ણ સ્થાન નિરતેજ જણાતું હતું.

વસન્તનું ક્ષીણ આશાકિરણ અદૃશ્ય થઈ ગયું. તે શૂન્ય અંતઃકરણે લતાકુંજમાં બેઠો અને શોકવિહ્વળ બની જઇને બોલ્યો:—"શાન્તિ! શાન્તિ! અરેરે, અંતે તું મ્હારા પ્રત્યે નિર્દય જ થઇને?"

વસન્તના મુખમાંથી આ ઉદ્ગારો બ્હાર નીકળ્યા કે તરત જ તેણે પોતાની પાસે જ કશો અવાજ થયેલો સાંભળ્યો. ઉન્મત્ત વસન્તને પોતાની પ્રણયદેવી આવે છે એવો ભાસ થયો. તે આશામાં ને આશામાં ઉભો થઇ અગ્રેસર થયો તો એક સ્ત્રીમૂર્ત્તિ તેની નજરે પડી. વસન્ત તેને શાન્તિલતા સમજીને જ પોતાના બે હાથ પહોળા કરી તેને ભેટી પડવાને આગળ વધ્યો; પરંતુ એ સ્ત્રીમૂર્ત્તિએ તરત જ સહજ પાછળ હટી જઇને કહ્યું:—"વસન્તરાય! અહીંથી નાશી છૂટો. એક ક્ષણને માટે પણ અહીં રહેશો નહિ. તમારો જીવ જોખમમાં છે."

સળગતા અગ્નિ ઉપર પુષ્કળ પાણી રેડવામાં આવતાં અગ્નિ જેવી રીતે દબાઈ જાય છે, અને ધુમાડો નીકળે છે તેવી જ વસન્તના મનની સ્થિતિ થઇ. તે તદ્દન નિરાશ થઇ ગયો. તેણે કહ્યું:—"ચંપા! હવે મ્હારા જીવ ઉપર શું જોખમ આવવાનું છે?"

"તે હું જાણતી નથી; પરંતુ તમે અત્યારે અહીં રોકાશો નહિ. આજે તમારું ખૂન કરવાને સાત આઠ નિષ્ઠુર પિશાચો આવવાના છે. વસન્તરાય! હું તમારા ચરણોમાં નમી પડીને કરગરું છું કે, તમે અહીંથી પલાયન કરી જાઓ. મ્હારે માટે ન પલાયન કરી જાઓ તો શાન્તિલતાને માટે તેમ કરો. વિના કારણ તમારો જીવ જાણી જોઇને ન ગૂમાવો." આમ કહી ચંપા વસન્તનો એક હાથ

પકડી તેને ખેંચવા લાગી.

આ સમયે જ રસ્તા ઉપર લગભગ સાત આઠ માણુસો વાતચિત કરતા સાંભળવામાં આવ્યા. ચંપાએ પુષ્કળ ગભરાઇ જઇને કહ્યું:—"વસન્તરાય ! હવે એક ક્ષણ પણ વ્યર્થ ન ગૂમાવો. જુઓ, નિષ્ઠુર રાક્ષસો આવી પહોંચ્યા છે. તમે મ્હારી પાછળ આવો. હું તમને સુરક્ષિત સ્થળે લઇ જઉં છું. એ નરરાક્ષસોએ તમારું લોહી પીવાની પ્રતિજ્ઞા કરી છે. મ્હારો બાપ થોડા સાથીદારોને લઇ અહીં આવ્યો છે, તથા ભૈરવાચાર્ય અને બીજા કેટલાક સાથીદારો નલિનકાન્તના મકાન તરફ ગયા છે. નાસો ! નાસો !"

અદ્યાપિ શો પ્રકાર છે તે વસન્ત સમજી શકયો નહોતો. તે માત્ર એટલું જ સમજી શકયો કે, ચંપા તેનું સંરક્ષણ કરવાને જ યથાસમયે આવી પહોંચી છે. તે ચંપાની પાછળ પાછળ જવા લાગ્યો. બન્ને જણાં ભીંતનો આશ્રય લઈ દબાતાં દબાતાં બાગના ખુણામાં ગયાં. રસ્તા ઉપર જે માણુસો આવી પહોંચ્યા હતા તેમની વાતચિત તેઓ સ્પષ્ટતાથી સાંભળી શકતાં હતાં. એક જણ બોલતો હતો કે "આજે આપણને ઘણો સારો સુયોગ મળી આવ્યો છે. આજે આપણે હિન્દુઓમાં હિન્દુ અને મુસલ્માનોમાં મુસલ્માનો છીએ. આ તોફાનમાં મ્હેં પેલા બદમાશ વસન્તનું તેમ જ મ્હારી ચંપાનું લોહી પીવાનો નિશ્ચય કર્યો છે. વસન્ત અત્રે જ આવેલો છે. એ રાત્રે જો એ ચંડાળે આપણને ફસાવ્યા ન હોત તો આજે આપણે કેવા સુખમાં આપણો કાળ પસાર કરતા હોત ?!"

આ કંઠસ્વર કેશવલાલનો હતો એમ વસન્ત સમજી ગયો. કેશવલાલનાં વચનો સાંભળતાં જ તે કંપી ઉઠ્યો. તે ચંપાની પાછળ દબાતો દબાતો ચાલતો હતો. આ સમયે કેશવલાલનો એક સાથીદાર એ બાજુના કંપાઉન્ડને કૂદી અંદર આવ્યો. તે વસન્તને જોઇ શકયો. વસન્તે તરત જ ચંપાની આગળ જઈ એ બદમાશને એક લાત મારી જમીનદોસ્ત કર્યો, અને તેના હાથમાંની ગુપ્તી પડાવી લીધી. બદમાશ માણુસ જમીનદોસ્ત થઇ એક બૂમ મારી બેશુદ્ધ બની ગયો; તેથી કેશવલાલ અને તેના સાથીદારો પણ ચોતરફથી ત્યાં આવી પહોંચ્યા; પરંતુ આ સમય દરમ્યાન વસન્ત અને ચંપા ત્યાંથી પસાર થઈ ગયાં હતાં.

જમીનદોસ્ત થયેલો સાથીદાર ઘણા સમયને અંતરે શુદ્ધિમાં

આવ્યો એટલે તેને કેશવલાલને કહ્યું:—"હરામખોર! આજે પણ ત્હારી જ છોકરીએ આપણી સઘળી બાજી ધૂળધાણી કરી નાખી છે. ત્હારી છોકરીએ જ વસન્ત પાસે મ્હારી આવી દુર્દશા કરાવી છે. આજે હું જ્યારે ત્હારી ચંપાનો જીવ લઇશ ત્યારે જ પાણી પીશ એવી હું પ્રતિજ્ઞા કરું છું."

ક્રોધવશ થયેલા કેશવલાલે 'દીન દીન'નો અવાજ કરીને પોતાના સાથીદારોમાં ભળી જઈ માર્ગમાં જતા આવતા પથિકોને ફટકારવા તેમ જ લૂંટવા માંડયા. સમસ્ત મુંબાઇમાં શુરુ થયેલો "મારો–કાપો" એવો ભીષણ ધ્વની ઉચ્ચારીને તેણે આ એકાન્ત સ્થળની શાન્તિનો પણ ભંગ કર્યો. કેશવલાલનો આ ધ્વનિ સાંભળીને બીજા બે ચાર વિશેષ લફંગાઓ પણ તેના પક્ષમાં આવી ભળી ગયા. જો આવનાર પથક હિન્દુ હોય તો કેશવલાલ અને તેના સાથીદારો મુસલ્માન અને મુસલ્માન હોય તો હિન્દુ બની જતા. રાત્રિનો આશ્રય મળ્યાથી તેઓ ઇચ્છામાં આવે એવું રૂપ ધારણ કરી શકતા હતા.

આમ કરવામાં કેશવલાલની લુચ્ચાઈ હતી. બે ત્રણ ગણેશોત્સવમાં તે મુસલ્માનોની ગિર્દી જોઈ શકયો, તથા તેમના ભીષણ તોફાનનું પણ તેણે દર્શન કર્યું. તેમની આગળ સઘળી શોભાનો નાશ થતો હતો. મુસલ્માનોની લાકડીઓ માત્ર મંડપમાંના માણસો ઉપર જ નહિ; પરંતુ સાક્ષાત દેવતા ઉપર ચાલતી હોવાથી તે ઉત્તેજિત બની ગયો હતો. આવા તોફાનમાં મંડપમાંની કાચની હાંડીઓ, ગ્રુમ્મરો, પ્રચંડ આરસાઓ વગેરે સરસામાન ફુટી જતો હતો. ક્ષણ કાળ પૂર્વે જ્યાં અપૂર્વ શોભાનો વિસ્તાર જોવામાં આવતો હતો ત્યાં અલ્પ કાળ પછી મનુષ્યજાતિની તામસી બુદ્ધિનું તોફાન શુરુ થયેલું જોવામાં આવતું હતું. આવા તોફાનમાં કેશવલાલ પણ પોતાના સાથીદારોસહ જતો હતો અને યુક્તિપ્રયુક્તિથી વિવિધ પ્રકારનો કિમતી સરસામાન ઉપાડી જતો હતો. એક પોલિસ અમલદારે એક સમયે કેશવલાલને સાક્ષાત ગણપતિના હાથમાંની મૂલ્યવાન્ હિરાની મુદ્રિકા કાઢી જતાં પકડયો હતો; પરંતુ એ સમયે તે શેર હતો. પોતાના સાથીદારોની સહાયતાથી તેણે એ પોલિસ અમલદારને પરાજિત કરી પોતાનો માર્ગ સ્વચ્છ કર્યો હતો.

હમણાં પણ એવું જ તોફાન જ્યાં ત્યાં ચાલતું જોવામાં આવતું હતું. રાત્રે બદમાશ લોકોનું તોફાન ભીષણ સ્વરૂપ ધારણ કરતું હતું.

સર્વત્ર “ મારો-મારોનો ગંભીર અવાજ સંભળાતો હતો. બદમાશો મ્યુનિસિપાલિટીનાં ફાનસો સુદ્ધાં ફોડી નાખતા હતા. વિજળીના તારો પણ તૂટતા હતા. રસ્તે જતી આવતી ટ્રામ્વેઓ અને ઘોડાગાડીઓ વારંવાર અથડાઈ અનેક અકસ્માતો થતા હતા. આવાં ભીષણ તોફાનો આગળ સરકારી પોલિસને પણ પરાજિત થવું પડતું હતું. બદમાશ લોકો પોલિસને પણ મારવામાં પાછી પ્હાની કરતા નહિ. આમ છતાં કેશવલાલનો હેતુ સૌથી જૂદો જ હતો. તે વસન્ત તેમ જ ચંપાને ઠાર મારી નાખવાને ઇચ્છતો હતો. બંગલી પાસે મધ્યરાત્રિ સુધી તોફાન કરી કેશવલાલ અને તેના સાથીદારો મેળવેલી લૂંટ લઈ પસાર થઇ ગયા, તથા લૂંટેલો માલ અભય સ્થાને મૂકી તેઓ સૌ પુનઃ નવીન ઉત્સાહથી પ્રભાતકાળના લગભગ ચાર વાગ્યે કમાટીપુરામાં તોફાન કરવાને ઉપસ્થિત થયા.

——:(+):——

## પ્રકરણ ૨૪ મું.

---

### ચંપાનો આત્મોત્સર્ગ.

આ સમયે કમાટીપુરામાં ડોકટર નલિનકાન્તની ચાલી નીચે બદમાશોનું ભયંકર તોફાન શુરુ થયું હતું ! મુસલ્માનો અને હિન્દુઓની સખ્ત ઝપાઝપી ચાલતી હતી. નામદાર સરકારે હથિયારબંધીનો કાયદો કરેલો હોવા છતાં ઉદિત થતા સૂર્ય ભગવાનના પ્રકાશમાં તલવારો, બરછીઓ, ગુપ્તીઓ, રિવૉલ્વરો અને પિસ્તોલો ચમકતી હતી. લાકડીઓ, પત્થરો આદિ અસ્ત્રો તો હવામાં જ ઉડતાં હતાં. મુસલ્માનો ‘ દીન દીન ’ નો પોકાર કરતા હતા અને હિન્દુઓ ‘ ગજાનન મહારાજની જય ’ નો પોકાર કરતા હતા. ધર્મની ઘેલછાથી ઉન્મત્ત બનેલા યવનો બેહોશ બની જઇ હિન્દુઓ ઉપર તૂટી પડતા હતા. બાળક, યુવક, વૃદ્ધ, વૃદ્ધા, યુવતી અને બાળિકા સૌના ઉપર તેમનો જુલ્મ ગુજરતો હતો.

ડૉકટર નલિનકાન્ત જે ચાલીમાં રહેતો હતો તે ચાલીમાંનો પ્રત્યેક હિન્દુ પુરુષ પોતાના કુટુંબ પરિવારનું સંરક્ષણ કરવાનો પ્રયત્ન કરતો હતો. સ્હવારના ૭ વાગતાં જ તોફાને ઘણું ભીષણ સ્વરૂપ ધારણ કર્યું. ગજાનનના ઉત્સવનો મંડપ અને તેમાંની સઘળી સામગ્રીનો તો ક્યારનોય વિનાશ થઇ ગયો હતો. સંહારનું કાર્ય ચાલતું હતું

એવામાં એક તરુણે ગજાનનની મૂર્ત્તિ ઉપાડી લીધી. આથી મુસલ્માનોને પોતાનું અપમાન થયું છે એમ લાગ્યું. તેઓ વિશેષ પ્રચંડ રૂપ ધારણ કરીને મારામારી કરવા લાગ્યા. અંતે ચાલીમાંના સઘળા લોકોએ હુમલો કરનારાઓને હડસેલી બ્હાર કાઢયા. રસ્તા ઉપર ભીષણ મારામારી થવા લાગી. તલવારનો જવાબ તલવારથી, લાકડીનો જવાબ લાકડીથી અને પત્થરનો જવાબ પત્થરથી મળવા લાગ્યો. અસંખ્ય પત્થરો અને ભાગ્યા તૂટયા કાચો હવામાં ઉડવા લાગ્યા. જખમી લોકો બૂમેબૂમ પાડવા લાગ્યા. કોલાહલ ધીમે ધીમે અતિ વૃદ્ધિંગત થયો. ચાલીમાંના લોકો પણ જે વસ્તુ હાથમાં આવે તે ઉપાડી લઇ હુમલાખોરો ઉપર ફેંકતા હતા. આથી હુમલાખોરો વિશેષ આવેશમાં આવી ગયા અને ચાલીના લોકોને તેમની ધૃષ્ટતાની સખ્ત શિક્ષા કરવાનો તેમણે દૃઢ નિશ્ચય કર્યો. તેઓ પોતાના સાથીદારો પાસે નિસરણીઓ મંગાવી ચાલી ઉપર ચઢવાનો પ્રયત્ન કરવા લાગ્યા; પરંતુ ચાલીના લોકો તેમને ધક્કા મારી જમીનદોસ્ત કરવા લાગ્યા; તેથી હુમલાખોરો વિશેષ રોષે ભરાયા. અનેક મુસલ્માનો નિસરણીઓ ઉપર ચઢી ચાલીની બારીમાંથી ચાલીમાં ઉતરવાનો પ્રયત્ન કરવા લાગ્યા. તે સાથે તેઓ પોતાને અટકાવનાર માણસ ઉપર રિવૉલ્વરનો પણ ઉપયોગ કરવા લાગ્યા. ચાલીની પ્રત્યેક બારી પાસે ભીષણ યુદ્ધ ચાલતું હતું.

આવી રીતે દશ વાગ્યા તો પણ તોફાન શાન્ત પડે એવું એક પણ ચિહ્ન દેખાયું નહિ. આ સમયે હુમલાખોરો રસ્તાની એક બાજુએ હથિયારબંધ પોલીસપાર્ટીને જોઈ શકયા; આમ છતાં તેઓ આ સંહારકાર્યથી વિમુખ થયા નહિ; ઉલટા તેઓ વિશેષ ઉત્તેજિત બની ગયા. એવામાં એક ગંભીર અવાજ થયો કે, "ફાયર."

ખડખડ અવાજ થયો. બંદુકોનાં મ્હોં આકાશગામી થયાં. ધુમાડાના ગોટેગોટ નીકળ્યા, તથા બંદુકોના અવાજથી સઘળી દિશાઓ કંપી ઉઠી. પુનઃ હુકમ થયો. બંદુકોના અવાજ બંધ થયા. પુનઃ એવો ગંભીર અવાજ થયો કેઃ—" તોફાનનો અંત લાવીને જો સઘળા હુમલાખોરો પોતપોતાને ઘેર ચાલ્યા જશે તો દયાળુ સરકાર તેમને તેમના સઘળા અપરાધોની માફી આપશે; પણ જો સરકારની આજ્ઞાનો ભંગ કરી તેઓ અદ્યાપિ તોફાન ચાલુ રાખશે તો તેમનો જીવ જશે!"

બરાબર આ સમયે એક મ્હોટી શીલા આવીને આ વાકય ઉ-

ચ્યારનારના મ્હોં ઉપર પડી. તેનો ઘોડો કૂદકો મારીને દૂર ખસી ગયો. હુમલાખોરોનો વિજય થયો. પોલિસપાર્ટી ઉપર પત્થરોની વૃષ્ટિ થવા લાગી. અલ્પકાળમાં હુમલાખોરોએ પોલિસોની બંદુકો પણ સ્વાધીન કરી, અને તેઓ વિજયગર્વથી નાચવા લાગ્યા. એટલામાં પોલિસોમાં એક તરુણ પેઠો. તેનું હિન્દુત્વ નજરે પડતાં એકદમ પાંચ યવનો તેના ઉપર તૂટી પડયા.

તરુણના હાથમાં લાકડી હતી. તરુણ જોરથી લાકડી ફેરવીને આત્મરક્ષણ કરવા લાગ્યો. પોલિસો આ તરુણને બિલકુલ સહાયતા કરી શકયા નહિ; છતાં તરુણ ગભરાયો નહિ તેમ જ તેની લાકડીનો વેગ ઓછો થયો નહિ. તરુણ લાકડી ફેરવતો ફેરવતો અપૂર્વ પરાક્રમ પ્રદર્શિત કરીને ચાલી તરફ આગળ વધતો હતો. હુમલાખોરો આ તરુણનું અદ્દ્‌ભુત પરાક્રમ જોઇને અંતરમાં ને અંતરમાં તેને ધન્યવાદ આપવા લાગ્યા. આટલા મ્હોટા સમુદાય સાથે ઝઝુમવાનું તેનું સાહસ અને હિમ્મત જોઇને હુમલાખોરો પણ ઘણું આશ્ચર્ય પામ્યા. તરુણ જેમ જેમ ચાલી પાસે વિશેષ આગળ જવા લાગ્યો તેમ તેમ હુમલાખોરોનો સંતાપ વૃદ્ધિંગત થવા લાગ્યો. ચાલી જ્યારે દશ બાર હાથ દૂર રહી ત્યારે પણ તરુણની મજબુત લાકડી પૂર્ણ વેગથી ફર્યા કરતી હતી. તરુણ જ્યારે ચાલીની છેક પાસે જઇ પહોંચ્યો ત્યારે તો હુમલાખોરોનો આવેશ વધી ગયો. તરુણના ઉપર પત્થરોનો સતત મારો થવા લાગ્યો. તરુણની લાકડીને હવે ઘણો પ્રતિરોધ થવા લાગ્યો. જાણે કે અપાર કૌરવસૈન્યમાં એકલો વીર અભિમન્યુ જ યુદ્ધ કરતો કેમ ન હોય! ધીમે ધીમે લાકડીની ગતિ ધીમી પડવા લાગી; છતાં તરુણે હિમ્મતનો ત્યાગ કર્યો નહિ. પોતાનો માર્ગ મોકળો કરીને ઘણી બહાદુરીથી તે ચાલીના મુખ્યદ્વાર પાસે જઇ પહોંચ્યો. એ દ્વાર પાસે જઇ તેને અઢેલી તે પાછો શત્રુઓ સાથે અતુલ પરાક્રમથી ઝઝુમવા લાગ્યો. બરાબર આ સમયે જ તરુણના ડાબા હાથમાં કોઇ શત્રુનું હથિયાર વાગ્યું, અને ઘામાંથી લોહી વહી જવા લાગ્યું. હુમલાખોરોને આટલું જ જોઇતું હતું. એકાએક પાંચપચાસ લાકડીઓ તરુણની આસપાસ ઉછળવા લાગી. હવે બિચારા એકલા તરુણની લાકડી શું કરી શકે? બે ચાર લાકડીઓની સાથે ટક્કર ઝીલતાં તેની લાકડી ભાગી ગઇ. તરુણ નિઃશસ્ત્ર થતાં જ હીનવીર્ય બની ગયો. જ્યાં સુધી તે આવેશમાં હતો ત્યાં સુધી તેને પોતાની પરિસ્થિતિનું જ્ઞાન નહોતું; પરંતુ હવે જ્યારે તે અસ્ત્રશૂન્ય બની ગયો ત્યારે તે પોતાની દૃષ્ટિ

સમક્ષ ઘણો ભીષણ દેખાવ જોવા લાગ્યો. દરેક હુમલાખોરની મુખ-મુદ્રા ઉપર તે વિકાળ કાળનું દર્શન કરી શકવા લાગ્યો. તે ચાલીના દ્વારને અઢેલી અડગ રીતે વીરમૃત્યુ પામવાના નિશ્ચયથી ઉભો રહ્યો.

પરંતુ એટલામાં જ એક સ્ત્રી દ્વાર ઉઘાડી બ્હાર નીકળી, તથા તેણે તરુણને અંદર ખેંચી લીધો !

એ સ્ત્રીના અપૂર્વ સાહસથી જો કે સઘળો જનસમાજ આશ્ચર્યચકિત બની ગયો હતો તો પણ તેમણે ચાલીમાં પ્રવેશ કરવાના આ સુયોગને વ્યર્થ જવા દીધો નહિ. એ સ્ત્રી, તરુણને અંદર ખેંચી લઇ દ્વાર બંધ કરવા ગઈ કે તરત જ પાંચ દશ હુમલાખોરો અંદર ધુસ્યા અને એ શૂરવીર સ્ત્રીને જ ખેંચવા લાગ્યા. શત્રુઓના સપાટામાંથી પોતાને મુક્ત કરનાર અબળા ઉપર આવું ભીષણ સંકટ આવેલું જોઇને તરુણ ઉત્તેજિત બની ગયો, તથા અંદર આવેલા હુમલાખોરો પૈકી એકના ઉપર તૂટી પડીને તેણે તેની લાકડી પડાવી લીધી. પછીથી એ અબળાના સંરક્ષણાર્થે તરુણની લાકડી પુનઃ પૂર્ણવેગથી ફરવા લાગી.

એવામાં એકાએક ભયંકર ગડગડાટ થયો. ધુમાડાના ગોટેગોટા નીકળીને આકાશમાં ઉંચે ચઢવા લાગ્યા. હુમલાખોરોનું લક્ષ્ય તે તરફ ગયું નહિ. તેમને તો કોઈ પણ ભોગે આ ચાલીમાં પ્રવેશ કરવો હતો; વળી આ સમયે ચાલીનું મુખ્ય દ્વાર ઉઘાડું હતું; તેથી તેઓ પ્રાણની પણ ફિકર નહિ રાખતાં દ્વાર તરફ આગળ વધવા લાગ્યા. આ સમયે એ સ્થળે ઘણું ભીષણ યુદ્ધ થવા લાગ્યું. એક ગોળી આવી ઉપરોક્ત સ્ત્રીના હૃદયને ભેદી ચાલી ગઇ. તે સાથે વસન્તને પણ થોડું વાગ્યું. આવા ભીષણ યુદ્ધ પ્રસંગે પણ બીજા છ તરુણોએ બહાદુરીથી ચાલીના પ્રવેશદ્વારમાં પ્રવેશ કર્યો. એ છએ તરુણોના હાથમાં પિસ્તોલો હતી. તેમણે પિસ્તોલો છોડી અંદર આવેલા કેટલાક હુમલાખોરોનો જીવ લઇ ચાલીનું પ્રવેશદ્વાર બંધ કરી દીધું. આ સમયે અસંખ્ય ઘોડેસ્વારોના આગમનથી હુમલાખોરો પણ સહજ નિરાશ થઇ ગયા. અંતે અસંખ્ય પોલિસ સિપાહીઓને આવેલા જોઈ કેટલાક હુમલાખોરો નાશી જવા લાગ્યા. ધીમે ધીમે રસ્તો ઓછી ગિર્દીવાળો થવા લાગ્યો. દશબાર પોલિસ ઘોડેસ્વારો ચાલી પાસે આવીને નીચે ઉતર્યા ત્યારે બીજા પોલિસો થોડે દૂર ઉભા રહ્યા. અલ્પકાળમાં જ હુમલાખોરો ત્યાંથી પલાયન કરી ગયા.

હવે ઘાયલ થયેલાઓની તપાસ થવા માંડી. ચાલીના માણસોની ગભરામણ ઓછી થઈ. તેઓમાંના કેટલાક, તરુણને તેમ જ તેનું સંરક્ષણ કરનાર ઘાયલ થઇ પડેલી વીર બાળિકાને જૂદી જૂદી એકાન્ત ઓરડીમાં લઇ ગયા. ડૉકટર નલિનકાન્ત પોતે જ તેમની બન્નેની તહેનાતમાં હાજર હતો. તરુણને થયેલો જખમ જબરદસ્ત નહોતો; તેને ટૂંક સમયમાં જ આરામ થાય એવી સંપૂર્ણ આશા હતી; પરંતુ બાળિકાને થયેલો જખમ ઘણો ગંભીર તેમ જ પ્રાણહારક હતો. તેના સમક્ષ વિકાળ મૃત્યુ જ આવીને જાણે કે ઉપસ્થિત થયું હતું. એ બાળિકા જો કે ચાલીનાં સઘળાં માણસોથી અપરિચિતા હતી; છતાં તેનું શૂરત્વ જોઇને સૌને અપાર આશ્ચર્ય ઉપજ્યું હતું. આથી ચાલીની સકળ સ્ત્રીઓ તેની શુશ્રુષા કરવાને હાજર થઈ હતી. ડૉકટર નલિન તેના ઔષધની વ્યવસ્થા કરતો હતો એવામાં એ અપરિચિતા બાળિકાએ નિર્બળ તથા મંદસ્વરે કહ્યું:—“ એક વખત હું ડૉકટર વસન્તરાયનું દર્શન કરવાને ઇચ્છું છું. તેઓ અહીં આવી શકશે કે ?”

બાળિકા તરફ જોઇને ડૉકટર નલિનકાન્તે કહ્યું:—“ વસન્તરાયને જખમ થયો છે; તેથી તેઓ અહીં આવી શકશે નહિ. ”

બાળિકાએ દુઃખ તેમ જ નિરાશાનો એક ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યું:—“ મ્હારા અંતકાળ સમયે પણ મ્હારી ઇચ્છા પૂર્ણ કરવાની ઇશ્વરની મરજી નથી એમ જ હું ધારુ છું ડૉકટર ! હવે મ્હારે માટે આપ સહજ પણ શ્રમ સહન કરશો નહિ. આ પ્રસંગે મ્હને આરામ થાય તેમ નથી. ”

આ વાકયોમાંની અપાર વિહ્વળતા જોઇને નલિનનું મન દ્રવિત થયું. તેણે પણ કરુણ સ્વરે કહ્યું:—“ બ્હેન ! આવી રીતે દુઃખી ન થાઓ. હું વસન્તને તમારી પાસે લઈ આવું છું. ”

એકાએક આનંદાવેશમાં આવી જઇ એ બાળિકાએ કહ્યું:—
“ આપ જ મ્હારા ઇશ્વર છો.”

ડૉકટર નલિન બ્હાર ગયો, તથા અલ્પકાળમાં જ વસન્તને તે ત્યાં તેડી લાવ્યો. વસન્તને આવેલો જોઈ એ સ્ત્રી ઉઠી બેઠી થવાનો પ્રયત્ન કરવા લાગી; પરંતુ જખમની અપાર વેદનાથી તે ઉઠી બેઠી થઇ શકી નહિ. આમ છતાં તેણે એક પણ નિઃશ્વાસ મૂકયો નહિ. શય્યાવશ રહીને જ તેણે ક્ષીણસ્વરે કહ્યું:—“ ડૉકટર વસન્તરાયની સાથે હું એકાન્તમાં વાતચિત કરવાને ઇચ્છું છું તેથી સૌ મ્હારા ઉપર કૃપા કરીને બ્હાર જાઓ. ”

"મૃત્યુ સમયે તમારી પ્રત્યેક ઇચ્છા પૂર્ણ કરવી એ અમારો ધર્મ છે. વીરબાળા! તમે જ આજે વસન્તરાયના જીવનનું સંરક્ષણ કર્યું છે. પરમેશ્વરે જો આજે તમને મોકલ્યાં ન હોત તો મ્હારા પ્રાણાધિક મિત્ર વસન્તનું રક્ષણ થાત નહિ." ડૉક્ટર નલિને કહ્યું.

બાળિકાએ પૂર્વવત્ સ્વરે કહ્યું:– "ડૉક્ટર! આ પ્રશંસાને હું યોગ્ય નથી. હું નીચ છું—મ્હારું જીવન પાપાચરણો આચરવામાં પસાર થયું છે, આ જગત્માં હું પાપિણી છું."

"તમારા ગતચરિત્રનો વિચાર અમારે શા માટે કરવો જોઇએ? આજે તમે અમારા ઉપર મહાન્ ઉપકાર કર્યો છે. આત્મત્યાગિની દેવિ! તમે પાપિણી હોઈ શકો જ નહિ." નલિને અંતરોદ્ગાર કાઢયા.

પછીથી વસન્ત સિવાયનાં સઘળાં માણુસો બ્હાર ચાલ્યાં ગયાં. જતાં જતાં નલિન એ ઓરડીનું દ્વાર બંધ કરતો ગયો. વસન્તને મૌન ધારણ કરીને ઉભો રહેલો જોઇ બાળિકાએ કરુણાજનક સ્વરે કહ્યું:—"વસન્તરાય! તમે મ્હને ઓળખી શકયા છો કે?"

"ના."

"હું અભાગિની ચંપા છું!"

"કોણ–તમે ચંપા છો?" વસન્તે અતિ આશ્ચર્ય પામી બાળિકાની મૃત્યુશય્યા પાસે જઇ તેનું એકાગ્રદષ્ટિથી દર્શન કરતાં કહ્યું.

"હા–હુંજ હું જ પાપિણી ચંપા છું!"

"ચંપા! આજે ત્હેં કેવું સાહસ કર્યું છે? આજે મ્હારો જીવ બચાવવાને માટે ત્હેં ત્હારા જીવનો ભોગ શા માટે આપ્યો?"

"વસન્તરાય! હું અબળા છું. મ્હારાથી શું સાહસ થઇ શકે? વસન્તરાય! જગત્માં મનુષ્યને જ્યારે કોઇ પણ પ્રકારના સુખની આશા નથી હોતી ત્યારે તેને જીવવાનો કંટાળો નથી આવતો કે? એનાં સકળ સુખનો—સકળ આશાઓનો નાશ થાય છે ત્યારે કોઇપણ રીતે દેહ ત્યાગવાની તેને ઇચ્છા નથી થતી કે?" ચંપાએ ઘણા જ ખિન્નસ્વરે કહ્યું.

"હા, ખરું છે; પરંતુ ત્હારે શા પ્રકારમાં નિરાશ થવું પડયું છે? ત્હારા શા સુખનો નાશ થયો છે?" વસન્તે ઉત્સુકતાથી પૂછ્યું.

"અત્યાર સુધી હું નિરાશ જ બની ગયેલી હતી; પરંતુ હવે પુનઃ મ્હને આશા ઉપજી છે. હું સ્વર્ગમાં જઇને નક્ષત્ર થઇશ એટલે અપૂર્વ સુખ ભોગવી શકીશ. સ્વર્ગમાં તો નિરાશા નથી ને? ત્યાં તો

સઘળી અભિલાષાઓ ફળિભૂત થાય છે ને?"

"હા, એવું કહેવાય છે તો ખરું" ચંપાની કરુણામૂર્ત્તિ જોઈ વસન્તનું અંતર દ્રવ્યું. તેનાં નેત્રોમાં દયાનાં અશ્રુઓ ભરાઈ આવ્યાં. તેનો કંઠ રુંધાઇ ગયો. પ્રેમાવેશથી તેણે કહ્યું:-"પરંતુ ચંપા! તું શાથી આશાભંગ થઈ છે? મ્હારે માટે ત્હેં આવું સાહસ કેમ કર્યું છે?"

"વસન્તરાય! લગભગ બે વર્ષ પૂર્વે એક દિવસે નવો પોષાક પહેરી ઓરડીનું દ્વાર ઉઘાડું મૂકી તમે ફરવા જતા હતા, એ દિવસનું તમને સ્મરણ છે કે? એ દિવસથી જ મ્હારા સાહસની શુરુ-આત થઇ છે. એ દિવસે એ મ્હારું પહેલુંજ સાહસ હતું. તમારી ઓરડીમાં આવી જ્યારે મ્હેં તમને મોહાધીન કરવાનો પ્રયત્ન કર્યો ત્યારે એ મ્હારું બીજું સાહસ હતું. પછીથી ત્રીજા સાહસ પ્રસંગે મ્હારી સઘળી કામનાઓનો અને સુખનો વિનાશ થયો. જ્યારથી તમે શાન્તિલતાને ચ્હાવા લાગ્યા ત્યારથી જ મ્હારા જીવનની સઘળી આશાની ઇમારત જમીનદોસ્ત થઇ. એ દિવસથી જ મ્હને મ્હારું જીવન તુચ્છ જણાવા લાગ્યું. એ સમયે જ મ્હેં મ્હારુ જે ચારિત્ર ગૂમાવ્યું હતું તે મ્હને સમજાયું. વસન્તરાય, દેહથી, મનથી, આચારથી તેમજ કુળથી હું તમારાથી ઉતરતી પંક્તિની છું એવું મ્હને તે દિવસે જ માલૂમ પડયું. હું આચારભ્રષ્ટા થઇ તેનું કારણ મ્હારાં માબાપ છે. હું પતિતા છું-ભ્રષ્ટા છું. અરેરે! હું કુલટા છું એવું મ્હેં જ્યારે તમારી શાન્તિ-લતાને જોઇ ત્યારે મ્હને માલૂમ પડયું. સુંગેલાં પુષ્પો દેવાર્ચનના કાર્યમાં નહિ આવતાં નિરુપયોગી ઠરે છે—નિર્માલ્યવત્ લેખાય છે તેવી જ મ્હારી સ્થિતિ થઇ. સ્ત્રીઓનો એકનો એક અલંકાર કિંવા પ્રાણ જે પાતિવ્રત્ય અને કૌમાર્ય છે તેનો મ્હારે નીચતાથી ત્યાગ કરવો પડયો. હવે આ પાપિષ્ઠ જગત્માં જીવતી રહીને શું કરવાની હતી? વસન્તરાય! જો તમારી શાન્તિલતાની માફક દેહથી, મનથી અને આચાર વિચારથી હું પવિત્ર હોત તો-" આટલું બોલતાંમાં જ ચંપાનો કંઠ રુંધાઈ ગયો. તેનાથી વિશેષ બોલી શકાયું નહિ. અલ્પ-કાળપર્યન્ત સ્તબ્ધ રહ્યા પછી તેણે કહ્યું:-"સ્વર્ગના શાન્તિમય અને સુખમય રાજ્યમાં તો મ્હારી આશા પૂર્ણ થશેને?"

"ચંપા! અંતકાળે આવી માનસિક ચિંતા શા માટે કરે છે? તું હવે પવિત્ર બાળિકા છે. અંતકાળે તું પરબ્રહ્મ પરમાત્માનું સ્મરણ કર; જેથી તું પરબ્રહ્મરૂપ થઈ જઇશ!"

" ના ના—મ્હારે પરબ્રહ્મરૂપ થવું નથી. જો હું પરબ્રહ્મરૂપ થઇ જઉં તો મ્હારી આશા અપૂર્ણ રહે તેમ છે. "

" હવે ત્હારી શી આશા છે ? " વસન્તે પ્રેમપૂર્વક પૂછ્યું.

" મ્હારી માત્ર એક જ આશા છે. "

" શી ? "

" શાન્તિલતાની સાથે તમને આનંદથી વિહાર કરતા જોવાની. " ગદ્દગદ તેમજ અસ્પષ્ટ સ્વરે ચંપાએ કહ્યું.

વસન્તે એક નિશ્વાસ મૂક્યો. ચંપાએ પુનઃ કહ્યું:—" વસન્તરાય ! આમ નિરાશ ન થાઓ. હું તમારી દેવીનો પ્રેમપત્ર લઇ આવી છું. તે સાથે તેનું નવું ઠેકાણું પણ લાવી છું. શાન્તિલતાનો તમારા ઉપર એકનિષ્ઠ પ્રેમ છે. એ પ્રેમમાં તમે સદૈવ આનંદપૂર્વક સ્નાન કર્યા કરો એટલા માટે હું સ્વર્ગમાં તપશ્ચર્યા કરીશ. નક્ષત્ર થઇને હું તમારા પવિત્ર પ્રેમ તરફ સ્મિતમુખે જોઇ રહીશ. મ્હારા પોલકામાંથી તમે તમારી દેવીનો પત્ર કાઢી લ્યો; પરંતુ તે પહેલાં મ્હને એક વચન આપશો કે ? "

" ત્હારે શાનું વચન જોઇએ છીએ ? "

દીનતાથી વસન્ત તરફ જોઇને ચંપાએ કહ્યું:—" તમે એક વખત મ્હારી પાસે વચન લીધું હતું અને હવે મ્હને વચન નહિ આપો કે ? "

વસન્તે કહ્યું:—" ના ના—ચંપા ! આમ ન બોલ. નિરંતર ત્હેં મ્હારા ઉપર ઉપકારો જ કર્યા છે ! પછી હું તને શા માટે વચન ના આપું ? " આમ કહીને વસન્તે ચંપાના હાથમાં પોતાનો હાથ મૂક્યો.

ચંપાને અપાર આનંદ થયો. આનંદથી તેના સ્વરમાં અપૂર્વ માધુર્ય આવ્યું હતું. તેણે કહ્યું:—" અંતકાળે તમારા ખોળામાં મસ્તક રાખી, તમારા વદનચંદ્રની સુધાવૃષ્ટિમાં હું મ્હારા આ નશ્વર માનવદેહનો ત્યાગ કરવાની ઇચ્છા રાખું છું. મ્હારી આટલી ઇચ્છા તમે કૃપા કરી પૂર્ણ કરો. કહો કહો, તમારા ખોળામાં તમે મ્હારું મસ્તક મૂકશો કે ? "

આ હૃદયદ્રાવક દેખાવ વસન્તથી જોઇ શકાયો નહિ. તેનાં નેત્રોમાંથી દુઃખાશ્રુધારાઓની વૃષ્ટિ થવા લાગી. તેણે ચંપાનું મસ્તક ઉંચકીને પોતાના ખોળામાં મૂક્યું. સ્વર્ગીય આનંદામૃતનું પાન કરતાં કરતાં ચંપાએ કહ્યું:—" મ્હારા પોલકામાંથી તમે દેવીનો પત્ર કાઢી

હ્યો. મ્હારો નિષ્ઠુર બાપ તમારો જીવ લેવાની ખટપટમાં છે. આ સંબંધીની ખબર મ્હેં શાન્તિલતાના પિતાને અને હિરાલાલ ફોજદારને આપી છે. હવે મ્હારું કાર્ય પૂર્ણ થયું છે. હવે હું સુખેથી—પણ—"

ચંપાના ઓઠ હાલવા લાગ્યા, નેત્રોમાં દિવ્ય તેજ પ્રકાશવા લાગ્યું. આ કરુણાપૂર્ણ દેખાવનું દર્શન કરતાં કરતાં વસન્તનું હૃદય ભરાઇ આવ્યું. તેનાં નયનાશ્રુ ચંપાના ગાલ ઉપર પડયાં. એ અશ્રુના સંજીવનથી ચંપાનું જીવનકુસુમ ક્ષણના માટે વિકસ્યું. મધુર હાસ્ય કરીને તેણે ત્રુટક સ્વરે કહ્યું:—" વસન્તરાય! હવે એક જ માગણી છે—માગું કે ? "

અદ્યાપિ ચંપાનો જીવ તેની કોઇ ઇચ્છા અપૂર્ણ હોવાથી સદ્‌ગતિ પામતો નથી એમ વિચારી વસન્તે કહ્યું:—"બેલાશક માગ."

" એક વખત મ્હને 'નાથ' કહેવાની રજા આપો !"

અંતકાળની વ્યાકુળતાથી કયા પાષાણનું હૃદય દ્રવે નહિ? વસન્ત ઘણા કોમળ સ્વભાવનો હતો. તેમજ તે એવો કૃતઘ્ન નહોતો કે ચંપાએ તેના ઉપર કરેલા અનેક ઉપકારોને તે ભૂલી જાય. તેણે અશ્રુજળ વર્ષાવતાં કહ્યું:—" ચંપા ! હવે તું ત્હારી કોઇ પણ ઇચ્છાને અતૃપ્ત રાખીશ નહિ. "

વસન્તનો હાથ પોતાના હૃદય ઉપર મૂકી ચંપા આનંદોત્ફુલ્લ મુખે વસન્તના તરફ જોવા લાગી. અંતર્ધાન થનારી દીપજ્યોતિ એકાએક તેજસ્વી થાય છે, તેવી જ રીતે આલોકનો ત્યાગ કરી જનારી ચંપાના દેહ ઉપર અને મુખ ઉપર સ્વર્ગીય તેજ, સ્વર્ગીય આનંદ અને સ્વર્ગીય પવિત્રતા પ્રકાશવા લાગી. પોતાના હૃદય ઉપર વસન્તનો હાથ દબાવી રાખી, તેના તરફ પ્રેમપૂર્ણ દૃષ્ટિથી જોઇ રહી 'નાથ—નાથ પ્રાણ-ણ-ના-થ' એવો મધુર જપ કરતાં કરતાં ચંપાનો આત્મા અક્ષય આનંદમાં વિલીન થયો, અને તેનું પાર્થિવ શરીર આ મૃત્યુલોકમાં!



# પ્રકરણ ૨૫ મું.

—:x:—

## પ્રતિદ્વન્દ્વીને પ્રાણદાન !

ગયા પ્રકરણમાં વર્ણવેલો પ્રકાર બન્યો ત્યારે બરાબર સંધ્યાકાળનો સમય થયો હતો. અદ્યાપિ રસ્તા ઉપર મનુષ્યોની થોડી ઘણી આવજા ચાલુ હતી. સઘળી દુકાનો, ગૃહસ્થોનાં મકાનો વગેરે બંધ જોવામાં આવતું હતું. સ્મશાનભૂમિની ભીષણ શાન્તિનો જ જાણે કે સર્વત્ર વિસ્તાર થયો હતો.

આકાશમાં ચંદ્રદેવ ઉદિત થયા હતા. સાત્વિક ચાંદની, પશ્ચિમના રાજસ રક્તપ્રકાશ અને તામસી અંધકારનું યુદ્ધ ચાલુ થયું હતું. અંતે રાજસ પ્રકાશનો પરાજય થતાં સત્વ તથા તમનું યુદ્ધ ચાલુ થયું. તામસિક અંધકાર સાત્વિક ચંદ્રપ્રકાશની પરવાહ રાખ્યા સિવાય સર્વત્ર પોતાની સત્તાને વિસ્તારવા લાગ્યો; તેથી હુમલાખોરો આનંદિત થવા લાગ્યા. હવે તેઓ અંધકારની સહાયતા મેળવવાને જ ઇચ્છતા હતા. બંધ પડેલું તોફાન પુનઃ ચાલુ થાય એવાં ચિહ્ન જણાવા લાગ્યાં. મુસલમાનોએ દિવસના બાર કલાક હુમલો કરવામાં પસાર કર્યા; હવે હિન્દુઓનો વખત આવ્યો. હિન્દુઓનાં ટોળેટોળાં વૈર લેવાની વૃત્તિથી જુમામસ્જીદ તરફ જવા લાગ્યાં. રસ્તે જેટલા હિન્દુઓ મળતા હતા તેમને તેઓ પોતાના પક્ષમાં લઈ લેતા હતા. અહા ! એ કેવી ભયંકર શક્તિ હતી ! કેવો ભવ્ય એ દેખાવ હતો ! છતાં આ અદ્દ્ભુત શક્તિનું ધ્યેય ઉદાત્ત નહોતું.

આમ છતાં ધ્યેયનો નિર્ણય કરવાનો અધિકાર નવલકથાની કક્ષામાં નથી. વર્તુળના અને સ્પર્શરેષાના (Tangent) સંબંધ જેટલો જ સંબંધ ઇતિહાસ અને નવલકથાનો છે. વર્તુળનો ભેદ જેવી રીતે સ્પર્શરેષાથી કરી શકાતો નથી તેવી જ રીતે ઇતિહાસનો ભેદ નવલકથાથી કરી શકાતો નથી; તેથી અમારે અમારી મર્યાદામાં જ રહેવું જોઇએ.

નલિન તથા તેના સાથીદારોનો જીવ સ્વસ્થ નહોતો. રાત્રે કેવી રીતે સંરક્ષણ કરવું તેના જ વિચારો તેઓ કરતા હતા; પરંતુ વસન્ત તેમનામાં શામિલ થયો નહિ. ચંપાએ મૃત્યુ સમયે તેને જે ભીષણ હકીકત કહી હતી તે તેના અંતરમાં દૃઢ થઇ ગઇ હતી. વસન્તને તેના પોતાના જીવનની ભીતિ નહોતી; પરંતુ પોતે અહીં રહેવું

કે ઉપડી જવું એ પ્રશ્ન તેના અંતરમાં ઉપસ્થિત થયો હતો. માત્ર પોતાના લીધે જ ડૉકટર નલિન અને તેના પરિવાર ઉપર પુનઃ સંકટ આવી પડશે એના કરતાં પોતે જ નલિનને ત્યાંથી પલાયન કરી જવું ઉચિત નથી કે ? વળી અલ્પકાળ પછી તેના અંતરમાં એવો વિચાર ઉપજ્યો કે, " મ્હારા આશ્રયદાતાઓ ઉપર ભીષણ સંકટ આવી પડવાનો સર્વથા સંભવ હોવા છતાં, હું તેમનો ત્યાગ કરી જઉં તો મ્હારા માટે તેમના અંતરમાં કેવો વિચાર ઉપજે ? એ તો મ્હારી એક પ્રકારની કૃતઘ્નતા જ લેખાય ! " આવા વિચારો ઉપજતા હોવાથી વસન્ત કોઇ પણ પ્રકારનો નિર્ણય કરી શકતો નહોતો અંતે જો પોતે આવી જ સ્થિતિમાં સમય વ્યતીત કરશે તો કદાચિત્ સૌના સર્વસ્વનો વિનાશ થશે એના કરતાં નલિનની સલાહ લઇ તે કહે એ પ્રમાણે વર્ત્તવાનો તેણે નિશ્ચય કર્યો. આમ વિચારી તેણે નલિનને પોતાની પાસે બોલાવી તેને ચંપા સંબંધીની સઘળી હકીકત કહી સંભળાવી. નલિને વસન્તની ભીતિનો ઉપહાસ કરીને કહ્યું:—" વસન્ત ! આજે રાત્રે ત્હારા દુશ્મનો અત્રે નહિ જ આવે ! આ તોફાનના ઇતિહાસમાં વિશેષતઃ ત્હારી બહાદુરીથી અને ચંપાના સાહસથી આપણી ચાલીનું નામ અતિ પ્રસિદ્ધ થઇ ગયું છે. સરકારનું એ બાબત ઉપર સંપૂર્ણ લક્ષ્ય છે. થોડો પણ કોલાહલ થશે તો સરકારી ઘોડેસ્વારો આપણને સહાયતા કરવાને અવશ્ય આવી પહોંચશે. વસન્ત ! હું તને એકલાને કોઈ પણ સ્થળે જવા દેવાનો નથી. ત્હારા લીધે મ્હારા ઉપર જો પુનઃ સંકટ આવી પડશે તો તેની મ્હને ચિંતા નથી; પરંતુ જો ત્હારા દુશ્મનોને એમ માલૂમ પડશે કે તું અહીંથી અન્ય કોઇ સ્થળે પલાયન કરી ગયો છે તો તેઓ ત્હારો પત્તો મેળવી ત્હારા ઉપર જુલ્મ ગુજાર્યા સિવાય રહેશે કે ? કદાચ આ ચાલીની આજુબાજુમાં ત્હારો કોઇ શત્રુ ત્હારા ઉપર દેખરેખ રાખવાને છુપાઇ રહ્યો હોય એ પણ સંભવિત છે. તને અત્રેથી નહિ જવા દેવામાં જ આપણું ઉભયનું કલ્યાણ છે. "

વસન્તને નિરુપાયે નલિનનુ કહેવું કબૂલ કરવું પડયું. તોફાન થયું તેના આગલે જ દિવસે દૈવયોગે નલિનના કુટુંબનાં સઘળાં માણુસો એક સંબંધીને ત્યાં અમુક પ્રસંગ હોવાથી બ્હાર ગામ ગયેલાં હતાં. તેથી તેમની ચિંતા નહોતી. વસન્ત અને નલિન પાસે જ ચાલીનાં સઘળાં માણુસો આવ્યાં હતાં અને તેમના નેતૃત્વ નીચે જ

સ્હવારનું તોફાન ચાલ્યું હતું. શત્રુઓ ચાલીને ચો તરફથી ઘેરી લે છે એવું માલૂમ પડતાં જ વસન્ત પાછલા રસ્તેથી પોલિસની મદદ લઇ આવવાને માટે ગયો હતો. સમસ્ત મુંબાઇમાં તોફાનો થતાં હોવાથી વસન્તને પોલિસની પૂરતી મદદ મળી નહિ. તે પાંચ પચીસ સિપાહીઓની ટુકડી લઇને આવી પહોંચ્યો. એ પોલિસ ટુકડીથી હુમલાખોરોનું તોફાન બિલકુલ અટક્યું નહિ એમ અમે જણાવી ગયા છીએ. હુમલાખોરોનું લક્ષ્ય પોલિસ તરફ આકર્ષીને પોતાના સાહસથી, તેમનું ચાલી ઉપર મારો ચલાવવાનું લક્ષ્ય પોતાના તરફ જ આકર્ષવાના હેતુથી વસન્તે લાકડી ફેરવવાનો પ્રારંભ કર્યો, તથા ઘણી જ બહાદુરીથી ચાલી પાસે જઈ પહોંચીને તેણે પોતાના ઉદ્દેશને થોડા ઘણા અંશે પણ કેવી રીતે પાર ઉતાર્યો એ સુજ્ઞ વાચકોને વિદિત જ છે.

રાત્રે પણ હુમલાખોરો પુનઃ તોફાન કરશે એવી સૌને ધાસ્તી હતી જ; તથા વસન્તની હકીકત સાંભળવામાં આવતાં જ તેમની આ ધાસ્તી દૃઢ થઇ ગઈ હતી; પરંતુ હવે પોતાની ચાલી ઉપર સરકારનું પૂર્ણ લક્ષ્ય હોવાથી હુમલાખોરો કાંઈ કરી શકશે નહિ એમ તેમણે વિચાર્યું. આમ છતાં રાત્રે પોતાના સંરક્ષણાર્થે તેમની તૈયારી ચાલુ જ હતી.

તૈયારી શી થવાની હતી ? કોઈ સ્થળે કાંઇ મોર્ચા લગાવવાના નહોતા, કોઇ સ્થળે તોપો ગોઠવવાની નહોતી; તેમજ દારુગોળો ભરવાનો નહોતો. માત્ર ચાલીમાં પુષ્કળ મજબુત લાકડીઓ અને અસંખ્ય ન્હાના મ્હોટા પત્થરો એકઠા કરી રાખવામાં આવ્યા. પછીથી ચાલીમાંની સઘળી સ્ત્રીઓને અને બાળકોને ચાલીના મધ્યભાગમાં સુરક્ષિતતાથી સૂવાડવામાં આવ્યાં. જખમી માણસોને એક એકાન્ત સ્થળે સૂવાડી તેમના ભોજનની તથા ઔષધાદિની વ્યવસ્થા કરવામાં આવી. તરુણ પુરુષો સશસ્ત્ર થઇને ચાલીનું સંરક્ષણ કરવાને બેઠા. થોડા સમય પછીથી પાસેની જ કોઇ ચાલી આગળ ભીષણકોલાહલ થતો આ તરુણો સાંભળી શક્યા.

એવામાં એક ઘોડેસ્વારોની ટોળીને તેમણે ત્યાં આગળ આવી ગયેલી જોઇ. એ ઘોડાઓની ખરીઓનો અવાજ સંભળાતો બંધ થયો ન થયો એટલામાં જ પોલિસની હથિયારબંધ ટોળી "કોઇ પણ જાણી જોઇને પુનઃ તોફાન કરશો નહિ. સઘળી રૈયત પોતાની ચાલીમાં સ્વસ્થ રહે તેના સંરક્ષણની કાળજી સરકારને છે ! ચાલીમાં

રહેતા લોકો જો ગેરકાયદેસર વર્ત્તન ચલાવીને તોફાનના નિમિત્તરૂપ થશે તો સરકાર તેમને સજા કર્યા સિવાય છોડશે નહિ. સઘળા લોકોને સ્વસ્થ રહેવાની અને તોફાનમાં નહિ ભળવાની સૂચના કરવામાં આવે છે. " આમ કહીને ચાલી ગઈ.

પોલિસની ટોળીનાં ઉપરોક્ત વચનો સાંભળવામાં આવતાં જ નલિન વગેરેનું મન તદ્દન શાન્ત અને સ્વસ્થ થયું. સંકટની ભીતિ દૂર થયાથી સઘળી ચાલીમાં શાન્તિ અને શિથિલતા ઉત્પન્ન થઇ. પોતાનું પહેરો ભરવાનું કાર્ય છોડી દઈને સઘળા તરુણો દિવસે બનેલા ભીષણ પ્રસંગ સંબંધીની ચર્ચા કરતા કરતા નિદ્રાવશ પણ થયા. લગભગ બાર વાગ્યાના અરસ્સામાં સર્વત્ર સંપૂર્ણ શાન્તિનો વિસ્તાર થયો. જો કોઇ અપરિચિત માણુસ આ સમયે આ ચાલી પાસે આવી ચઢે તો દિવસે અહીં ભયંકર તોફાન થયું હશે એવી કલ્પના સુદ્ધાં તેના અંતરમાં ઉપજવાનો સંભવ નહોતો.

રાત્રે બાર વાગ્યાના અરસ્સામાં છુપાઇને ચાલી તરફ આવતા લગભગ વીસ માણસોને આ પ્રમાણે લાગ્યું પણ ખરું. ચાલી પાસે આવી ત્યાં તદ્દન શાન્તિ જોઇને તેઓ પૈકીના એક માણુસે બીજા એક માણુસને કહ્યું:—" ભૈરવ ! જો આપણા બીજા સાથીદારો સત્વર આવી પહોંચે તો કેવું સારું ! "

" પા કલાક સુધી આપણે રાહ જોઇએ. પછીથી આપણું જ રાજ્ય છે. " ભૈરવાચાર્યે ઉત્તર આપ્યો.

" હું તો એમ જ કહું છું કે, આવો સુયોગ આપણને પુનઃ પ્રાપ્ત થવાનો નથી. આપણે સત્વર આપણું કાર્ય શુરુ કરી દેવું જોઇએ. " એક જણે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

" ત્હારું કહેવું ખરું છે; તો પણ જો એ હુમલાખોરોની આપણને સહાયતા મળે તો આપણું કાર્ય સહેલું થાય તેમ છે; એટલું જ નહિ પરંતુ આપણે તેમના ઉપર ગુન્હો ઓઢાડી ગચ્છંતિ કરી જઇએ તેમ છીએ. જો એક પત્થરથી બે પક્ષી મારી શકાતાં હોય તો શા માટે ના મારવાં ? "

" એમજ કરવું જોઇએ. આજે સ્હવારે ચંપાએ તથા વસન્તે મ્હને એટલો બધો માર્યો છે કે હું મ્હારૂં વેર લીધા સિવાય મ્હારા ક્રોધાગ્નિને શાન્ત કરી શકું તેમ નથી. કેશવલાલ ! મ્હારો ત્હારી પુત્રીને મ્હારી પત્ની બનાવવાનો વિચાર હતો; પણ તેના અંતરમાં

વસન્તનું ભૂત ભરાયું છે તેથી હું બળી જઉં છું ! ”

ધન્ય છે કેશવલાલ જેવા ક્રૂર પિતાને તથા ભૈરવાચાર્ય જેવા તેના સાથીદારને ! ! જેમને આપણે રાક્ષસ કહીએ છીએ તેમનામાં પણ આવી તિરસ્કારણીય પશુવૃત્તિ ભાગ્યે જ જોવામાં આવે છે. માનવજાતિમાં કેશવલાલ અને ભૈરવાચાર્ય નિષ્ઠુર નરપિશાચોજ હતા એમ કહીએ તો એમાં સહજ અતિશયોક્તિ નથી

આ સમયે બીજી પંદર વીસ માણસોની ટોળી ચુપકીદીથી કેશવલાલની ટોળીમાં આવીને ભળી ગઇ. એ ટોળીમાં એક ઉંચો પુરુષ હતો. તે એ ટોળીથી જાણે કે અલગ હોય એમ લાગતું હતું; છતાં તેની જુદાઇને કોઈ જાણી શકતું નહોતું. પહેલી અને બીજી ટોળીના આગેવાનની ઓળખાણ થતાં જ તેમણે એકબીજાને સાવધ રહેવાની સૂચના કરી. કાર્યની શરુઆત કરવાની પ્રત્યેક માણસ તૈયારી કરવા લાગ્યો. તેઓ તોફાન ચાલુ કરવાની તૈયારીમાં હતા એવામાં પોલિસ સિપાહીઓનાં અભયવચનો પુનઃ સાંભળવામાં આવ્યાં; તે સાથે પોલિસની ટુકડી એ તરફ આવતી હોય એમ પણ લાગ્યું. પોલિસોનું હસવું અને ઘોડેસ્વારોનું દોડવું લુચ્ચાઓના સાંભળવામાં આવતું હતું. સઘળા હુમલાખોરોએ ઘોડાની ખરીઓનો અને પોલિસના બૂટોનો અવાજ કાનના સૂક્ષ્મ પડદાને સૂક્ષ્મ રીતે પણ સંભળાતો બંધ થાય ત્યાં સુધી પોતાના શ્વાસોચ્છવાસનો પણ જાણે કે નિરોધ કર્યો હતો. પોલિસ ટુકડીના ચાલ્યા ગયા પછી સઘળા પાછા ઉઠયા. સંકેતદ્વારા તેમણે એક બીજાને અગ્રેસર થવાની સૂચના કરી. કેશવલાલ, ભૈરવાચાર્ય વગેરેની પાછળ સૌ ચાલીના દાદર ઉપર ચઢવા લાગ્યા. પ્રથમથી અલગ રહેનારો ઊંચો પુરૂષ માત્ર નીચે જ ઉભો રહ્યો. સઘળા દુષ્ટો ચાલી ઉપર જઇને પોતાના દુષ્ટ કાર્યને શુરુ કરતા હતા એવામાં બીજા બે માણુસો નીચે આવી પહોંચ્યા, કેશવલાલ તથા તેના સાથીદારોએ નીચેના ત્રણ માણસોને પોતાના પક્ષના જ છે એમ વિચારી તેમને ઉપર આવવાનો સંકેત કર્યો. નવા આવેલા બે માણસો ક્ષણપર્યંત કાંઇ વિચાર કરીને ઉપર જવા લાગ્યા એટલે પેલા ત્રીજા ઉંચા પુરૂષે તેમને દાદર ઉપર ચઢવા દીધા નહિ.

ચાલીના છજામાંથી આ પ્રકાર કેશવલાલના જોવામાં આવ્યો નહિ; તે માત્ર એટલું જ સમજી શકયો કે, નીચેના ત્રણ પુરુષો ઉપર આવ્યા નથી. પોતાના સાથીદારોને ઉત્તેજિત કરવાના હેતુથી

કેશવલાલે ઉચ્ચ સ્વરે કહ્યું:—" આપણી સાથે જે મશાલો છે તે સળગાવો. આપણા જેવા બહાદુર પુરુષોએ અંધકારમાં નહિ લઢતાં પ્રકાશમાં જ લઢવું જોઇએ. વીર બંધુઓ ! હુમલો શુરુ કરો. બારણું ફોડી નાખો અને દિવસના વૈરની પૂર્ણ વસુલાત લ્યો. દીન–દીન ! ! "

પ્રત્યેક ઓરડીના દ્વાર ઉપર મજબુત લાકડીઓના ફટકા પડવા લાગ્યા. શાન્તિથી સૂઇ રહેલા તરુણો બારણાં ખખડતાંની સાથે જ ઉઠી ઉભા થયા. જાણે કે આકાશમાં વિજળીનો પ્રચંડ ગડગડાટ થતો હોય એવો તેમને ભાસ થયો. જો આ સમય દરમ્યાન હુમલાખોરો ઓરડીઓનાં બારણાં ભાગી નાખી અંદર પ્રવેશ કરી શકયા હોત તો ચાલીમાંના પ્રત્યેક મનુષ્યનો જીવ જાત. જાણે કે નિર્જીવ બારણાં જ પોતાને સહાયતા કરવાના હેતુથી હુમલાખોરો સાથે યુદ્ધ કરતાં હતાં. ચાલીમાંનાં માણસો બેશુદ્ધ જેવાં બની ગયાં હતાં તો પણ તેઓ જૂદાં પડી ગયેલાં નહોતાં. પ્રહાર અને કોલાહલ સાંભળવામાં આવતાં જ તેમની સમક્ષ સંકટનું વિકાળ સ્વરૂપ ઉપસ્થિત થયું, અને તેથી જ તેઓ મરણિયા થઈ હુમલાખોરો વિરૂદ્ધ ઝઝુમવાને તૈયાર થયા.

આકાશમાં ક્ષીણ ચાંદની પ્રકાશી રહી હતી. ચંદ્રદેવ પશ્ચિમાકાશમાં ઉતરી ગયા હતા તેથી ચાલીની તરફ અંધકારનો જ વિસ્તાર થયેલો હતો. કેશવલાલની આજ્ઞા થતાં જ મશાલો સળગી, અને 'દીન દીન' નો પોકાર કરી નિષ્ઠુર નરરાક્ષસો તોફાન કરવા લાગ્યા.

નીચે ઉભા રહેલા ત્રણ માણસોને આજ્ઞા કરીને કેશવલાલે કહ્યું:—" હું સર્વનો સરદાર છું મ્હારી આજ્ઞા પ્રત્યેકે માનવી જ જોઇએ. " આમ કહી ઉપર દર્શાવેલા ઉંચા પુરુષને ઉદ્દેશીને કેશવલાલે પુનઃ કહ્યું:—" એ લાંબા ઉંટ ! તું ચાલીના દાદર પાસે પહેરો ભર. "

આમ છતાં પહેરો ભરવા તરફ એ માણસનું દુર્લક્ષ્ય જોઇને કેશવલાલે નીચે આવી તેની સાથે ઉભા રહેલા બીજા માણસનો હાથ પકડીને પૂછયું:—" તું કોણ છે ?"

આવો પ્રશ્ન થતાં જ એ માણસે ઉંચું જોયું. સળગતી મશાલના પ્રકાશની સહાયતાથી કેશવલાલ તેની મુખમુદ્રા સ્પષ્ટતાથી જોઇ આશ્ચર્ય તેમજ ભય પામી મ્હોટેથી બોલી ઉઠયો:—" ઓ બાપરે ! આ તો હિરાલાલ ફોજદાર છે ! "

એ હિરાલાલ ફોજદાર જ હતો. હિરાલાલ ખરો સમરધીર

હતો. તેના એકલાની વિરુદ્ધ ચાળીસ હુમલાખોરો હોવા છતાં તે સહજ પણ ગભરાયો નહિ. પોતાની ગભરામણથી ઉલટું પોતાના ઉપર સંકટ આવી પડશે એમ તે સારી રીતે જાણતો હતો. કેશવલાલની અને તેની દૃષ્ટિનું મિલન થતાં જ તે પોતાના હૃદય ઉપર હાથ મૂકી એક મહાન્ બહાદુર પુરુષની માફક દૃઢતાથી ઉભો રહી પોતાના પ્રકટ થયાનું કેવું પરિણામ આવે છે એ તે જોવા લાગ્યો, તથા એનું પરિણામ ઈષ્ટ જ આવ્યું. હિરાલાલનું નામ સાંભળવામાં આવતાં જ સઘળા હુમલાખોરો ભયભીત બની જઈ પલાયન કરી જવાનો સુયોગ શોધવા લાગ્યા; પરંતુ એવામાં નિષ્ઠુર ભૈરવાચાર્યે કેશવલાલની પાસે આવી તેના ખભા ઉપર હાથ મૂકીને કહ્યું:—" કેશવલાલ ! સેનાપતિ કિંવા સરદારે કદાપિ ગભરાવું જોઈએ નહિ. સિંહે શિયાળથી શા માટે ડરવું જોઇએ ? આપણે ચાળીસ જણા છીએ. એકલો હિરાલાલ આપણને શું કરી શકવાનો છે ? "

" બસ ! મારો—દુશ્મનને મારો ! " એવો ધ્વનિ સર્વના સાંભળવામાં આવ્યો. વીરમૂર્ત્તિ હિરાલાલના ઉપર ચોતરફથી લાકડીઓ ઉછળી; છતાં હિરાલાલ સહજ પણ ડગ્યો કિંવા ગભરાયો નહિ. તેની મુખમુદ્રાનો ભાવ યત્કિંચિત્ પણ બદલાયો નહિ. તે એક પર્વતની માફક અચળતાથી ઉભો રહ્યો. આથી કેશવલાલના ક્રોધનો પાર રહ્યો નહિ. તેણે ગર્જના કરીને કહ્યું:—" મ્હારા દુશ્મનનો જીવ હું જાતે જ લઈશ. હું જ તેનો કાળ છું. સાથીદારો ! તમે તમારું કાર્ય ચાલવા દ્યો. "

આ વચનોથી હુમલાખોરોના અંતરમાં પુનઃ ધૈર્ય ઉપજ્યું, આ સમય દરમ્યાન ચાલીમાંના તરુણો બ્હાર નીકળી આવ્યા. વસન્ત અને નલિન એક જ ઓરડીમાં હતા. તેમણે જેવું ઓરડીનું દ્વાર ઉઘાડયું કે તરત જ ઓરડીના દ્વારપર લાકડી ઠોકનારો માણસ પાછળથી ધક્કો આવવાથી ઓરડીના ઉમરા ઉપર પટકાઇ પડયો. વસન્ત અને નલિન પોતાની લાકડીના પ્રહારથી તેનો બરાબર સત્કાર કરી છજામાં આવ્યા. વસન્તની પાછળ નલિન હતો. બન્નેની લાકડીઓ પૂર્ણવેગથી ફરતી હતી. આ સમયે નીચે ઉભા રહેલા હિરાલાલને વસન્ત જોઈ શકયો.

કેશવલાલ અને ભૈરવાચાર્ય હિરાલાલ ઉપર તૂટી પડયા. હિરાલાલ તેમની સાથે લઢયો નહિ. તેણે તેમનો પ્રતિકાર સુદ્ધાં કર્યો

નહિ. કેશવલાલ અને ભૈરવાચાર્યે મજબુત દોરડાથી હિરાલાલના બન્ને હાથ પાછળથી દાદરના કઠેરા સાથે બાંધી દીધા. પછીથી કેશવલાલે કહ્યું:—"કેમ ફોજદાર સાહેબ! મ્હારો છરો વિશેષ પસંદ છે કે ભૈરવનો? તમને ઇચ્છામરણ આપવાને હું ઇચ્છું છું."

હિરાલાલે તિરસ્કૃત હાસ્ય કરીને માત્ર અધરદંશ કર્યો. તેણે કશો ઉત્તર આપ્યો નહિ. આ ઉપહાસથી કેશવલાલે ચ્હીડાઇ હિરાલાલની છાતી ઉપર મુક્કો મારીને કહ્યું:–"શયતાન! ત્હારા રાઇ રાઇ જેવડા ટુકડા કરી નાખવા જોઇએ. લે હું મ્હારો છરો મારીને જ ત્હારો જીવ લઉં છું."

આમ કહી હાથમાં છરો લઇ કેશવલાલ આગળ ધસ્યો, હિરાલાલે પુનઃ સ્મિત કર્યું. કેશવલાલે છરાવાળો હાથ ઉંચો કર્યો; પરંતુ એક માણસે તેના ઉંચા થયેલા હાથને દૃઢતાથી પકડીને કહ્યું:–" સરદાર સાહેબ! મ્હારી ગરીબની એક વિનતિ છે."

પોતાનો હાથ પકડનાર માણસ તરફ જોઇને, હાથ છોડાવવાનો પ્રયત્ન કરતાં કેશવલાલે કહ્યું:–"કેમ રે ઉંટ! ત્હારી શી વિનતિ છે?"

"સરકાર! આ ગરીબ સૈનિકની આપને એક વિનતિ છે."

આવા સંમાન કરતાં કેશવલાલને બીજું આથી વિશેષ કેવું સંમાન જોઇતું હતું? તેણે કહ્યું:–"ત્હારી શી વિનતિ છે?"

"આપના જેવા સરદારે આ નીચ સિપાહીના લોહીમાં હાથ ભીંજાવી આપના બહાદુર હાથને કલંકિત કરવો જોઇએ નહિ." ઉંચો પુરુષ આ પ્રમાણે બોલતો હતો; છતાં પોતાનું મ્હોં કેશવલાલ તથા હિરાલાલ જોઇ શકે નહિ એવો પ્રયત્ન તે કરતો હતો. તેણે વિશેષમાં કહ્યું:–"આ નીચ સિપાહી સાથે મ્હારે લગભગ વીસ વર્ષથી દુશ્મનાવટ છે એ દુશ્મનનો આજે હું મ્હારે હાથે જ જીવ લેવાને ઇચ્છું છું. મ્હારી આટલી વિનતિ આપ માન્ય કરશો જ એવી મ્હને ખાત્રી છે. મ્હારું વૈર લેવાની આપ મ્હને આજ્ઞા આપો જેથી નિરંતર હું આપનો ગુલામ થઇને રહીશ."

આ પ્રશંસાથી ફુલણજી થયેલા અને હિરાલાલના અપાર ધૈર્યથી ડરી ગયેલા કેશવલાલે ભૈરવાચાર્ય તરફ જોઇને કહ્યું:–"કોઇની પણ ઇચ્છા તૃપ્ત કરવી એ આપણો ધર્મ છે. (એ ઉંચા પુરુષ તરફ જોઇને) જા, તું ત્હારી ઇચ્છા પૂર્ણ કર. (ભૈરવા તરફ જોઇને) જો ભૈરવ ત્હારો કટ્ટો શત્રુ વસન્ત અહીં હાજર છે!"

છજામાં ઉભેલો વસન્ત આ સઘળો પ્રકાર જોઇ શક્યો. પેલો ઉંચો પુરુષ હિરાલાલને ખેંચી જાય છે એમ તે જોઇ શક્યો. આ કાર્યથી તેના અંતરમાં અપાર ક્રોધ ઉપજ્યો. તે દાદર પાસે આવી નીચે ઉતરવાનો પ્રયત્ન કરવા લાગ્યો; કિન્તુ દશબાર હુમલાખોરોએ તેને ઘેરી લીધો.

ઉપરોક્ત ઉંચો પુરુષ હિરાલાલને ચાલીની પાછલી બાજુએ લઇ ગયો. પછી તેણે કહ્યું:–"હિરાલાલ ! અંધકારમાં કોઇ પણ કાર્ય કરવું ઉચિત નથી; એટલા માટે હું મ્હારી પાસે મીણબત્તી છે તે સળગાવું છું. તમે સાવધ થાઓ."

આમ કહી એ પુરુષે મીણબત્તી સળગાવી, મીણબત્તી ડાબા હાથમાં પકડીને તેણે હિરાલાલને કહ્યું:—"હિરાલાલ ! મ્હને ઓળખો છો કે ?"

હિરાલાલે તેના તરફ દૃષ્ટિ ફેંકી. ક્ષણ કાળના માટે તેની ક્રૂર મુદ્રા ઉપર આશ્ચર્ય અને ભય ચમક્યો; પરંતુ બીજી જ ક્ષણે તેની મુદ્રા પુનઃ ગંભીર, શાન્ત અને તિરસ્કારપૂર્ણ થઇ. તેણે ઉત્તરમાં કહ્યું:– "રંગનાથ ! આજે તું બેલાશક ત્હારું વૈર લે !"

રંગનાથે પોતાના ખિસ્સામાંથી મ્હોટું ચપ્પુ બ્હાર કાઢી તેનું પાનું ઉઘાડવા માંડયું. હિરાલાલે તિરસ્કારસૂચક સ્વરે કહ્યું.–"ત્હારા જેવા અધમાધમ લુચ્ચા ઠગને માટે આ શસ્ત્ર જ ઉત્તમ છે !"

રંગનાથે હિરાલાલના બાંધેલા હાથ છોડી નાખીને કહ્યું:— "હિરાલાલ ! તમે મુક્ત થયા છો—તદ્દન સ્વાધીન થયા છો. તમારા સાથીદારોની માફક તમે પણ મુક્ત છો."

આ સમયે હિરાલાલ પોતાના આશ્ચર્યને છુપાવી શક્યો નહિ. તે આશ્ચર્યસૂચક મુખમુદ્રાથી રંગનાથ તરફ જોઇ રહ્યો. રંગનાથે કહ્યું:—"હિરાલાલ ! આજે આ તોફાનમાં હું મ્હારો જીવ નહિ બચાવી શકું એમ મ્હને લાગે છે; છતાં જો આજે હું જીવતો રહીશ તો હું ગોવિંદપ્રસાદના નામથી × × × ૧–૨–૩ નંબરના મકાનમાં તમને મળીશ !"

હિરાલાલે સંતપ્ત થઇ, ઓઠ સાથે દાંત પીસીને કહ્યું:—"યાદ રાખજે; મ્હારી સાથે ત્હારો સંબંધ છે !"

રંગનાથે પ્રશાન્ત વૃત્તિથી સ્મિત હાસ્ય કરીને કહ્યું:—"હિરાલાલ ! તમારે મ્હને કાંઇ કહેવું પડે તેમ નથી. હું સઘળું સમજું છું. તમે સત્વર અહિંથી પલાયન કરી જાઓ. તમારા માટે વિશેષ સમય

સુધી અત્રે રોકાવું ઉચિત તેમ જ શ્રેયસ્કર નથી.”

આમ છતાં હિરાલાલે પૂછ્યું:—“ગોવિંદપ્રસાદ નામ, કેમ? ક્યા નંબરની ચાલી કહી?

“એક બે ને ત્રણ નંબરની?” રંગનાથે ઉત્તર આપ્યો.

“રંગનાથ! થોડા દિવસો ઉપર કેશવલાલે તને જ કેદ પકડ્યો હતો કે?”

રંગનાથે વિના વિલંબે ઉત્તર આપ્યો:—હા.”

“ત્યારે હવે હું ત્હારી પાસે જીવનદાન મેળવવાની અભિલાષા રાખતો નથી. ત્હારા હાથથી મ્હારો જીવ જશે તો એ મ્હારાથી વેઠાશે; પરંતુ બદનામી ભરેલું જીવન હું સહન કરી શકીશ નહિ. ત્હારા હાથમાંના ચપ્પુથી તું બેલાશક મ્હારું હૃદય ચીરી નાખ.” આમ કહી રંગનાથે જે હાથમાં ચપ્પુ પકડયું હતું તે હાથ હિરાલાલે પોતાની છાતી પાસે ખેંચવા માંડયો.

“હિરાલાલ! તમે વીર પુરુષ છો. તમે આમ અકળાઇ ન જાઓ. જાઓ જાઓ, તમારા હાથે અદ્યાપિ લોકકલ્યાણનાં અનેક કાર્યો થવાનાં છે. જુઓ, તોફાન ધીમે ધીમે વિશેષ ભીષણ સ્વરૂપ ધારણ કરતું જાય છે માટે સત્વર નાશી જાઓ.”

અંતે રંગનાથના અપાર આગ્રહથી હિરાલાલ ત્યાંથી ચાલ્યો ગયો. હિરાલાલ ખરેખર ચાલ્યો ગયો છે એવી ખાત્રી કર્યા પછી રંગનાથ ચાલીના આગળના ભાગમાં ગયો અને જે સ્થાને ભીષણ તોફાન ચાલતું હતું એ સ્થાને તેણે પ્રવેશ કર્યો. એ સ્થાને નલિન અને વસન્ત ઉપર ઘણો જુલ્મ ગુજરતો હતો. ત્યાં જઇને પોતાની ભીમશક્તિથી કેશવલાલને પાછળ કાઢી, હુમલાખોરોને હંફાવી લોહીથી ભીંજાયલા ચપ્પુનું કેશવલાલને દર્શન કરાવી રંગનાથે કહ્યું:—“કેશવલાલ! નરાધમ! આ નિશાની જો.” આમ કહીને તેણે પોતાનો તે દિવસે બાળેલો હાથ કેશવલાલને બતાવ્યો.

હિરાલાલનું ખૂન કરનાર ગોવિંદપ્રસાદ—ઉર્ફે રંગનાથના ઉપર વસન્ત ધસ્યો. અદ્યાપિ તે રંગનાથને ઓળખી શક્યો નહોતો. વસન્તે રંગનાથને જેવો લાકડીનો સખ્ત ફટકો ઉગામ્યો કે તરતજ રંગનાથે એ ફટકાને પોતાના હાથ ઉપર ઝીલી લીધો, અને તેણે કહ્યું:—“વસન્ત રાય! હું તમારો દુશ્મન નહિ; પણ મિત્ર છું. હું તમને સહાયતા કરવાને માટે જ આવ્યો છું.”

વસન્તની લાકડી સ્થિર થઇ. તેણે રંગનાથ તરફ જોઇને કહ્યું:—"કોણ, ગોવિંદપ્રસાદ ? ના ના—સર્વથા અશક્ય વાત ! તમે ગોવિંદપ્રસાદ નથી જ ! તમે હિરાલાલના ખૂની છો ! " આમ કહીને વસન્તે પોતાની લાકડી પુનઃ ઉંચકી. જ્યાં ત્યાં કોલાહલ, લૂંટાલૂંટ અને મારામારી શુરુ થઇ.

બરાબર આ સમયે બીજી વિશેષ ઘોડેસ્વારોની ટુકડી આવી પહોંચી. હુમલાખોરોના રંગમાં ભંગ થયો. હુમલાખોરોને પોતાનો જીવ બચાવવાનો સુયોગ પણ પ્રાપ્ત થયો નહિ. ત્યારે કેશવલાલની ઇચ્છા અતૃપ્ત રહેશે કે શું ? ભૈરવાચાર્ય તેનું વૈર નહિ લઇ શકે કે શું ? ના ના—કોલસાને ફેંકી દઇએ તો પણ તે તેની કાળાશ તો લગાડી જ જવાનો ! ભૈરવાચાર્ય અને કેશવલાલે પોતાની પિસ્તોલો કાઢી વસન્ત તરફ છોડી. વસન્ત જમીનદોસ્ત થયો. નલિન અને રંગનાથ ઉપર પણ ઘણો જુલ્મ ગુજર્યો. રંગનાથ પોતાની ભીમશક્તિથી લઢતો હતો એવામાં પોલિસોની બંદુકો ફુટી અને એકાએક તોફાન શાન્ત થઇ ગયું !



## પ્રકરણ ૨૬ મું.

### સ્થિત્યંતર.

ઉપર્યુક્ત બનાવ બન્યા પછી હિરાલાલનામાં ઘણું સ્થિત્યંતર થઈ ગયું હતું. રંગનાથે ઉદારતાથી આપેલું પ્રાણદાન લઇને તે ભટકતો ભટકતો સમુદ્ર કિનારા ઉપર ગયો. સમુદ્ર કિનારાના શીતળ વાયુ તથા ગંભીર જળગર્જનાએ હિરાલાલની અસ્વસ્થાને દૂર કરી તેના અંતરને શાન્તિ દઇ શુદ્ધિમાં આણ્યું. હિરાલાલે વિશાળ સમુદ્રના જળતરંગો તરફ જોયું. પછીથી આકાશ તરપ અને અંધકાર તરફ તેણે જોયું, તથા તેણે પોતાના મન સાથે જ ખિન્નહાસ્ય કર્યું. પોતાના દ્વંદ્વ આકાશની અને વિશ્વની એ સમયની સમાન સ્થિતિ જોઇને તો તેને હસવું નહિ આવ્યું હોયને ? હિરાલાલ એક પત્થર ઉપર બેઠો, અને પછીથી તે કપાળ ઉપર હાથ મૂકી વિવિધ પ્રકારના વિચારો કરવા લાગ્યો.

જો કે હિરાલાલના મનની આજે વિકૃતિ થઈ હતી; એ તે પોતે

જ કબૂલ કરતો હતો; પરંતુ એ વિકૃતિનું સ્વરૂપ તે સમજી શકતો નહોતો. તેના અંતરમાં નવીન ભાવનાઓ ઉપજી હતી, અને તેની તેને ભીતિ લાગતી હતી. એ ભાવનાનું આવિષ્કરણ કરીને એની શી રૂપરેખા છે એ જોવાને માટે હિરાલાલ આ એકાન્ત સ્થળે જઇ બેઠો હતો. આજ સુધીનો એનો રસ્તો સરળ, સીધો, અને સાદો હતો; પરંતુ આજે એ રસ્તામાં જ તે બીજા રસ્તાને જોઇ શક્યો. આ બન્ને માર્ગમાંથી હવે ક્યા માર્ગે જવું એ પ્રશ્ન તેના અંતરમાં ઉપસ્થિત થયો, અને તેના પરિણામે જ તેનું મન અસ્વસ્થ બની ગયું. તેમાં ખેદની વાત એ હતી કે એ બન્ને માર્ગનું અંતિમ પરસ્પરથી ઘણું વિરુદ્ધ હતું. અત્યારની તેની સ્થિતિ દયાજનક હતી. બદમાશના હાથે એ વખત પ્રાણદાન સ્વીકારવું, તેના ઉપકારઋણને લઈ તેનો બદલો વાળવો. કેદખાનું અને કાયદાને પદાઘાત કરનાર નીચની સમતાને ગમે તો નિરુપાયે પણ જઇ બેસવું, પોતાના ઉપકારઋણને ફેડવા માટે એની લુચ્ચાઇને તું મુક્ત છે એવું કહી પ્રોત્સાહન આપવું, જે સરકારનું અન્ન પોતે ખાય છે એમનાથી બેઇમાન થવું, પોતાના સ્વાર્થ માટે કાયદાનો ભંગ કરવો આદિ પરસ્પર વિરુદ્ધ પ્રકારોનું મિલન ક્યાંથી થઇ શકે? એ બન્ને વિરુદ્ધ માર્ગોમાંથી યશ અને કલ્યાણ આપે એવો કયો માર્ગ છે તેનો વિચાર કરવામાં હિરાલાલ તન્મય બની ગયો.

રંગનાથને છોડી દેવો એ પણ ખોટું હતું અને તેને સમાજમાં સ્વતંત્રતાથી ફરવા દેવો એ પણ ખોટું હતું. પહેલા યોગથી કર્ત્તવ્યભંગનો દોષ તેના શિરપર આવતાં પતિત રંગનાથ કરતાં પણ હિરાલાલ વિશેષ પતિત થાય તેમ હતું. બીજા યોગથી બદમાશ તેના દેખતાં કાયદાની છાતી ઉપર બેલાશક નાચતો રહે અને હિરાલાલ નિર્બળ થઇ તેના તરફ જોઇ રહે એમ હતું! બન્ને યોગથી હિરાલાલને નુકસાન જ હતું–તેની ઉજ્વળ કારકિર્દીને હમ્મેશાંને માટે કલંક લાગે તેમ હતું. કોઈ પણ પ્રકારનો નિશ્ચય કરવામાં હિરાલાલનું અધઃપતન જ નિર્માણ થયેલું હતું.

પોતે માત્ર પોતાના જ સ્વાર્થ માટે સમાજ, દેશ અને સરકારનો ઘાત નથી કરતો કે? ઉપકારનો બદલો અપકારથી વાળવો એ પણ ઘાત નથી કે? ત્યારે હવે કયો માર્ગ સ્વીકારવો? માત્ર પોતાની સરકાર પ્રત્યેની ફરજનો ભંગ કરતાં રંગનાથ ન્યાયદેવતાનો ઉપહાસ કરે

તેમ હતો. પરમેશ્વરે હિરાલાલને શાસ્તા તરીકે અને રંગનાથને શાસિત તરીકે જ ઉત્પન્ન કર્યા હતા. તકરાર સિવાય અમલ બજાવણી કરવાનો કાયદાનો હક્ક બન્ને ઉપર સરખો હતો. બન્ને જણા પોતપોતાના કાયદાના ગુલામ હતા; પરંતુ તેઓ બન્ને જણા હવે કાયદાને પદાઘાત કરે એવી સ્થિતિમાં આવ્યા હતા. આ અનિષ્ટ નહોતું કે? બન્નેમાંથી એકેને શિક્ષા ન થાય એ વિચિત્ર નહોતું કે? કાયદા ઉપર પદાઘાત કરનાર રંગનાથ સમાજમાં આનંદથી ફરે અને હિરાલાલ તેને જોઇને બેઇમાન થઇને સરકારનો મ્હોટો પગાર ખાય એ ઉચિત છે કે? ના ના—એ તો ઘણું ખોટું કહેવાય! ત્યારે હવે કરવું શું?

હિરાલાલની સમક્ષ રંગનાથની મૂર્ત્તિ ઉભી રહી. રંગનાથ અદ્રશ્ય થતાં સઘળો પૂર્વ—ઇતિહાસ સિનેમાનાં ચિત્રો પ્રમાણે તેના નેત્રો સમક્ષ ઉપસ્થિત થવા લાગ્યો. જે સત્ય તેને ખોટું અને ઢોંગવાળું જણાતું હતું તે જ સત્ય અત્યંત ઉજ્વળ સ્વરૂપથી તેની સમક્ષ ખડું થયું. અન્ય રંગનાથને માટે આત્માર્પણ કરનાર, તેની દૃષ્ટિ સમક્ષ હું તેનો શત્રુ ઉભેલો હોવા છતાં ગાડીવાળા માટે પોતાના દેહની આહુતિ આપવાને તૈયાર થયેલા, નિરપેક્ષ, ઉદાર, નિઃસ્વાર્થી, દાનશૂર, અક્ષય, સદય, અત્યંત કોમળ તથા નિર્મળ અને પ્રેમળ એવા હરિપ્રસાદની વિભૂતિમાં રંગનાથનું રૂપાંતર થયેલું જોતાં જ હિરાલાલ શરમાઇ ગયો. વિમળ સદ્ગુણોના શોભતા સિંહાસન ઉપર માધવનો અડધો ચોરનારને બિરાજેલો જોઇને હિરાલાલનું અંતર તરફડવા લાગ્યું. અધર્મી, ચોર, લફંગા વગેરેના સ્વભાવમાં કાળાંતરે પણ ફર્ક પડતો નથી એવો પોલિસ અમલદાર હિરાલાલનો ભૂમિતી પ્રમાણે દૃઢ સિદ્ધાંત હતો. કોલસાને ગમે એટલો ધોવામાં આવે તો પણ તે કાળો જ રહેવાનો અને કાળાશ લગાડવાનો! પરંતુ અપકાર ઉપર ઉપકાર કરનાર, તિરસ્કાર તર્ફ સદયતાથી વર્ત્તનાર, દ્વેષને દૂર કરી પ્રેમ ઉપર વિજય મેળવનાર રંગનાથરૂપી કોલસાનું રૂપાંતર પ્રકાશિત કિરણો ફેંકનારા તેજોમય અગ્નિકણા જેવું હિરાલાલને જણાયું. આથી વીસ વર્ષની કામગિરીથી દૃઢ થયેલો તેનો ઉપરોક્ત સિદ્ધાંત તરત જ બદલાઇ ગયો. ગમે એટલી મુશ્કેલી વેઠીને પણ એક કંગાલ કેદી—એક પતિત વ્યક્તિ વિભૂતિ પદને પહોંચી છે એવું તેને પોતાના મન સાથે આજે કબૂલ કરવું જ પડયું; પરંતુ એ વ્યક્તિ રંગનાથ—પોતાને બે વખત પ્રાણદાન આપનાર રંગનાથ છે, એવું જોઇને તેને ઘણું ખોટું લાગ્યું.

પોતાના સદ્‌ગુણોનો દુર્ભેદ્ય કોટ રંગનાથે પોતાની પાસે ખડો કર્યો નથી કે શું? પવિત્રાચરણથી તેણે કાયદાના ભાલાની ધારને પણ બુઠ્ઠી નથી કરી નાખી કે શું? તેને કેદ કરતાં—વિભૂતિપદ ઉપરથી ખેંચી લેતાં કાયદો નહિ લાજે કે શું? કાયદો પશુના જેવો મૂર્ખ છે એમ જ હિરાલાલને લાગ્યું. માલિકે 'છૂ:' કર્યું એટલે ઈમાની પણ મૂર્ખ કૂતરો ગમે તે મનુષ્યના અંગ ઉપર ધસે છે તે જ પ્રમાણે કાયદો પણ ગમે એવા માણસને દુ:ખ દે છે. અગ્નિમાં દાહકતા સિવાય બીજી કોઇ સ્થિતિ હોવાનો સંભવ નથી તે જ પ્રમાણે કાયદામાં જેલ-જાત્રા, શિક્ષા, દંડ, ફટકા અને અંતે પ્રાણવિસર્જન સિવાય બીજી કશી ગતિ નથી. હિરાલાલે પોતાના મનમાં વિચાર્યું કે, જે પ્રમાણે પિનલકોડે ચોરીને શિક્ષા તરીકે સૂચવી છે તે પ્રમાણે નીતિને બક્ષિસ આપવાની સૂચના તેણે કેમ કરી નથી? લુચ્ચા, લફંગા રંડીબાજ પુરુષોને તે ભયંકર શિક્ષા કરે છે તે પ્રમાણે પાતિવ્રત્યાદિ સદ્‌ગુણોનું ઇનામ આપવાની સૂચના તેણે કેમ નથી કરી? ખૂન કરનાર ખૂનીના દેહનું પ્રાયશ્ચિત્ત કાયદાથી જેવો જુલ્મ ગુજારીને આપવામાં આવે છે તેવી જ રીતે પ્રાણરક્ષણ કરનારને માટે કાયદો બોબડો કેમ છે? પિનલકોડ અપૂર્ણ છે એમ જ હિરાલાલને લાગ્યું. શિક્ષા કરવામાં કાયદાની દૃષ્ટિ ઘણી પહોંચેલી છે—અરે કાયદાને એ સિવાય અન્ય દૃષ્ટિ જ નથી. રંગનાથ જેવી વિભૂતિને કાયદાએ વંદન સુદ્ધાં કરવું જોઇએ. આ વંદન કરવાનું તો દૂર રહ્યું; પરંતુ સખ્ત કાયદો તેને પવિત્રતાના ઉચ્ચત્વ ઉપરથી નીચે ખેંચી લાવી, તેને નીચતાના મહાસાગરમાં ડુબાડવાને તૈયાર થાય છે. રંગનાથના આજ સુધીના પવિત્ર સંતચરિત્રની કાયદાને સહજ પણ લાગણી નથી? રંગનાથ હવે કંગાલ કેદી નથી—તે આ મૃત્યુલોકમાં અપૂર્વ મહાત્મા સ્વરૂપ જ છે.

આવા અસંખ્ય વિચારોથી હિરાલાલનું મસ્તક ભમી ગયું. તેના બન્ને કાનોમાં ધમધમાટ થવા લાગ્યો. ઉપકાર કરનાર ઉપર ઉપકાર જ કરવો જોઇએ એમ વ્યવહાર કહેતો હતો, અને નીતિ તેને અનુમોદન આપતી હતી; પરંતુ કાયદો એ પ્રકારને માન્ય કરતો નહોતો! રંગનાથે પોતાને પ્રાણદાન ન દીધું હોત તો જ સારું થાત. એ સમયે પોતાને મારી નાખવાનો તેને સંપૂર્ણ હક્ક હતો, તથા તે પોતાનો હક્ક સહેલાઇથી બજાવી શકત; પરંતુ તેણે એ હક્ક બજાવ્યો નહિ. કેશવલાલના સાથીદારોને એ સમયે પોતે બોલાવ્યા હોત તો પોતાના દેહનું બળિદાન

તે જ ક્ષણુ અપાયું હોત અને આવી માનસિક યાતનામાંથી પોતાની મુક્તિ થઇ હોત; પરંતુ હવે એવો વિચાર કર્યાથી શું ફળ હતું ? રંગનાથે એ વખત મ્હારો જીવ બચાવેલો હોવાથી તેનો જીવ લેવો એ નામર્દપણું છે ! અને જો હું સરકાર કિંવા નોકરી પ્રત્યે બેઇમાન થઉં તો એ પણુ નામર્દપણું છે ! ત્યારે હું પુનઃ જઉં ? રંગનાથને પકડી તેને કાયદાને સ્વાધીન કરું ? આ સમયે કોઇ અવ્યક્ત ધ્વનિ હિરાલાલના અંતરમાં થયો કે "શાહબાશ શાહબાશ ? પ્રાણુદાતાના ઉપકારના ઋણુમાંથી આવી રીતે જ મુક્ત થજે ! શું રંગનાથ પણુ તેના ઉપર કરેલા ત્હારા અપકારનો બદલો અપકારથી જ ન વાળી શકત કે ? રંગનાથના ઉપર ત્હેં કેટલી વખત અપકાર કર્યા છે ? તેના સુખ ઐશ્વર્યને ત્હેં અપકારોના પ્રચંડ અગ્નિથી બાળી ખાકસાર કરી નાખ્યું છે. ત્હેં જ તેને કાળાપાણીની સજાએ મોકલ્યો હતો. ત્હારા લીધે જ અનાથિની સ્નેહલતાનું અકાળે શોચનીય મૃત્યુ નીપજ્યું છે ? એ મહાત્માનો પીછો પકડીને ત્હેં તેને અંધકારમાં જ રહેવા દીધો છે. રંગનાથે ત્હારો શો અપરાધ કર્યો હતો ? શા માટે ત્હેં રંગનાથને જીવનપર્યંત દુઃખના અગાધ સમુદ્રમાં ડૂબાવી રાખવાનો નિશ્ચય કર્યો છે ? ત્હારી માફક દેહધારી રંગનાથને પણુ વિકાર નહિ હોય કે ? તેને સુખ મેળવવાની આશા નહિ હોય કે ? જો અલ્પકાળ પૂર્વે ચપ્પુથી રંગનાથે ત્હારો જીવ લીધો હોત તો તેનું એ કાર્ય અન્યાયયુક્ત ગણાત કે ? ત્હારા ખૂની તરીકે એ પકડાય તેમ નહોતો તથા ત્હારા મૃત્યુથી જગત્‌માં કોઇ તેને દુઃખ દેનાર નહોતો; છતાં તેણે ત્હારું ખૂન કર્યું નથી. જેવાની સાથે તેવા અગર તો થાય એવા થઇએ તો ગામ વચ્ચે રહીએ એવો ન્યાય એણે ગ્રહણુ કર્યો નથી. અપકારને ઉપકાર, ક્રૂરતાને દયાશીલતા, કૃતઘ્નતાને કૃતજ્ઞતા જ તેણે અમલમાં મૂકી છે, હવે હિરાલાલ, કહે જોઇએ કે બદમાશ કોણુ છે ? પતિત કિંવા નરાધમ કોણુ છે ? રંગનાથ કે તું ? કર કર-રંગનાથને તું કાયદાને સ્વાધીન કર. પોતાની કૃતજ્ઞતા આવા કાળા સ્વરૂપમાં જગત્‌ને દર્શાવીને તેને તું ઉદાહરણુ આપ રંગનાથના ઉદાહરણુ કરતાં ત્હારા ઉદાહરણુને લોકો વિશેષ ત્વરાથી ઉંચકી લેશે. હિરાલાલ ! કહે કે કોણુ બદમાશ છે ? કોણુ નરાધમ છે ?"

હિરાલાલનો નિર્ણય ન જ થયો. વિચારોની પ્રબળતાને લીધે તેનું અંગ બળી જવા લાગ્યું. પોતાના ખિસ્સામાંથી હાથરૂમાલ

કાઢીને તે વાયુ ખાવા લાગ્યો. એવામાં તેણે એમ સાંભળ્યું કે, "શાહબાશ ? હવે આગળ જઇશ નહિ–હું તને જવા પણ નહિ દઉં ! મ્હારું ખિસ્સું ગરમ થયા સિવાય ત્હેં ખૂન કર્યું છે એ વાત હું છુપાવીશ નહિ."

આ વચનો સાંભળી હિરાલાલ પુનઃ જાતિસ્વભાવ ઉપર ગયો. જાતિસ્વભાવનું પરિવર્તન ભાગ્યે જ થાય છે. હિરાલાલની સકળ ઇન્દ્રિયો શ્રવણેન્દ્રિયમાં લીન થઇ એટલે પુનઃ તે રૂપિયાનો ખડખડાટ થતો સાંભળી શકયો. હિરાલાલ જે સ્થાને બેઠો હતો ત્યાંથી ઉઠી જે તરફથી આ વચનો સાંભળવામાં આવ્યા તે તરફ એ જવા લાગ્યો તો પુનઃ તેણે સાંભળ્યું કે;–"મ્હારા ખિસ્સાં જે પ્રમાણે ગરમ થશે તે પ્રમાણે હું તને મદદ કરીશ. પ્રાપ્તિનો અડધો ભાગ લેવાનો જ મ્હારો દઢ નિયમ છે. તું મ્હને અડધો ભાગ આપી દે એટલે ખુનને બેમાલૂમ કરવાનું કામ આ બહાદુર કરશે."

હિરાલાલ ચિત્રની માફક સ્તબ્ધ બની ગયો. પુનઃ તે રૂપિયાનો ખડખડાટ સાંભળી શકયો. આથી વિશેષ સમય સુધી તે સ્તબ્ધ રહી શકયો નહિ. વાઘની માફક દબાતો દબાતો અને ઉપર્યુક્ત વાર્તાલાપ કરનાર મનુષ્યોથી છુપાતો છુપાતો તે તેમના તરફ જવા લાગ્યો. વાતચિત કરનારા માણસો પાસે જઇ પહોંચતાં એક માણસને કાંઇ ભાર ઉંચકીને ઉભેલો અને બીજાને તેની સાથે વાત કરતાં ઉભેલો તે જોઇ શકયો. ભાર ઉંચકી ઉભા રહેલા માણસને બીજા માણસે કહ્યું;–"આટલાથી મ્હારું સમાધાન કેવી રીતે થશે ?"

ભારવાળા માણસે શાન્તિથી કહ્યું:—"કેશવલાલ! આવી રીતે તું મ્હને ન સતાવ. મ્હને મ્હારા માર્ગે જવા દે. જો હું ખૂની હોઈશ તો મ્હારો જવાબદાર હું જ છું. મ્હારી પાસેની સિલ્લક મ્હેં તને આપી દીધી છે. હવે તને આપવા જેવું મ્હારી પાસે કાંઇ નથી."

"અસત્ય બોલવું એ તો ત્હારા મ્હારા જેવા ચોર લોકોનો હ. મ્હેશાંનો નિયમ છે. ત્હારા પ્રાણની તું જે કિમ્મત આપે છે તેના કરતાં ત્હારે સોગણી વધારે નહિ તો દશગણી વધારે આપવી જ જોઇએ."

"કેશવલાલ! મ્હને જવા દે. હું ત્હારા પગે પડું છું તું મ્હને દયાભાવે જવા દે."

"સીધી આંગળીથી કદાપિ ઘી નીકળતું જ નથી. તું ત્હારા કર્મનું ફળ ભોગવ." આમ કહીને કેશવલાલે 'ખૂન–ખૂન' કહીને બૂમ પાડી.

આ બૂમ પડતાંની સાથે જ હિરાલાલ તેમના ઉપર એક વાઘની માફક પ્રબળ પરાક્રમથી તૂટી પડયો. તેણે એ બન્ને માણુસોના હાથ પકડીને કઠોર સ્વરે કહ્યું:–" તમે બન્ને મ્હારા કેદી છો."

આ અવાજ સાંભળી અતિ આશ્ચર્ય પામીને કેશવલાલે કહ્યું:— "કોણુ ? પિશાચ હિરાલાલ કે ? ચાર કલાક ઉપર તો ત્હારા શત્રુએ તને મારી નાખ્યો હતો. તું પાછો સજીવન થયો કે શું ? ભૂત–ભૂત–ભૂ–ત !"

આમ બૂમો મારી બેસાવધ રહેલા હિરાલાલના હાથ ઉપર છરાનો ઘા કરી નરાધમ કેશવલાલે પોતાનો હાથ છોડાવી લીધો પછીથી તે પલાયન કરી જવા લાગ્યો. હિરાલાલને પણુ તેની પાછળ જતો જોઇને બીજા માણુસે કહ્યું:–" હિરાલાલ ! કેશવલાલના કરતાં હું મહત્વનો કેદી છું. એને જવા દો અને આ રંગનાથને જ કેદ કરો !"

રંગનાથનું નામ સાંભળવામાં આવતાં જ હિરાલાલ પોતાના હાથ ઉપર થયેલા ઘાની વેદના સુદ્ધાં ભૂલી ગયો. અંધકારમાં આંખો ફાડીને હિરાલાલ રંગનાથ તરફ જોઇ રહ્યો. વચ્ચે વચ્ચે પોતાના લોહીથી ભીંજાતા હાથને ઝટકારીને હિરાલાલે કહ્યું:–"રંગનાથ ? કોણુ રંગનાથ ?!"

હિરાલાલને હાથ ઝટકારતો જોઇને રંગનાથે કહ્યું:–" હિરાલાલ ! તમારા હાથને જખમ થયો છે કે શું ? જો જખમ થયો હોય તો પાટો બાંધવા દો." આમ કહી પહેરેલા ધોતીઆમાંથી કપડું ફાડી હિરાલાલના હાથ ઉપર પાટો બાંધતાં રંગનાથે કહ્યું: " આજે પ્રભાતકાળથી જ હું મ્હને પોતાને તમારો કેદી સમજું છું, અને એટલા માટે જ મ્હેં તમને મ્હારા મકાનનો પત્તો આપ્યો હતો. જો કે એ સમયે જ હું તમને સ્વાધીન થયો હોત; પરંતુ એ સમયે મ્હારું કાર્ય પૂર્ણ થયું નહોતું."

હિરાલાલે નીચે પડેલા બોજા તરફ જોઇને કહ્યું:–" આ શું છે ? તું શું કરે છે ?"

" એ સંબંધી જ હું તમને વિનંતિ કરું છું. એને ઘેર પહોંચાડવામાં કૃપાભાવે તમે મ્હને મદદ કરો."

ધીમે ધીમે હિરાલાલનું આશ્ચર્ય વૃદ્ધિંગત થતું હતું. તેણે નીચું જોઇને કહ્યું:–" આ માણુસને હું ઓળખું છું; એ મરી ગયો છે કે શું?"

" ના એ બિચારો તોફાનમાં જખમી થયો છે."

"હું નથી ધારતો કે એ જીવતો હોય."

"હિરાલાલ! અદ્યાપિ એ જીવે છે. એના જ જીવનની ભિક્ષા હું માગું છું. મ્હને મદદ કરી એને ઘેર પહોંચાડો અને પછીથી તમે મ્હને બેલાશક કેદ કરો. પછી હું તમારો તાબેદાર છું."

હિરાલાલે રંગનાથ તરફ નહિ જોતાં કહ્યું:-"મ્હને લાગે છે કે, આ યુવકનું નામ વસન્તરાય દેસાઈ છે. એને તેના દાદાને ત્યાં પહોંચાડવો છે કે શું?"

"હું એના દાદાને ઓળખતો નથી. હમણાં તેને મ્હારે ત્યાં લઈ જવાને હું ઇચ્છું છું." રંગનાગે પોતાનો વિચાર દર્શાવ્યો.

"વિશ્વનાથ દેસાઈ નામના નામાંકિત શ્રીમંત ગૃહસ્થનો એ પૌત્ર છે. પરમ દિવસે જ તે ઘેર ગયો હતો અને લગ્ન સંબંધીની તકરાર થયાથી એ ઘેરથી નાશી ગયો હતો એવી મ્હને તેના વડિલ માર્ફત ખબર મળી હતી. ઠીક, એને ત્હારે ઘેર લઈ જવો છે ને? વારું, હું ગાડી લઈ આવું છું." આમ કહી હિરાલાલ ચાલ્યો ગયો.

અલ્પકાળમાં જ હિરાલાલ ગાડી લઇ આવ્યો. રંગનાથે અને તેણે વસન્તને ઉંચકી ગાડીમાં સૂવાડયો. અને ત્યાર પછી તેઓ બન્ને જણા ગાડીમાં બેઠા. હિરાલાલે ગાડીવાળાને ઠેકાણું કહ્યું એટલે ગાડી ચાલી નીકળી. ગાડીમાં વસન્ત બેશુદ્ધાવસ્થામાં જ સૂઇ રહ્યો હતો. રંગનાથ નિર્વિકાર અને શાન્ત હતો. હિરાલાલ અસ્વસ્થ હતો તો પણ શાન્તિ ધારણ કરી બેસી રહ્યો હતો.

યથાસ્થાને ગાડી જઇ પહોંચતાં જ રંગનાથે ઉત્સાહથી હિરાલાલને કહ્યું:-"ઘર આવી પહોંચ્યું છે. હવે ગાડી ઉભી રખાવો."

ગાડી ઉભી રહી. રંગનાથે વસન્તને ઉંચકી લીધો, અને તે નીચે ઉતરી ઘર તર્ફ જવા લાગ્યો. હિરાલાલ પણ ગાડીમાંથી નીચે ઉતરી તેની પાછળ પાછળ જવા લાગ્યો. ચાલીની અંદર માળ ઉપર જઇ પહોંચતાં જ હિરાલાલ એકાએક ત્રણ નંબર જોઇ શકયો. તેણે ત્યાં જ ઉભા રહીને કહ્યું:-"રંગનાથ! હું ગાડીવાળાને રોકી રાખું છું. તું સત્વર આવજે."

લગભગ પાંચ મિનિટ પછી હિરાલાલ પાસે જઇને રંગનાથે કહ્યું:-"હિરાલાલ! હજી પણ મ્હારી તમને એક વિનંતિ છે."

હિરાલાલે શૂન્ય મનથી પૂછ્યું:-"શી વિનંતિ છે?"

"વસન્તની આવી સ્થિતિ તેના દાદાને જણાવવી જોઇએ. વસ-

ન્તનો જીવ ઘણી સંદેહયુક્ત સ્થિતિમાં હોવાથી ડૉકટરની તથા સેવા શુશ્રુષાની વ્યવસ્થા જેમ બને તેમ સત્વર કરવા માટે તેમને જણાવવું જોઇએ. હિરાલાલ ! કૃપાભાવે તમે મ્હારી આટલી વિનંતિ માન્ય કરશો કે ?"

હિરાલાલે નીચું જોઈ રહીને જ ઉત્તર આપ્યો:–"ઠીક છે, ચાલો આપણે બન્ને જણા વિશ્વનાથ દેસાઈ પાસે જઇએ."

પુનઃ બન્ને જણા ગાડીમાં બેઠા. ગાડી વિશ્વનાથ દેસાઈના નિવાસસ્થાને જઈ પહોંચી એટલે હિરાલાલે રંગનાથને કહ્યું:–"જા, ત્હારે જે કહેવું હોય તે સત્વર કહી આવ. હું ત્હારી રાહ જોતો અહીં ઉભો રહું છું."

હિરાલાલનું આજનું વિચિત્ર વર્તન જોઈ રંગનાથના અંતરમાં અતિ આશ્ચર્ય ઉપજ્યું; પરંતુ વિચાર કરવાનો એ સમય નહોતો. દ્વારમાં પ્રવેશ કરી તે સત્વર બંગલામાં ગયો. પોતાને જે હકીકત કહેવાની હતી તે કહીને રંગનાથ બ્હાર આવ્યો તો તેણે ગાડીને કિંવા હિરાલાલને ત્યાં જોયો નહિ.

આ સમયે પ્રભાતકાળના ચાર વાગ્યા હતા. અદ્યાપિ સર્વત્ર અંધકારનો વિસ્તાર થયેલો જોવામાં આવતો હતો. એ ભીષણ અંધકારમાં રંગનાથે 'હિરાલાલ-હિરાલાલ !' કહીને બૂમો મારી; પરંતુ કોઈ તેની પાસે આવ્યું નહિ. રંગનાથનો કંઠસ્વર વાયુમાં ભળી ગયો. એવામાં જ બંગલામાંથી બે ગાડીઓ નીકળી. એ બન્ને ગાડીઓ કમ્પાઉન્ડની બ્હાર આવી એટલે તેમાંની એકમાંથી વિશ્વનાથ દેસાઈ નીચે ઉતર્યા અને તેમણે રંગનાથને પોતાની ગાડીમાં બેસાડી લઇ ગાડી પુનઃ આગળ દોડાવવાની ગાડીવાળાને આજ્ઞા કરી.

પરંતુ હિરાલાલ કયાં ચાલ્યો ગયો ?



## પ્રકરણ ૨૭ મું.



### આંતરિક પ્રેમનો પ્રકાશ.

ગત પ્રકરણમાં નિવેદન કરેલી હકીકત બન્યાને થોડા દિવસો વીતિ ગયા. ખળભળી ઉઠેલું મુંબાઈ પુનઃ શાન્ત થયું

વસન્તની માફક ડૉકટર નલિનને પણ પોતાને ત્યાં તેડી લાવી રંગનાથે તેમની સેવા શુશ્રુષા કરવા માંડી હતી. ચાલીમાં રહેતાં માણ-

સોએ પણ રંગનાથને પોતાનાથી બની શકે એટલી સહાયતા કરી હતી; છતાં આ કાર્યમાં પોતાનું નામ જાહિર નહિ થઇ જવા દેવાની સાવધાનતા રંગનાથે રાખી હતી. ધર્માદા અને સરકારી હૉસ્પિટલોમાં જઈ પડેલાં જખમી અને બિમાર માણસોને માટે શાન્તિલતા નામની શ્રીમંત પુત્રીના નામથી મ્હોટી મ્હોટી બક્ષિસો આપવામાં આવી; પરંતુ એ બક્ષિસો આપતી વખતે હિન્દુ અને મુસલ્માનોનો સહજ પણ ભેદભાવ રાખવામાં આવ્યો નહિ.

વસન્તના પુનર્જીવનના સ્મારકને માટે વિશ્વનાથ દેસાઇએ પણ પુષ્કળ દ્રવ્ય ખરચવા માંડયું હતું; પરંતુ પોતાના દાનની રકમ કરતાં પણ રંગનાથે વિશેષ રકમનું દાન કર્યું છે એવું જ્યારે તેમના જાણવામાં આવ્યું ત્યારે તેમના આશ્ચર્યની સીમા રહી નહિ. વળી કીર્ત્તિ પ્રાપ્ત કરવાના ઉદ્દેશથી રંગનાથે દાન કર્યું નથી એમ જ્યારે તેમના જાણુવામાં આવ્યું ત્યારે તેને માટે તેમના અંતરમાં વિશેષ માન ઉપજ્યું.

ડૉક્ટર નલિનને બે ચાર દિવસમાં જ આરામ થઇ ગયો હતો તેથી વસન્તના ઔષધાદિનું કાર્ય તેણે કરવા માંડયું હતું. ઘેરથી તે હમ્મેશાં વસન્તની તબિયત જોવા આવતો હતો. અને પોતાના મિત્રધર્મને સર્વાંશે બજાવતો હતો.

શાન્તિલતા જેવી પ્રેમમયી પરિચારિકાની શુશ્રુષાથી વસન્તને પણ આરામ થતો હતો એ જણાવવાની જરૂર રહે છે કે ? તેના પ્રેમામૃત સિંચનનો ગુણ વિશેષ હતો કે, સિવિલ સર્જનના અમોઘ ઔષધનો ગુણ વિશેષ હતો એ વિશ્વનાથ દેસાઇ સમજી શકતા નહોતા. સિવિલ સર્જનને પણ કાંઈ નહિ પૂછતાં તેમણે શાન્તિલતાના સ્નેહને જ વિશેષ ગુણદાતા ગણ્યો. શાન્તિલતા પ્રત્યેક ક્ષણે સિવિલ સર્જનનો ઉપકાર યાદ કરતી હતી એ વિશ્વનાથ દેસાઈ જોતા હતા અને સાંભળતા હતા. વિશ્વાસનાથ દેસાઇએ પણ સિવિલ સર્જન તથા શાન્તિલતાનો આભાર માન્યો, અને તેમને બન્નેને સંતુષ્ટ કરવાનું વચન સુદ્ધાં તેમણે આપ્યું. સિવિલ સર્જનને પુષ્કળ દ્રવ્ય આપીને તેમણે સંતુષ્ટ કર્યો. પછીથી શાન્તિલતાને શી બક્ષિસ આપીને પ્રસન્ન કરવી એ પ્રશ્ન તેમની પાસે ઉભો રહ્યો. પોતાના ભડભડીઆ સ્વભાવને અનુસરીને આ સંબંધી તેમણે એક દિવસે રંગનાથને પૂછયું પણ ખરું; પરંતુ રંગનાથે ઉત્તર આપ્યો:—“ મ્હારી શાન્તિલતા અલ્પસંતુષ્ટ છે. આપની અક્ષય સેવાનો લાભ તેને મળશે એટલે તે સંતુષ્ટ થશે.”

વિશ્વનાથ દેસાઇએ હસીને કહ્યું:—"ગોવિંદપ્રસાદ! વસન્તના દેહ ઉપર અર્થાત્ મ્હારી સમસ્ત સંપત્તિ ઉપર શાન્તિલતાનો સંપૂર્ણ હક્ક છે. હવે તે જ મ્હારી સંપત્તિની અધિકારિણી છે. રાજ્યાધિપતિ થયેલા વિશ્વમિત્રને તેમના જ રાજ્યમાંના ધનની દક્ષિણા આપીને દાતા બનનાર હરિશ્ચંદ્રના જેવા દાનશૂર બનવાની અમારી આ કૃતિ છે, કેમ નહિ વારું?"

રંગનાથનો અને વિશ્વનાથ દેસાઇનો આવો વિનોદ ચાલતો હતો. વિશ્વનાથ વસન્તનો વિનોદ કિંવા ઠઠ્ઠા મશ્કરી કરતાં પણ સંકોચતા નહિ. વસન્તને ઉદ્દેશીને વિશ્વનાથે હસતાં હસતાં કહ્યું:—"વસન્ત! ત્હારા ભાગ્યના ભાનુને પૂર્ણ તેજથી પ્રકાશેલો જોઇ હું હરખાઉં છું. જો ત્હારા જેટલી મ્હારી ઉમ્મર હોત તો ત્હારી અને મ્હારી વચ્ચે આ અર્વાચીન શાન્તિલતા માટે યુદ્ધ થયું હોત અને રાજસ્થાનના ઇતિહાસમાં આપણું બન્નેનું નામ અમર થયું હોત!"

વસન્તના અંતરમાં આનંદના અસંખ્ય તરંગો ઉછળતા હતા; પરંતુ તેના દાદા જ્યારે તેની સાથે વિનોદ કરતા હતા ત્યારે તે શરમથી સંકોચાતો હતો. તે શરમાઇ જઇ કાંઇ બોલવા જતો તો વિશ્વનાથ તેના મુખ ઉપર હાથ દાબીને કહેતા હતા કે;—"ડૉક્ટર વસન્તરાય! ત્હારા લગ્ન માટે મ્હેં સંમતિ ન આપી તેથી મ્હારો ત્યાગ કરી તું નાશી ગયો, કેમ? તું ક્રોધે ભરાઇ મ્હારો ત્યાગ કરી ચાલ્યો જઈશ એમ હું પ્રથમથી જ ધારતો હતો. આ વૃદ્ધ દાદાના માટે ત્હારા અંતરમાં સહજ પણ લાગણી નથી. તને મ્હારી દયા આવતી નથી એમ હું સ્પષ્ટ સમજી શક્યો છું. ત્હારી દયા પ્રાપ્ત કરવાને માટે શો ઉપાય કરવો તેનો મ્હેં મ્હારા મનને પ્રશ્ન પૂછ્યો તો તેણે એવી સલાહ આપી કે:—"ગભરાવાનું કારણ નથી. શાન્તિલતાની મોહિની વસન્ત ઉપર નાખો. શાન્તિલતાના સસ્મિત મુખચંદ્રનું કિરણ આ કઠોર ચંદ્રકાન્ત ઉપર નાખો એટલે આપોઆપ તેનું રૂપાંતર થઇ જશે. તેનું પાષાણ જેવું નિષ્ઠુર હૃદય પણ દ્રવશે, અને તમારા ઉપર એ થોડો ઘણો પ્રેમ પણ કરશે. આટલું કરવા છતાં પણ જો તેના હૃદયમાં પ્રેમ ન ઉપજે તો પછી તેનો કાન પકડીને 'કેમ ભાઇ? હવે આવી નિર્દયતા શા માટે કરે છે?' એવો પ્રશ્ન પૂછવો. છતાં વસન્ત! તું મ્હારી પરીક્ષા કરવામાં ભૂલ્યો છે. ત્હારે શાન્તિલતા સાથે લગ્ન કરવું છે? વાહ! એના જેવી આનંદદાયિની

વાત બીજી કયી હોઇ શકે ? એ તો દૂધમાં સાકર ભળવા જેવી આનંદજનક વાત જ લેખાય. તને સંપૂર્ણ આરામ થઇ જાય એટલે તું આનંદથી શાન્તિલતાની સાથે લગ્ન કરી સુખી થજે. કોઈ પણ રીતે તને સુખી થયેલો જોવાને જ હું ઇચ્છું છું."

પ્રેમવ્યાકુળ બનેલા દાદા તરફ જોઇને વસન્ત કહેતો હતો કેઃ—"દાદા !"

આ બે અક્ષરો સાંભળી પ્રેમોન્મત્ત બનેલા દાદા કહેતા કેઃ—"બેટા ! હવે તો મ્હારા ઉપર તને દયા ઉપજી છે કે ? મ્હારા ઉપર તને પ્રેમ ઉપજ્યો છે ને ?"

આવા સમયે ઉભયનાં નેત્રોમાં સ્નેહાશ્રુજળ ભરાઈ આવતું હતું. બન્નેનો કંઠસ્વર રુદ્ધ થઈ જતો હતો. શુદ્ધ સ્નેહના આવેગથી બન્નેનાં હૃદય વ્યાકુળ બની જતાં હતાં. પ્રથમ નયનેન્દ્રિયથી તેઓ એક બીજાનું આકર્ષણ કરતા હતા તત્પશ્ચાત્ બન્ને જણા પ્રેમાવેગથી એક બીજાને દૃઢતાથી ભેટી પડતા હતા.

આવા જ એક સમયે વસન્તની રૂમમાંથી બહાર નીકળી વિશ્વનાથે રંગનાથ પાસે જઇને કહ્યુંઃ—"લગ્નનું મુહુર્ત જેમ બને તેમ સત્વર કરાવવાની મ્હારા વસંતની ઇચ્છા છે. હવે કહો જોઇએ કે તમે તમારી એકની એક કન્યાને કન્યાદાનમાં શું આપવાના છો ?" આમ કહીને વિશ્વનાથ દેસાઇએ હાસ્ય કર્યું.

રંગનાથે વિશ્વનાથના આ વિનોદના ઉત્તરમાં કહ્યુંઃ—"ત્રણ લાખ ને પચાસ હજાર રૂપિયા."

"મ્હારા વિનોદાત્મક પ્રશ્નોનો ઉત્તર પણ તમે વિનોદાત્મક જ આપ્યો છે !" વિશ્વનાથે રંગનાથનું કહેવું અસત્ય વિચારીને કહ્યું.

"ના જી—આપ ભૂલો છો. વિનોદમાં પણ હું કદાપિ અસત્ય વચન ઉચ્ચારતો નથી." આમ કહી રંગનાથે એક બાંધેલું પુસ્તક લઈ આવી વિશ્વનાથ દેસાઇના હાથમાં આપીને કહ્યુંઃ—"વિશ્વનાથ દેસાઈ ! આ જુઓ—આ ચોપડી જોવાથી મ્હારી સંપત્તિનો આપને સહજ ખ્યાલ આવશે ! એમાં થોડી રોકડ રકમ પણ છે."

વિશ્વનાથ દેસાઇએ એ પુસ્તક છોડી જોયું તો તેમાંથી હજાર રૂપિયાની અઢીસો; પાંચસો રૂપિયાની સો. અને સો રૂપિયાની પાંચસો નોટો મળીને ત્રણ લાખ પચાસ હજાર રૂપિયાની રકમ નીકળી. પછીથી રંગનાથે કહ્યુંઃ—"મ્હારી શાન્તિલતાની સંપત્તિ માત્ર આટલી જ છે.

હું આશા રાખું છું કે મ્હારી ગરીબ કન્યાને આપ આશ્રય આપશો."

વિશ્વનાથ દેસાઇના આશ્ચર્યનો તો પાર જ રહ્યો નહોતો. તેમની આશ્ચર્યસૂચક મુખમુદ્રા જોઇને રંગનાથે પુનઃ કહ્યું:—"દેસાઇજી ! આપ આશ્ચર્ય પામશો નહિ. આ સઘળી સંપત્તિ મ્હારી જ છે અને તે હું મ્હારી શાન્તિને સમર્પણ કરૂં છું."

આશ્ચર્યનો ભાવ કાંઇક દૂર થયા પછી વિશ્વનાથે કહ્યું:—"એક વખત ભાગ્ય ખુલે છે એટલે ચોતરફથી ઐશ્વર્યની જ વૃષ્ટિ થાય છે. વસન્તનામાં આટલી બધી પરિક્ષકશક્તિ હશે એમ હું ધારતો નહોતો. આ સંબંધી પૂર્વે એક વખત મ્હેં તેને પૂછ્યું હતું છતાં તેણે દૃઢતાથી એવો ઉત્તર આપ્યો હતો કે, શાન્તિલતા કદાચ ગરીબ હશે તો પણ હું તેની સાથે જ લગ્ન કરીશ."

આવી રીતે રંગનાથના મકાનમાં અતિશય આનંદનું નૃત્ય થતું હતું. ઠરાવેલો લગ્ન દિવસ પણ જેમ જેમ પાસે આવી પહોંચવા લાગ્યો તેમ તેમ વિશ્વનાથ દેસાઇનો આનંદ અતિ વૃદ્ધિંગત થવા લાગ્યો.

વસન્ત અને શાન્તિલતાની સ્થિતિ સ્નેહવિકસિત અતિ પવિત્ર પુષ્પોના જેવી હતી; પરંતુ રંગનાથના અંતરમાં કેવા વિચારો ઉપજતા હતા એની કલ્પના કોઈ કરી શકે છે કે ?

આડત્રીસ વર્ષ ઉપરના રંગનાથ, ત્યાર પછી હરિપ્રસાદના સ્વરૂપમાંના રંગનાથ, અને હમણાંના દશ વર્ષોમાંના રંગનાથનાં ઉત્ક્રમણ ચિત્રો જો એકાદ ચિત્રકારે ચિતર્યાં હોત તો તે કેવાં મનોરમ થયાં હોત ? પોતાનાં ભાણેજોને માટે ભિક્ષા માગનારા; પરંતુ જગતનો તિરસ્કાર પામેલા રંગનાથનું પહેલું ચિત્ર સરળતા, નૈતિક સંતાપ અને બેદરકારીના વિકારનું પ્રેક્ષકને દર્શન કરાવત. કેદખાનામાંના ચિત્રમાં દયા, ધર્મ, તથા શાન્તિના લોહીમાં સ્નાન કરીને રક્તવર્ણ થયેલી ક્રૂરતા, તિરસ્કાર; અનીતિ આદિ વિકારોનું સ્પષ્ટતાથી દર્શન થાત. એ સમયે રંગનાથ તામસી સ્વભાવનું અને રાક્ષસી સંપદનું તુલાસ્થાન જ બન્યો હતો. હરિપ્રસાદના સ્વરૂપમાં ભીષણ અંધકારમયી તામસી વિકારોની રાત્રિનો અંત થઈ, રાજસગુણ સૂર્યનો ઉદય થયો હતો. એ સમયે ગૂમ થતા દુર્વિકાર અને ઉગતા અધિકારનો સંગમ તેના ચિત્રમાં માલૂમ પડી આવ્યો હોત. પછીનાં દશ વર્ષનું ચિત્ર જો આલેખવામાં આવ્યું હોત તો રંગનાથનું ચિત્ર સંપૂર્ણ સત્વગુણથી તેજોમય બનેલું જ જોવામાં આવત હવે સુખ પ્રાપ્ત કરવાની તેની

મહત્વાકાંક્ષા નહોતી, તેમ જ દુઃખની ચિંતા પણ નહોતી; છતાં પોતાના સાન્નિધ્યથી બીજાને દુઃખ ન થાય એવી જ તેની ઇચ્છા હતી.

દૈવી સંપદનાં લક્ષણો ધીમે ધીમે તેની કસોટીમાં માલૂમ પડી આવ્યાં હતાં. રંગનાથ ધીમે ધીમે નિષ્કામ અને સંયમી થયે જતો હતો. જગત્‌નાં બંધનોમાંથી તે મુક્ત થયે જતો હતો. માત્ર શાન્તિલતાનું એકલીનું જ બંધન રહ્યું હતું, તથા એ બંધનમાંથી મુક્ત થતાંની સાથે જ રંગનાથનું ઐહિક કર્ત્તવ્ય પૂર્ણ થાય તેમ હતું. આટલા માટે જ શાન્તિલતાનું અક્ષય કલ્યાણ પોતાની નજરે થાય એવી જ તેની ઇચ્છા હતી. લગ્ન પશ્ચાત્ પોતાના ભૂતચરિત્રનો દાઘ તેને લાગે નહિ અને તેથી તેના આનંદનો તથા આયુષ્યનો વિરસ ન થાય એટલા માટે તેણે સઘળો પ્રકાર વસન્તને કહી સંભળાવીને તેના પ્રેમની કસોટી કરવાનો રંગનાથે દૃઢ નિશ્ચય કર્યો. પોતાના ભૂતચરિત્રના કાજળથી વસન્તનું પ્રણયપ્રકાશિત મન જો મલિન બની જાય તો આનંદ, હર્ષ, સમાધાન, તૃપ્તિ આદિનો ભંગ થયાથી ભગ્નહૃદય થયેલી શાન્તિલતાને સંભાળવાને અને તેના વિરસ થયેલા મનને ઇશ્વરી ભક્તિનો રસાસ્વાદ લેવાનું શિખવવા માટે પોતાને સંસારમાં રહેવું જ જોઇએ, એવો પોતાના મનમાં નિશ્ચય કરીને રંગનાથ સંધ્યાકાળના અરસામાં વસન્તની ઓરડીમાં ગયો. ઓરડીમાં એક દીપક પ્રકાશનો વિસ્તાર કરી રહ્યો હતો. વસન્ત પશ્ચિમ દિશાની બારી પાસે એક આરામ ખુરસીમાં પડયો પડયો સાંધ્યપ્રકૃતિનું મનોહર દર્શન કરી રહ્યો હતો.

પગલાંનો અવાજ સંભળાતાં જ વસન્તે પાછળ દૃષ્ટિ ફેરવી તો તેણે રંગનાથને જોયો. વસન્તે તરત જ ખુરસી ઉપરથી ઉઠી તેનો હાથ પકડી પ્રેમસૂચક સ્વરે કહ્યું:—“ પિતા ! બે દિવસથી હું આપની રાહ જોયા કરું છું. આ બે દિવસમાં મ્હારી પાસે આપ બિલકુલ કેમ આવ્યા નહિ ? મ્હારા ઉપર આપની આટલી બધી અવકૃપા કેમ છે ? ”

“ વસન્તરાય ! હવે હું તમારી પાસે ન આવું એમાં જ કલ્યાણ છે. ” વસન્તની પાસે પડેલી ખુરસી ઉપર બેસતાં રંગનાથે કહ્યું.

“ આપ આમ કેમ બોલો છો ? આપ મ્હારા પિતાતુલ્ય છો. આપના મહાન્ ઉપકારનો યત્કિંચિત બદલો હું જીવનપર્યન્ત આપની સેવા કરીને પણ વાળી શકું તેમ નથી. ” ગદ્‌ગદ કંઠે વસન્તે કહ્યું.

"વસન્તરાય ! મ્હારે તમને એક વાત કહેવાની છે. હું પતિત છું,–ગુન્હેગાર છું. કાળાપાણીની સજા પામી નાશી છુટેલો કંગાલ કેદી છું."

વિદ્યુતની પ્રચંડ ગર્જના થઇ કે શું ? પૃથ્વીના એકાએક બે કડકા થઇ ગયા કે શું ? સૂર્ય ચંદ્રના અસ્તિત્વનો વિનાશ થયો કે શું ? શોભામય સંસાર શોભાશૂન્ય સંસાર બની ગયો કે શું ? વસન્તના હૃદય ઉપર કોઇએ તિક્ષ્ણ અસ્ત્રથી ઘા કર્યો કે શું ? વસન્ત આટલો બધો કેમ ગભરાઇ ગયો ?

રંગનાથ શાન્તિથી કહેવા લાગ્યો કે.–"વસન્તરાય ! આ દેહને અઢાર વર્ષ કેદખાનામાં પસાર કરવાં પડયાં છે. મ્હારા કપાળ ઉપર નીચ બદમાશની છાપ લાગેલી છે."

"એટલે ?" વ્યાકુળ બની જઇ વસન્તે પૂછ્યું:–"પિતા–પિતા ! આજે તમે આ શું બોલો છો ?"

"વસન્તરાય ! આમ ગભરાઈ ન જાઓ. હું પાગલ કિંવા ઉન્મત્ત બની ગયો નથી. સઘળી સત્ય હકીકત હું તમને નિવેદન કરું છું હું સજા પામીને નાસી છુટેલો કેદી છું !"

વસન્તને એમજ લાગ્યું કે, ગોવિંદપ્રસાદના શરીરમાં ભૂત કિંવા પ્રેતે પ્રવેશ કર્યો છે, યા તો પોતે જ કોઇ સ્વપ્નનું દર્શન કરે છે. ત્યારે હવે સત્ય સ્થિતિ કયી છે ? વસન્તે પૂછ્યું કે: "પિતાજી ! તમે ગોવિંદપ્રસાદ જ મ્હારી સાથે વાતચિત કરો છો કે ?"

"ના." રંગનાથે કહ્યું–"હું ગોવિંદપ્રસાદ નથી તેમ જ શાન્તિલતાનો જન્મદાતા પિતા પણ નથી. નદીના પુરમાં બે તરફના પ્રવાહો એક ઠેકાણે મળી જાય છે અને પુનઃ બીજા પુરમાં છૂટા થઇ જાય છે એવો જ મ્હારો તથા શાન્તિલતાનો સંબંધ છે. શાન્તિલતાની માતા પાસે હું શાન્તિને સુખી કરવાને માટે વચનથી બંધાયલો હતો તેથી જ શાન્તિનું મ્હેં તેની બાલ્યાવસ્થાથી પ્રતિપાલન કર્યું છે. સહવાસનો ગુણ ઘણો ચમત્કારિક છે. શાન્તિલતાનો સહવાસ થતાં જ હું આસક્ત થયો. મ્હારો તેના ઉપર અત્યંત ઉત્કૃષ્ટ પ્રેમ બેઠો. તે મ્હારા જીવનની વિશ્રામસ્વરૂપિણી જ થઇ. શાન્તિલતાને તેની માતાએ પોતાના અંતકાળ સમયે મ્હારે સ્વાધીન કરેલી હોવાથી માતા તેમ જ પિતાનાં સકળ કર્ત્તવ્યો મ્હારા ઉપર જ આવી પડયાં. એ પવિત્ર કર્ત્તવ્યો મ્હેં પાર પાડયાં છે. હવે તે તમારી

ગૃહલક્ષ્મી થવાની છે તેથી મ્હારે એના સંબંધીની સઘળી હકીકત તમને જણાવી દેવી ઉચિત છે. જો હમણાં હું આ હકીકત તમને ન જણાવું અને લગ્ન થયા પછી કદાચ એ હકીકત તમે જાણી શકો તો તમારા બન્નેના આયુષ્યનો ઘાત કરવાનું ભયંકર પાપ મ્હને લાગે."

વસન્ત એક ગાંડા માણસની માફક રંગનાથના મ્હોં તરફ જોઇ રહ્યો. રંગનાથે કહ્યું:—"હું પતિત છું, હીન છું; તો પણ શાન્તિલતાનો જન્મ ઉચ્ચ કુળમાં થયેલો છે. તે બ્રાહ્મણ કન્યા છે. મ્હેં તમને ત્રણ લાખ પચાસ હજાર રૂપિયાની જે સંપત્તિ બતાવી છે તે શાન્તિલતાની માતાની જ છે. એમાંની એક પાઇ પણ મ્હારી નથી. એ સઘળી સંપત્તિ હું શાન્તિલતાને જ સમર્પણ કરીશ. મ્હારું પોતાનું કુળ પણ આજ સુધી નિષ્કલંક હતું; પરંતુ પરમેશ્વરે મ્હારા જેવા પાપીને એ પવિત્ર કુળમાં જન્મ આપીને એ કુળને કલંકિત કર્યું છે. મ્હારે લીધે તમારા અને મ્હારી પ્રાણાધિકા શાન્તિલતાના સુખને હાનિ ન થાય, આપણે એક બીજાને તિરસ્કારદષ્ટિથી ન જોઇએ, અખિલ સમાજ પણ તમને બહિષ્કૃત ન કરે એવી ઇચ્છાથી જ પ્રથમ હું તમારાથી અલગ રહેવાનો પ્રયત્ન કરતો હતો; પરંતુ વિધાતાના લેખ કદાપિ વ્યર્થ થતા નથી. ભાગ્યચક્રની ગતિને કોઇ અટકાવી શકતું નથી. જ્યારે શાન્તિલતાની સ્થિતિ પણ મ્હેં તમારા જેવી જ થયેલી જોઇ ત્યારે મ્હારા સઘળા ઉપાયો વ્યર્થ થયા; તથાપિ ઉચ્છૃંખલ મનનો વિકાર કાળક્રમે દૂર થશે વિચારી મ્હેં અજ્ઞાતવાસ સ્વીકાર્યો, અને જેટલી કાળજીથી ચોર દ્રવ્યની સંભાળ રાખે તેથી પણ વિશેષ કાળજીથી હું શાન્તિલતાને સંભાળવા લાગ્યો. કેશવલાલની ચંપાદ્વારા હું તમારી હિલચાલ ઉપર હમ્મેશાં લક્ષ્ય રખાવતો હતો. તમારી પ્રેમોન્મત્તતાને વૃદ્ધિંગત થતી જોઇને, તથા શાન્તિલતાની સ્થિતિ દુઃખમય થતી જોઇને મ્હેં મેડિકલ કૉલેજમાં જઇ તમારી વર્ત્તણુકની ખાત્રી કરી લીધી. યુક્તિ પ્રયુક્તિથી ડૉકટર નલિનદ્વારા પણ થોડી ઘણી આવશ્યક માહિતી મેળવી લીધી. એવામાં એકાએક તમારા દાદા વિશ્વનાથ દેસાઇએ મ્હારી પાસે આવી ચઢી તમારી સાથે શાન્તિનું લગ્ન કરવા માટે મ્હારી સંમતિ માગી; પરંતુ એ સમયે મ્હેં સ્પષ્ટ સંમતિ આપી નહિ; છતાં વિધિઘટના તમને ઉભયને એક બીજાની તરફ ખેંચે છે એવી જ્યારે મ્હારી દઢ ખાત્રી થઇ ત્યારે મ્હેં એ વાતમાં સંમતિ દર્શાવી. તમે ડૉકટર નલિનદ્વા-

ન્તની ચાલીમાં તોફાનમાં સપડાયા છો એવી હકીકત મ્હને ચંપાએ જણાવી હતી, અને તેથી જ હું તમને સહાયતા કરવાના હેતુથી ત્યાં ઉપસ્થિત થયો હતો."

"પરંતુ આ સઘળી હકીકત કહેવાનું શું પ્રયોજન છે ?"

"પ્રયોજન એટલું જ છે કે, તમારું મ્હારી શાન્તિની સાથે લગ્ન થયા પછી જો કોઈ માણસ આ હકીકત તમને નિવેદન કરે તો તમારો પ્રેમ અદ્રશ્ય થઈ જાય. તમારી—પતિપત્ની-વચ્ચે તિરસ્કારનો ભાવ ઉપજે. તમારું બન્નેનું જીવન દુઃખમય થાય. મ્હારી શાન્તિલતા તરફ તમે તુચ્છકારપૂર્ણ દૃષ્ટિથી જુઓ અને એ સુકુમાર કોમળ રાજહંસિણીનું જીવન દુઃખમય થાય એવું ન બને અને તમને ઉભયને દુઃખી કરવાનું મહાપાપ મ્હને ન લાગે એટલા માટે જ આ સઘળી હકીકત આજે હું તમને કહું છું."

વસંન્તે દઢતાથી કહ્યું:—"આપ ગમે તે હો, કિન્તુ શાન્તિલતા મ્હારી ધર્મપત્ની જ રહેશે. મત્સ્યનો પાણી સાથે જેવો સંબંધ છે તેવો જ મ્હારો તેની સાથે સંબંધ છે. શાન્તિલતાનું જીવન એ જ મ્હારું જીવન છે."

"તમારું કહેવું ખરું છે. મ્હારી યુવાવસ્થામાં હું ગમે એટલો બદમાશ કિંવા નરાધમ હોઉં તો પણ પ્રૌઢ અને વૃદ્ધ ઉમ્મરમાં મ્હારે મ્હારાં પાપોમાંથી સર્વાંશે મુક્તિ મેળવવી જ જોઇએ. એ માટે મ્હેં યથાશક્તિ પ્રયત્ન કર્યો છે. સત્ય, ધર્મ, દયા, શાન્તિ અને ઈશ્વરભક્તિના યોગથી મ્હારાં પ્રથમનાં પાપો બાળી નાખવાનો નિશ્ચય કરીને હું નિરંતર સદ્‌ગુરુના ઉપદેશાનુસાર વર્તતો આવ્યો છું. વસન્તરાય ! આવી સ્થિતિમાં તમે મ્હારી શાન્તિલતાનો સ્વીકાર કરવાને ઇચ્છો છો કે કેમ એ પ્રશ્ન હું પૂછું કે ?"

એટલામાં ઓરડીનું દ્વાર ખખડયું અને શાન્તિલતાની સર્વાંગસુંદર તેજોમયી મૂર્ત્તિ, પ્રકાશનો વિસ્તાર કરતી એ ઓરડીમાં આવી. તેના એક હાથમાં ઔષધપાત્ર હતું. અંદર આવતાં જ હાથમાંની ફુલગીઓના ગુલાબ પુષ્પો પણ શરમાઈ જાય એવું મનોહર અને મંજુલ હાસ્ય કરીને તેણે પ્રેમપૂર્ણ દૃષ્ટિથી વસન્ત તરફ એક કટાક્ષ ફેંકયો. પછીથી રંગનાથ તરફ વળી પોતાના હાસ્યથી તેને હસાવીને તેણે કહ્યું કે:—"પિતાશ્રી ! આજે તમે જ ઔષધ આપો. મ્હારા હાથનું ઔષધ ઘણું કડવું લાગે છે."

રંગનાથે ઔષધપાત્ર હાથમાં લેતાં પૂછયું:–"બ્હેન ! આ કલગીઓ કોને માટે બનાવી છે ?"

"પિતાજી ! એક તમારા માટે અને બીજી......" શરમને લીધે શાન્તિલતાએ આટલા જ શબ્દો બોલી નીચું જોયું.

ક્ષણે ક્ષણે વસન્ત અને શાન્તિલતાની વચ્ચે મોહનાસ્ત્રનો પ્રયોગ ચાલવા લાગ્યો. આ જાલિમ અસ્ત્રનો પ્રથમ પ્રયોગ રાણીના બાગમાં જ વસન્ત ઉપર થયો હતો. વસન્ત આજે પણ એ મોહનાસ્ત્રનો ઘા ખાઈ બેશુદ્ધ જેવો બની જવા લાગ્યો. રંગનાથે કહેલી સઘળી હકીકત તેના સ્મૃતિમંદિરમાંથી અલ્પકાળમાં જ જાણે કે અદ્રશ્ય થઈ. શાન્તિલતાના સુકુમાર અને લલિત સૌન્દર્યમાં તે લીન બની ગયો. શાન્તિલતાના સ્મિત હાસ્યે તેને હસાવ્યો. બન્નેનાં મુખકમળો ઉપર ઉષાની સુરમ્ય અંગકાન્તિ પ્રકાશી નીકળી. રંગનાથે ધરેલો ઔષધનો પ્યાલો હાથમાં લઇ, શાન્તિલતા તરફ એકાગ્રદષ્ટિથી જોઇ રહી વસન્ત ઔષધી પી ગયો. પછીથી ખાલી પ્યાલો તેણે જમીન ઉપર મૂકયો.

શાન્તિલતાએ પ્યાલો ઉચકી લીધો; પરંતુ પ્યાલો ઉંચકતી વખતે તેના હાથમાંની એક કલગી વસન્તના ચરણો પાસે પડી ! શાન્તિલતા ખાલી પ્યાલો લઇ મંદગતિથી ઓરડીમાંથી સ્મિતવદને ચાલી ગઇ. શાન્તિલતાના ગયા પછી વસન્ત તરફ જોઇને રંગનાથે પૂછયું:–"ત્યારે હવે આપનો શો વિચાર છે ?"

"મ્હારો નિશ્ચય જ્યારે મ્હારા પ્રાણનો નાશ થશે ત્યારે જ ફરશે. ગોવિંદપ્રસાદ ! આપ આપની યુવાવસ્થામાં ગમે એવા હો; પરંતુ આપ મ્હારા પ્રાણદાતા છો, તદનુસાર આપની પુત્રી મ્હારી પ્રાણદાયિની છે. મ્હારા દેહ, મન અને જીવન ઉપર તમારો ઉભયનો સંપૂર્ણ હક્ક છે. તમારી ગુપ્ત જીવનકથા મ્હારી પાસે તદ્દન સુરક્ષિત રહેશે, તથા તમે જેવી રીતે મ્હારા પૂજ્ય છો તેવા જ પૂજ્ય નિરંતર રહેશો."

કાંઈ પણ ગુપ્ત રાખવાની મ્હારી ઇચ્છા નથી. હવે જીવતા રહેવાની અભિલાષા નથી. હવે મ્હારા દેહ ઉપર મ્હને મમતા નથી."

"માત્ર મ્હારે માટે નહિ તો તમારી શાન્તિને માટે પણ તમારે જીવતા રહેવું જોઇએ. સરકાર દરબારમાં દાદાજીની સારી પિછાન છે. તેમની ભલામણથી આપને સહેલાઇથી માફી મળી શકશે."

"સરકારની દૃષ્ટિથી હું મૃત છું. માત્ર હિરાલાલ સિવાય મ્હને ઓળખવાને અન્ય કોઈ સમર્થ નથી. હું જીવતો હોવા છતાં મૃત સમાન છું વસન્તરાય! કોલસા અને હિરા એક જ ખાણુમાંથી ઉત્પન્ન થાય છે; પરંતુ હિરો તે હિરો અને કોલસો તે કોલસો જ હોય છે. હું કોલસો છું. મ્હારું સત્ય નામ ગોવિંદપ્રસાદ નહિ; પરંતુ રંગનાથ છે. તમે રંગનાથનું નામ સાંભળ્યું છે કે?"

"દશ બાર વર્ષ ઉપર વર્ત્તમાનપત્રમાં મ્હેં એ નામ વાંચ્યું હોય એમ મ્હને લાગે છે."

"ત્યારે હું એ જ રંગનાથ છું."

બરાબર આ સમયે જ એક માણસે ત્યાં આવી પહોંચીને જુસ્સાથી કહ્યું:—"હા, એ જ આ રંગનાથ છે! હરિપ્રસાદ શેઠની પાંચલાખ રૂપિયાની ચોરી કરનારો જ આ રંગનાથ છે! માત્ર આઠ આનાના પૈસા માટે એક સુકુમાર બાળકને છેતરનારો જ આ રંગનાથ છે. મ્હારી પ્રાણાધિકા પુત્રીને છુપી રીતે ઉપાડી જનારો જ આ નરાધમ રંગનાથ છે! અલ્પકાળ ઉપર હિરાલાલનું લોહી પી પોતાની લોહીતૃષા શાન્ત કરનારો જ આ રંગનાથ છે! કાળા પાપાણીની સજા પામી પલાયન કરી જનારો જ આ કેદી રંગનાથ છે! રંગનાથ! તું મ્હારો કેદી છે. નાસી ગયેલા કેદીને પકડી સરકારને સ્વાધીન કરવાનો અધિકાર પ્રત્યેક વ્યક્તિને છે. હવે તું કહે કે મ્હારી શાન્તિલતા કયાં છે? વસન્ત આ આવનાર વ્યક્તિને તરત જ ઓળખી ગયો. તેણે ઉત્સુકતાથી પૂછયું:—"કેશવલાલ! શાન્તિલતા ત્હારી કોણ છે?"

"એ મ્હારી પુત્રી છે. મ્હારી ગુલાબ અને ચંપાની તે સાવકી બ્હેન છે!"

"અરે રે! કેશવલાલ! સ્વર્ગસ્થ થયેલી સાધ્વી સતી સ્નેહલતાના ઉપર તું આવું કલંક ન મૂક. શાન્તિલતા ત્હારી પુત્રી નથી." રંગનાથે કહ્યું.

"નહિ નહિ, હું સત્ય જ કહું છું કે, એ મ્હારી પુત્રી છે. જે સ્તનપાનથી ગુલાબ અને ચંપા મ્હારી થઈ એ જ સ્તનનું પાન કરી શાન્તિલતા મ્હોટી થઇ છે. બદમાશ! તું શા સાહસથી મ્હારું કહેવું નાકબૂલ કરે છે?" કેશવલાલે ક્રોધસૂચકસ્વરે કહ્યું

"તું પારકાની પુત્રી ઉપર ત્હારો હક્ક બેસાડવા જાય એ કોણ કબૂલ કરે ખરું કે?" રંગનાથે પણ સહજ આવેશમાં જ પૂછયું.

"રંગનાથ અને વસન્તરાય, હું તમને ત્રણ વાત અત્રે કહું છું. તેમાંની તમને ફાવે તે વાત માન્ય કરજો. પહેલી વાત એ છે કે તમે મ્હને વીસહજાર રૂપિયા અહીં ગણી આપો. બીજી વાત એ છે કે, જો તમારે રૂપિયા ન આપવા હોય તો શાન્તિલતાને મ્હારે સ્વાધીન કરો. આ બન્નેમાંથી એક પણ વાત તમે કબૂલ ન કરતા હો તો રંગનાથને મ્હારી સાથે કેદખાનામાં આવવું પડશે. હું તેને સરકારને સ્વાધીન કરી બક્ષિસ તરીકે ઘણી સારી રકમ મેળવી શકું તેમ છું. કહો જોઇએ કે, હવે તમારો શો વિચાર છે?"

વસન્તે ઉત્તર આપ્યો:—"નરાધમ કેશવલાલ! અમે ત્હારી એક પણ વાત કબૂલ કરવાને ઇચ્છતા નથી. તું મ્હારા મકાનમાંથી સત્વર ચાલ્યો જા, નહિ તો તને જ નાસી ગયેલા કેદી તરીકે હું કેદ પકડાવીશ. જા, ચંપાની સ્મૃતિને લીધે જ તને પ્રાણદાન દેવામાં આવે છે."

"હું સારી રીતે સમજું છું કે, સહેલાઇથી તમે કદાપિ મ્હારૂં કહેવું કબૂલ નહિ કરો. મ્હારી ચંપાનું વૈર લેવાને માટે જ હું અત્રે આવ્યો છું. હું તમને મારીશ યા તો આત્મહત્યા કરીને તમને ફાંસીને માંચડે ચઢાવીશ. વસન્ત! મ્હારા મૃત્યુનો આરોપ તમારા ઉપર આવે એવી સઘળી વ્યવસ્થા મ્હેં કરી રાખી છે. કહો, હવે તમારો શો વિચાર છે?" આમ કહી કેશવલાલે પોતાના ખિસ્સામાંથી રિવૉલ્વર કાઢીને કહ્યું:—"વસન્ત, કહો જોઇએ કે, મ્હને તમારે વીસહજાર રૂપિયા આપવા છે કે, તમારે મ્હારા ખૂનના ગુન્હેગાર ઠરી ફાંસીને માંચડે ચઢવું છે?"

"અમારે કાંઇ કરવું નથી. નિર્દોષ મનુષ્યને સમસ્ત ત્રિભુવનમાં કોઇનો પણ ભય નથી." વસન્તે શાન્તિથી ઉત્તર આપ્યો.

"ઠીક, તો હું મ્હારા વૈરની વસુલાત કેવી રીતે લઉં છું તે જુઓ." આમ કહીને રંગનાથ તરફ કેશવલાલે રિવૉલ્વર છોડી. આખી ઓરડી ધુમાડાથી ભરાઈ ગઈ. વસન્ત તેમ જ રંગનાથ બન્નેને મારી નાખીને આત્મહત્યા કરવાનો કેશવલાલનો વિચાર હતો; પરંતુ ધુમાડો ઓછો થતાં તેણે માત્ર રંગનાથને જ જમીનદોસ્ત થયેલો જોઇને આવેશમાં જ કહ્યું:—"વસન્ત! ત્હેં મ્હને દુઃખ દેવામાં કાંઇ બાકી રાખી નથી. આજે તું પણ રંગનાથનો સોબતી થઇ આલોકનો ત્યાગ કરી પરલોકમાં પહોંચી જા."

આમ કહી કેશવલાલ જેવો વસન્ત તરફ રિવૉલ્વર છોડવા જતો

હતો કે તરત જ તેને કોઇની લાત વાગવાથી તે જમીનદોસ્ત થઈ ગયો. ઈશ્વરના અનુગ્રહથી વસન્તના જીવનનું રક્ષણ થયું.

કોણે કેશવલાલને લાત મારી જમીનદોસ્ત કર્યો ?

# પ્રકરણ ૨૮ મું.

## સ્વર્ગગમન.

આવનાર વ્યક્તિને તરત જ કેશવલાલ ઓળખી ગયો, અને તેના મુખમાંથી "હિરાલાલ" એવા ઉદ્દ્ગાર નીકળ્યા. એ હિરાલાલ જ હતો. કેશવલાલે ઉઠી બેઠા થવાનો ઘણો પ્રયત્ન કર્યો; પરંતુ તેની કમરમાં એવી સખ્ત લાત વાગી હતી કે તે બેઠો ન જ થઈ શકયો. તરત જ કેટલાક સિપાહીઓની સહાયતાથી હિરાલાલે કેશવલાલને કેદ કર્યો અને ઘાયલ થયેલા રંગનાથને એક એકાન્ત સ્થાને લઇ જઈ શય્યામાં સૂવાડયો.

* * * *

રંગનાથને ઘણો ભયંકર જખમ થયો હતો. તેની સેવામાં શાન્તિલતા, વસન્ત, ડૉકટર નલિન, વિશ્વનાથ અને હિરાલાલ પણ હતા. રંગનાથે હિરાલાલને ઓળખ્યો નહોતો, તથા તેને ઓળખવા જેટલી શુદ્ધીમાં પણ તે નહોતો. ત્રીજે દિવસે રંગનાથ શુદ્ધિમાં આવ્યો. એ સમયે તેણે હિરાલાલને ઓળખીને કહ્યું:—"હિરાલાલ ! આજકાલ કરતાં ઘણા દિવસોથી હું તમારી તપાસ કરું છું. હું તમારો કેદી છું. તમારા હાથે જ મ્હારો અંત આવે એવી ઇચ્છાથી હું સરકારમાં હાજર થયો નથી. હું તમારો જ કેદી છું. આ પવિત્ર સ્થાન મ્હારા જેવા પાપીને માટે ગ્યોગ્ય નથી. મ્હને ઉંચકીને મ્હારા નિવાસસ્થાને લઈ જાઓ."

માત્ર હિરાલાલનાં જ નહિ; પરંતુ સૌનાં નેત્રોમાંથી અશ્રુધારાઓ વહેવા લાગી. હિરાલાલે ગદ્ગદ કંઠે કહ્યું:—"રંગનાથ—હરિપ્રસાદ—ગોવિંદપ્રસાદ ! તમારા જેવી વિભૂતિ કાયદાની શક્તિ બહારની છે. તમને કોણ પાપી કહે છે ? અમૃતને ઝેર કોણ કહે છે ? સૂર્યદેવને અંધકારની સંજ્ઞા કોણ આપે છે ? રંગનાથ ! બે વખત તમે મ્હને પ્રાણદાન આપ્યું છે. તમારો ઉપકાર હું આ જીવનમાં વાળી શકું તેમ નથી."

રંગનાથે વિરક્તિસૂચક સ્વરે કહ્યું:—"હિરાલાલ! આમ બોલશો નહિ. તમે આજ સુધી તમારું સરકાર પ્રત્યેનું કર્ત્તવ્ય નિમકહલાલીથી બજાવ્યું છે. મ્હારો ધર્મ તેમ જ મ્હારું કર્ત્તવ્ય મ્હેં બજાવ્યું છે. જો તમારી જગ્યાએ હું હોત તો મ્હારે પણ તમારી માફક જ વર્તવું પડયું હોત."

ગદ્‌ગદ કંઠે હિરાલાલે કહ્યું:—"ના ના—રંગનાથ! મ્હેં તમારા અનેક ઉપકારોનો બદલો અપકારોથી જ વાળવાનો અદ્યાપિપર્યન્ત પ્રયત્ન કર્યો છે. દ્વેષ કરનાર પ્રત્યે તમે પ્રેમ દર્શાવ્યો છે. તમારો જીવ લેવાનો પ્રયત્ન કરનારને તમે બે વખત જીવનદાન દીધું છે. રંગનાથ તમે મહાત્મા છો અને હું જ નરાધમ—નરરાક્ષસ છું. રંગનાથ! તમે તમારું અવશિષ્ટ જીવન સુખમાં પસાર કરી શકો, તથા વસન્ત અને શાન્તિલતાનું એક બીજાંની સાથે સ્નેહલગ્ન થાય એવીજ હવે મ્હારી આંતરિક ઇચ્છા છે."

"હિરાલાલ! હું હવે નિરાશ અને નિર્બળ બની ગયો છું. હવે જો મ્હારી કોઇ પણ આશા હોય તો તે પ્રાણવિસર્જનની છે. પરમકૃપાળુ પરમાત્માએ અને સદ્‌ગુરુ સ્નેહજ્યોતિએ મ્હને તેમના ચરણોમાં સ્થાન આપ્યું છે. હિરાલાલ! તમે મ્હારા પ્રાણદાતા મિત્ર થયા છો. એ કરતાં અધિક આનંદજનક પ્રકાર મ્હારે માટે બીજો કયો હોઇ શકે? બ્રહ્માનંદનો ભંડાર ઈશ્વરે મ્હને સ્વાધીન કર્યો છે. હવે મ્હારે શી વાતની ખોટ છે?

"તમને કોઇ પણ વાતની ખોટ નહિ હોય; પરંતુ અમને તો છે ને? સદ્‌ગુરુ સ્નેહજ્યોતિની યોજનાથી નેકનામદાર ગવરનર સાહેબે તમને તમારા સઘળા પૂર્વદોષોમાંથી મુક્ત કર્યા છે; એટલું જ નહિ પણ તમે શાન્તિલતાના નામથી જે મ્હોટી રકમ ગરીબોની સેવા શુશ્રુષા માટે દાન કરી છે એ માટે તમારું જાહિરમાં અભિનન્દન કરીને તમને તમારો પ્રથમનો ખિતાબ અને અધિકાર અર્પણ કરવાનું ફરમાન તેમણે કાઢયું છે. એ ફરમાન તમને નિવેદન કરવાનું માન સદ્‌ગુરુ સ્નેહજ્યોતિએજ મ્હને આપેલું છે. વળી શાન્તિલતાના પિતાની શોધ કરવાની પણ મ્હેં ઘણી ખટપટ કરવા માંડી છે, અને સદ્‌ગુરુનું એવું કહેવું છે કે, શાન્તિલતાના પિતાનો પત્તો અલ્પકાળમાં જ લાગશે. એ હકીકત વર્ત્તમાનપત્રોમાં પણ પ્રસિદ્ધ થાય, એવી વ્યવસ્થા સુદ્ધાં મ્હેં કરી છે. મહાનુભાવ! તમે મ્હને

પ્રાણુદાન આપ્યું એટલે હું શરમાઇ જઇને સમુદ્રના અગાધ જળમાં મ્હારા દેહની આહુતિ આપવાનો પ્રયત્ન કરતો હતો; કિન્તુ એવામાં સદ્‌ગુરુ સ્નેહજ્યોતિએ પ્રકટ થઇને મ્હને આત્મહત્યાના મહાપાપમાંથી બચાવ્યો, અને આ માનનું નિમિત્ત માત્ર મ્હને બનાવ્યો."

રંગનાથ ઉપર આ સમયે અમૃતનો અભિષેક થતો હતો. તેના મુખ ઉપર વિમળ જ્યોતિ પ્રકાશી રહી હતી. તેનાં નેત્રોમાં આનંદાશ્રુઓ ભરાઇ આવ્યાં હતાં. રંગનાથનો કંઠસ્વર મૃદુ થયો હતો; પરંતુ તેમાં અર્વાચીન મોહકતા આવી હતી. તેણે કહ્યું:—"સદ્‌ગુરુએ પોતાનું બિરદ રાખ્યું છે. તેમણે આ કંગાલ કેદીને પાપમુક્ત કિંવા પાવન કર્યો છે. ગુરુદેવ! તમારી પ્રીતિની તેમ જ દયાની તુલના જ થઈ શકે તેમ નથી. હિરાલાલ! હવે મ્હારી એક વિનંતિ છે?"

"શી વિનંતિ છે, વારું?"

"જ્યાં સુધી મ્હારી શાન્તિલતાના પિતાનો પત્તો ન લાગે ત્યાં સુધી તેના પિતાનું પદ તમારે સ્વીકારવું."

"એ સંબંધી તમે તદ્દન નિશ્ચિંત રહો. તમારી આજ્ઞા હું શિર ઉપર ચઢાવું છું."

"આ સઘળી અમૃત વાણીથી સંસારમાં પડવાનો મ્હને પુન: મોહ ઉપજે છે; પરંતુ હવે મોહાધીન થવાની આવશ્યકતા નથી. મ્હારા સ્વપ્નનો હવે ભંગ થવાનો નથી. હવે હું બ્રહ્માનંદમાં જ સમરસ થઈ જઇશ. આવા અપાર આનંદમાં જ જો મ્હારા જીવનનો અંત આવશે તો હું અક્ષય આનંદલોકમાં જ જઈ રહીશ. હિરાલાલ! વીશ વર્ષ ઉપર આવા ભાગ્યોદયનો દિવસ આવશે એમ હું ધારતો નહોતો. વસન્ત, શાન્તિલતા! મ્હારાં બચ્ચાંઓ! તમે આમ આવો. એક વખત મ્હને તમારું સંપૂર્ણ દર્શન કરવા દો. વસન્ત! શાન્તિલતા જ મ્હારો આત્મા તેમ જ મ્હારું ચૈતન્ય છે. તેને હું તમારે સ્વાધીન કરું છું. તમે બન્ને જણાં પ્રકૃતિ પુરુષ પ્રમાણે અભેદ પ્રેમથી સંસારમાં રહો. ઇશ્વરના ઉપર તમે નિરંતર પૂર્ણ વિશ્વાસ રાખજો. જો સદ્‌ગુરુનું અભય અને હિરાલાલનું ક્ષમાદાન મ્હને ન મળ્યું હોત તો અંતકાળે મ્હારા જીવની સત્વર મુક્તિ થાત નહિ. હવે હું અપાર આનંદ તેમ જ તૃપ્તિથી આલોકનો ત્યાગ કરીશ. તમે બન્ને જણાં અરસપરસના પ્રેમમાં લય થઇ જજો; પરંતુ કવચિત

ક્વચિત્ આ વૃદ્ધ વડિલનું સ્મરણ કરતાં રહેજો; કિન્તુ તેથી તમારા અખંડ આનંદનો ભંગ થવા દેશો નહિ. તમે બન્ને જણાં એક વખત મ્હને ભેટો.” બન્ને જણાં રંગનાથને ભેટયાં, એટલે રંગનાથે તેમના ઉભયના મસ્તક ઉપર હાથ મૂકી તેમને ઉભયને શુભાશીર્વાદ આપ્યો.

બરાબર આ સમયે સદ્ગુરુ સ્નેહજ્યોતિ અને વિશ્વનાથ દેસાઇ ત્યાં આવી પહોંચ્યા, તથા રંગનાથ પાસે ઉભા રહી સ્વામી સ્નેહજ્યોતિએ તેના મસ્તક ઉપર હસ્ત મૂકીને કહ્યું:—“વત્સ! મ્હારી તપશ્ચર્યા ખરેખર સફળ થઇ છે. જગન્નિયંતા નારાયણ, આ રંગનાથના ચરિત્રથી તું અખિલ જગતને:—

॥ अपिचेत्सुदुराचारो भजते मामनन्यभाक् ॥
॥ साधुरेव स मंतव्यः सम्यग्व्यवसितो हि सः ॥१॥
॥ क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छांतिं निगच्छति ॥
॥ कौंतेय प्रतिजानीहि न मे भक्त प्रणश्यति ॥२॥

સદગુરુ સ્નેહજ્યોતિને વંદન કરી તેમનો મંગળમય આશીર્વાદ સ્વીકારીને રંગનાથનો વિભૂતિમાન આત્મા આલોકનો ત્યાગ કરી ચાલ્યો ગયો. એ સમયે એ સ્થાને એક પ્રકારની ગંભીર, પણ આનંદની અને માંગલ્યની ભાવના ઉત્પન્ન કરનારી શાન્તિ ઉત્પન્ન થઇ. એ સ્થાને મધુર તેમજ સૌમ્ય પ્રકાશનો વિસ્તાર થઇ રહ્યો. ચંદ્રના પીયૂષ કિરણોનું આકાશયાન કરીને, રંગનાથના પવિત્ર આત્માને તેમાં અધિષ્ઠિત કરીને ભગવંતના દેવદૂતો તેને શાશ્વચ્છાંતિ ધામમાં લઇ ગયા.

## પ્રકરણ ૨૯ મું.

### પત્રવ્યવહાર.

પ્રિય પાઠકબંધુ! રંગનાથના જીવનના અંત સાથે હવે આપણી આ નવલકથાનો અંત આવ્યો છે; પરંતુ કેટલાંક અન્ય પાત્રોની હકીકત અને કાર્યપ્રણાલીનું વર્ણન નિવેદન કરી આપણે આ નવલકથાની સમાપ્તિ કરીશું. હજી એક વખત આપણે રામપ્રસાદ અને કૃષ્ણલાલની પાસે જવાની જરૂર છે.



સ્વામી સ્નેહજ્યોતિએ તેના મસ્તકપર હસ્ત મૂકીને કહ્યું. " વત્સ ! મ્હારી તપશ્ચર્યા ખરેખર સફળ થઇ છે. " [પૃષ્ઠ ૨૭૮]

રામપ્રસાદે રત્નાગિરીથી કૃષ્ણલાલને જે પત્ર લખ્યો હતો તેનો ઉત્તર ૭ સાત દિવસમાં આવી પહોંચ્યો. કૃષ્ણલાલે પોતાના પત્રમાં દશ દશ રૂપિયાની માત્ર બે જ નોટો મોકલી હતી, તથા તેણે પત્રમાં લખ્યું હતું કે "આપે કલ્યાણપુરનો ત્યાગ કર્યો તેને બીજે જ દિવસે હું થાણામાં ગયો. ત્યાં જતાંની સાથે જ શ્યામજીને યશોદાની સાથે ફરિયાદ કરવા માટે થાણામાં આવેલો મ્હેં જોયો. મ્હેં તરત જ ફોજદાર સાહેબની મુલાકાત લઇને તેમને પાંચસો, જમાદારને સો અને બીજા માણસોને સો રૂપિયા આપી આપણો માર્ગ નિષ્કંટક કરી નાખ્યો. આ કાર્ય માટે મ્હારે સાતસો રૂપિયા ખરચવા પડયા. ફોજદાર સાહેબે શ્યામજીની ફરિયાદ લખી નહિ લેતાં ખોટી ફરિયાદ કરવાનો તેના પર કેસ માંડવાનો ભય દર્શાવીને તેને હાંકી કાઢયો; પરંતુ હમણાં મ્હારા જાણવામાં એમ આવ્યું છે કે, શ્યામજી યશોદાને સાથે લઇને સતારાના મૅજીસ્ટ્રેટ સાહેબ પાસે ફરિયાદ કરવાને ગયો છે; તેથી ત્યાંનો બંદોબસ્ત કરવાને મ્હારે પણ હમણાં ને હમણાં સતારા જવું જોઇએ. આપે આપેલા હજાર રૂપિયા પૈકી હવે મ્હારી પાસે માત્ર ત્રણસો રૂપિયા સિલ્લકે છે. એ ત્રણસો રૂપિયા તથા વસુલાતમાં આવેલા બસો મળી પાંચસો રૂપિયા લઇને હું સતારા જઉં છું. વિશેષ સિલ્લક નહિ હોવાથી આ પત્ર સાથે માત્ર વીસ જ રૂપિયા આપને મોકલ્યા છે. સતારામાં જે કાંઈ બનશે તે પત્રદ્વાર હું આપને લખી જણાવીશ. ઘર તરફ આવવાની હમણાં આપ ઉતાવળ કરશો નહિ; કેમ કે સતારાની કોર્ટમાંથી વૉરંટ નીકળવાનો ઘણો સંભવ છે."

આ પત્ર વાંચતાં રામપ્રસાદના ભયનો પાર રહ્યો નહિ. તેનું મુખમંડળ મલિન બની ગયું. શું કરવું એ તેને સૂઝયું નહિ। ગિરજાપ્રસાદે તેની પાસે આવીને પૂછયું:—"ઘર તરફના સઘળા સમાચાર તો કુશળતાપૂર્ણ છે ને?"

કંપિતસ્વરે રામપ્રસાદે ઉત્તર આપ્યો કે:—"હા, ઠીક છે; પરંતુ છોકરાએ એમ લખ્યું છે કે, "હમણાં સિલ્લકે વિશેષ રકમ નથી; થોડા દિવસમાં સવડ કરીને મોકલી આપીશ."

ગિરજાપ્રસાદે કહ્યું:—"એ માટે આપ બિલકુલ ચિંતા કરશો નહિ. આપના પૈસા આવી પહોંચે ત્યાં સુધી આપ બેલાશક અત્રે રહો. પૈસા આવે એટલે ઘર તરફ જજો."

"એમ કર્યા સિવાય છુટકો જ નથી." રામપ્રસાદે એક ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યું.

એક દિવસ ગયો, બે દિવસ ગયા, ત્રણ દિવસ ગયા પણ સતારાથી કૃષ્ણલાલનો પત્ર આવ્યો નહિ. પત્ર આવતાં જેમ જેમ વિશેષ વિલંબ થતો હતો તેમ તેમ રામપ્રસાદની ઉત્કંઠા અને વ્યાકુળતા વૃદ્ધિંગત થતી હતી "કૃષ્ણલાલે સતારા જઇને શું કર્યું ? મ્હારા ઉપર વૉરંટ નીકળ્યું છે કે ?" આવી ચિંતાથી રામપ્રસાદ અસ્થિર બની ગયો હતો. એક ક્ષણને માટે પણ તે પોતાના અંતરમાં શાન્તિ મેળવી શકતો નહોતો. પોષ્ટના સમયે દરરોજ પોષ્ટઑફિસમાં જઇ ઉત્સુકતાથી તે પોતાનો પત્ર આવવાની રાહ જોતો હતો; પરંતુ પત્ર નહિ આવતાં તે ઘણો જ નિરાશ બની જતો હતો. બરાબર છઠ્ઠા દિવસે સ્હવારે તેને એક રજીસ્ટર્ડ પત્ર મળ્યો. ડૉકટર એ દિવસે કોઇ કાર્યાર્થે બ્હાર ગામ ગયા હતા. ગિરજાપ્રસાદ સમુદ્રસ્નાન કરવા ગયા હતા. આ એકાન્તનો લાભ લઈ રામપ્રસાદે આવેલો પત્ર ફોડયો.

પત્રમાંથી સો રૂપિયાની એક નોટ બ્હાર નીકળી. કૃષ્ણલાલે એક વિસ્તૃત પત્ર લખ્યો હતો. તેની હકીકત આ પ્રમાણે છેઃ—

"શ્રીમાન્ માન્યવર......ની સેવામાં સવિનય નિવેદન કે, આપને અગાઉનો પત્ર લખી હું સતારા ગયો. ત્યાં જતાં જ મ્હારી પિછાનવાળા એક વકિલને હું મળ્યો તો તેમની માર્ફત એવું જાણવામાં આવ્યું કે, તે જ દિવસે યશોદાને સાથે લઇ શ્યામજી ફરિયાદ કરવા આવેલો છે, તથા તેણે એક પ્રસિદ્ધ વકિલ પણ કર્યો છે. આ હકીકત મ્હારા જાણવામાં આવતાં જ હું એ પ્રખ્યાત વકિલની પાસે ગયો, અને તેને દ્રવ્ય લોભ સુદ્ધાં દર્શાવ્યો. અંતે એ વકિલે પુછ્યુંઃ—"ત્યારે મ્હને તમે શું કરવાને કહો છો ?" મ્હેં ઉત્તર આપ્યોઃ—"વિશેષ કાંઈ નહિ, એની ફરિયાદ કોઇ પણ રીતે ખોટી ઠરે એવો રસ્તો આપ કરો." વકિલે કહ્યુંઃ—"એ તો ઘણું ભયંકર કામ છે. તમારે માટે હું પોતે જ સંકટમાં ફસાઇ પડું તો ? કદાચ એમ કરવા જતાં મ્હારી સનંદ પણ રદ થઈ જવાનો સંભવ છે." આમ છતાં મ્હેં તેમને જયારે અત્યાગ્રહ કર્યો ત્યારે તેમણે કહ્યુંઃ—"જો તમે મ્હને હજાર રૂપિયા રોકડા આપતા હોય તો હું આ કેસ ડિસમિસ કરાવું !" પછી મ્હેં ઘણા કાલાવાલ કરી વકિલ સાહેબને રૂપિયા પાંચસો લેવાની કબૂલત ઉપર આણ્યા. એ પૈકી અઢીસો રૂપિયા તો મ્હારે

એ જ વખતે આપવા પડયા. અંતે તેમણે મ્હને કહ્યું:—" આજે કચેરીમાં આવી જ્યારે તેણે મ્હને વકિલપત્ર આપ્યું ત્યારે પોણાબાર વાગી ગયા હતા. ફોજદારી ફરિયાદ દાખલ કરવાનો વખત પસાર થઇ ગયો હતો. ફરિયાદ લખીને જ્યારે હું કોર્ટમાં લઇ ગયો ત્યારે 'વખ્નત જતો રહયો છે' કહીને મૅજીસ્ટ્રેટ સાહેબે ફરિયાદ લીધી જ નહિ. હવે એ ફરિયાદ આવતી કાલે જ દાખલ થશે." આ ખુલાસો સાંભળતાં મ્હારા અંતરમાં ધીરજ ઉપજી મ્હેં મૂળ ફરિયાદીનો મુસદ્દો જ વકીલ સાહેબ પાસે માગીને વાંચી લીધો. એમાં સઘળી હકીકત સંક્ષિપ્તમાં લખેલી છે. મધ્યરાત્રિ વીતિ ગયા પછી જ શ્યામજીએ તાળું તોડીને યશોદાને મુકત કરી છે એવી હકીકત એ મુસદ્દામાં લખેલી છે; પરંતુ બીજા કોઈ માણુસનો એમાં ઉલ્લેખ થયેલો નથી. એ મુસદ્દો વાંચીને મ્હેં મ્હારે હાથે જ એ કાગળને ફાડી નાખ્યો અને વકિલ સાહેબને કહ્યું:—" વકિલસાહેબ ! હવે આપ બીજી એક એવી નવી ફરિયાદ લખો કે જે વાંચતાંની સાથેજ મૅજીસ્ટ્રેટ ફાડી નાખે અને ડિસમિસ કરી નાખે. પછી આવતી કાલે યુક્તિ પ્રયુક્તિથી એ ફરિયાદ ઉપર યશોદાના અંગુઠાની છાપ લઈ લ્યો એટલે થયું !" વકિલ સાહેબે કહ્યું;—એ માટે તમે હવે સહ જ પણ ચિંતા કરશો નહિ ! આજે કચેરીમાં બે કોરા કાગળો ઉપર યશોદાના અંગુઠાની છાપ લઇ રાખી હતી. એક કાગળમાં જ ફરિયાદ પૂર્ણ લખાવાથી બીજા કાગળની કાંઇ જરૂર પડી નથી. એ કાગળ ઉપર નવી ફરિયાદ લખી શકાશે; પરંતુ એમાં શી હકીકત લખવી ?" પછીથી અમે બન્ને એ વિચાર કરી આ પ્રમાણે ફરિયાદ લખી:—" મ્હારું નામ યશોદા છે. હું અમુક જ્ઞાતિની હોઇ અમુક માણુસની વિધવા છું. હું કલ્યાણપુરના જમીનદારને ત્યાં કેટલાક મહિનાથી નોકરી કરું છું. જમીનદાર મહાશયનો સ્વભાવ ઘણો ક્રોધી છે તેમના ખમીસનાં સોનાનાં બટનો ચોરાયાથી તેમણે અન્યાયથી ચોરીનો સંશય મ્હારા ઉપર લાવીને મ્હને થાણામાં મોકલવાનો ભય દર્શાવવા માંડયો; આથી 'મ્હારે તમારી નોકરી કરવી નથી' એમ કહીને મ્હેં મ્હારો ચઢેલો પગાર માગ્યો; પરંતુ જમીનદારે મ્હારો પગાર નહિ આપતાં મ્હને પોતાના મકાનમાંથી હાંક કાઢી. દર મહિનાના ત્રણ રૂપિયા લેખે ચાર મહિનાના બાર રૂપિયા મ્હારા તેમના ઉપર ચઢેલા છે. હું થાણામાં ફરિયાદ કરવા ગઇ હતી; પરંતુ ફોજદાર સાહેબે મ્હારી ફરિયાદ દાખલ કરી

નહિ. એથી કોર્ટને મ્હારી એવી નમ્ર પ્રાર્થના છે કે, અન્યાયથી મ્હને ભય દર્શાવવા બદલ અને વિનાપરાધે મ્હને ગાળો દીધા બદ્દલ પિનલકોડની ૫૦૬ અને ૫૦૪ કલમ અન્વયે સમન્સ કિંવા વૉરંટ કાઢીને આરોપીને હાજર કરી મ્હારો ન્યાય કરવો."

પછીથી વકિલ સાહેબે મ્હને કહ્યું:—" એવા બે ત્રણ સાક્ષીદારોનાં નામ લખી આપો કે જેઓ સાક્ષી બાક્ષી આપવાનો પ્રસંગ આવે તો તે તમારા માલિકને અનુકૂળ થઇ પડે એવી સાક્ષી આપે!" તેમના કહેવા પ્રમાણે મ્હેં આપણા બે ત્રણ નોકરોનાં નામ લખાવ્યાં. વકિલ સાહેબે કહ્યું:—" આવતી કાલે આ ફરિયાદ દાખલ કરીને યશોદાનો સોગન ઉપર જવાબ લેવો પડશે; પરંતુ હું તેને એવા પ્રશ્નો પૂછીશ કે જેથી સત્ય હકીકત જાહિર નહિ થાય અને કેસ તરત જ ડિસમિસ થઇ જશે!" બીજે દિવસે થયું પણ તેમ જ. ફરિયાદ ડિસમિસ થઈ ગઇ અને સત્ય વાત ગુપ્ત જ રહી. મૅજીસ્ટ્રેટે તરત જ યશોદાને એવો ઉત્તર આપ્યો કે:—" આ ફરિયાદ ફોજદારીમાં નહિ ચાલી શકે. ત્હારી મરજી હોય તો દીવાનીમાં જઇને દાખલ કર. મ્હેં મનમાં ને મનમાં કહ્યું:—" થયું, આ ઠેકાણે તો ઇશ્વરકૃપાથી બચ્યા." પરંતુ બ્હાર આવ્યા પછી શ્યામજી વકિલ સાહેબની સાથે તકરાર કરવા લાગ્યો. તેણે તેમને કહ્યું:—" તમે ખરી હકીકત કેમ પૂછી નહિ ?" વકિલ સાહેબે તેને ઉત્તર આપ્યો:— " સઘળી સત્ય હકીકત ફરિયાદમાં લખેલી હતી એટલે પૂછવાનું શું હતું ?" અંતે શ્યામજીના અંતરમાં વકિલની સત્યતા માટે સંશય ઉપજ્યો. બીજે દિવસે તે તેમની વિરુદ્ધ ઍફિડેવિટ કરીને નવી ફરિયાદ દાખલ કરવાને માટે અહીંના સઘળા વકિલોને ત્યાં ફર્યો; પરંતુ સઘળા વકીલોએ તેને એવો ઉત્તર આપ્યો કે:—" અમે અમારા ધંધાવાળા માણસને કદાપિ ખરાબ કરી શકીશું નહિ. વકિલની વિરુદ્ધ અમે ફરિયાદ દાખલ કરી શકીએ તેમ નથી!" અંતે ઉપરોક્ત વકિલ વિરુદ્ધ કાંઈ બોલવું નહિ યા લખવું નહિ એવી શર્તથી એક મખ્ખીમારુ વકીલે વકિલાતનામું લીધું. બીજે દિવસે એ નવીન ફરિયાદ વાંચીને મૅજીસ્ટ્રેટ સાહેબે તે દાખલ કરી લીધી. સાક્ષીદારોના જવાબો ઉપરથી ફરિયાદ ખરી છે એવી જો તેમની ખાત્રી થશે તો આરોપી ઉપર સમન્સ નીકળશે; નહિ તો ફરિયાદ પુનઃ ડિસમિસ થશે. દશ દિવસ પછી ફરિયાદની સુનાવણીની મુદત પડી છે વચ્ચે વિશેષ અવકાશ રહેલો

નથી. હવે આપના મહાન્ શત્રુ આ શ્યામજીનો જ નાશ કરવાનો મ્હેં મ્હારા મન સાથે નિશ્ચય કર્યો છે; એને દૂર કરીએ તો યશોદા તરફથી ફરિયાદ કરનાર કોઈ રહે નહિ. શ્યામજીને કોઇ એક બીજા નવીન સંકટમાં ફસાવી આ કાર્યમાંથી અલગ કરવાની ઘણી જ આવશ્યકતા છે. ફોજદાર સાહેબને મળીને એ સંબંધીની સઘળી ખટપટ હું કરું છું. આપે મ્હને જે એક હજાર રૂપિયા આપ્યા હતા એમાંના સાતસોની શી વ્યવસ્થા કરી એ મ્હેં આપને લખી જણાવ્યું છે. એમાંના માત્ર ત્રણસો જ રૂપિયા મ્હારી પાસે સિલ્લકે હતા. એ ત્રણસો અને વસુલાતના આવેલા બસો મળી એકંદરે પાંચસો રૂપિયા લઈ હું સતારા આવ્યો હતો. એ પૈકી અઢીસો રૂપિયા અહિં વકીલને આપવા પડયા છે, અને આ પત્રની સાથે સો રૂપિયાની એક નોટ આપને મોકલી આપું છું, તથા અહીંનો ખાવા પીવાનો, રહેવાનો તેમ જ પોષ્ટ વગેરેનો મ્હારો ખરચ એકંદર દશ રૂપિયા સવાનવ આના થયો છે. હવે મ્હારી પાસે માત્ર એકસો ઓગણચાળીસ રૂપિયા પોણા સાત આના સિલ્લકે છે। હું અહીંથી આજે જ સોનાપુર જઇ ફોજદાર સાહેબને મળીને શ્યામજીને ફસાવવાનો પ્રયત્ન કરૂં છું. જો કોઈ પણ રીતે આપ આરોપી ઠરો તો આપને ઓછામાં ઓછી પાંચ સાત વર્ષની સખ્ત મજુરીની સજા થયા સિવાય રહે નહિ. તેથી શ્યામજીને સપડાવવાની ઘણી જ જરૂર છે. યશોદાનો બંદોબસ્ત કરવાને પણ થોડી ઘણી રકમની જરૂર પડશે. સુનાવણીના દિવસે યશોદા કે શ્યામજી હાજર ન થઇ શકે એવી વ્યવસ્થા કરીશું એટલે કેસ ડિસમિસ થઇ જશે. પછીથી કોર્ટદ્વારા આપના શિર ઉપર કોઈ પણ પ્રકારનું સંકટ આવી પડવાની સંભાવના નથી, અને આપ સહેલાઇથી ઘર તરફ પાછા આવી શકશો; તેથી આ દીન સેવકની આપને એટલી જ વિનંતિ છે કે, આપણા કલ્યાણપુરના કારભારી ઉપર આપ વળતી પોષ્ટે એક પત્ર લખી મ્હને આઠસો રૂપિયા અપાવવાની વ્યવસ્થા કરશો. જો આ કાર્યમાં વિલંબ થશે તો આપના સંકટને અટકાવી શકાશે નહિ. હું આપની પાઇએ પાઇનો ચોખ્ખો હિસાબ રાખું છું! હું જેમ બનશે તેમ ઓછું ખરચ કરીશ એ માટે આપ સહજ પણ ચિંતા રાખશો નહિ. આપના કુશળ વર્તમાન વારંવાર લખી જણાવવાની કૃપા કરશોજી. કામસેવા બેલાશક ફરમાવશો."

કૃષ્ણલાલનો આ પત્ર વાંચતા રામપ્રસાદની ઘણીખરી ચિંતા

દૂર થઈ, તથા પોતાના વિશ્વાસુ સેવકની સૂક્ષ્મબુદ્ધિ અને પ્રભુકાર્યદક્ષતાની તેણે પોતાના મન સાથે ઘણી પ્રશંસા કરી. તરત જ તેણે કૃષ્ણલાલને પ્રત્યુત્તર લખ્યો કેઃ—"કારભારીજીને આજે જ પત્ર લખી હું તમને એકહજાર રૂપિયા આપવાને જણાવું છું. કેસના કામ માટે આઠસો રૂપિયા તમારી પાસે રાખી બાકીના બસો રૂપિયા મ્હને વળતી પોષ્ટે રજીસ્ટર્ડ પત્રમાં મોકલી આપશો. હમણાં હું અત્રે જ રહેવાનો છું. જો અહીંથી બહારગામ જવાનું થશે તો તરત જ હું તમને લખી જણાવીશ. ત્યાં જે કાંઈ બને તે વિના વિલંબે લખી જણાવશો."

આ પ્રમાણે પત્ર લખી રામપ્રસાદે તે જ દિવસની પોષ્ટમાં રવાના કરી દીધો.

## પ્રકરણ ૩૦ મું.

### ગરીબના ઉપર ગુજરેલો જુલ્મ.

એક દિવસે સ્હવારે પ્રાતર્વિધિ આટોપીને શ્યામજી પોતાની ઓરડીમાં પલંગ ઉપર બેઠો બેઠો ધૂમ્રપાન કરતો હતો. એવામાં સત્તર અઢાર વર્ષની ઉમ્મરના તેના મ્હોટા છોકરાએ તેની પાસે આવીને ધ્રૂજતા સ્વરે કહ્યુંઃ—"બાપા—બાપા ! આપણે ઘેર પોલિસ સિપાહી આવ્યા છે."

આ વાકય સાંભળવામાં આવતાં શ્યામજીના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેણે કહ્યુંઃ—"તું શું કહે છે ? આપણે ઘેર પોલિસ સિપાહી આવ્યા છે ? નાના—તું ખોટું કહે છે. આપણે ઘેર પોલિસ શા માટે આવે ?"

છોકરાએ કહ્યુંઃ—"શા માટે આવે તે હું શું જાણું ? હું હમણાં બ્હાર જતો હતો; આપણા ઘરની પાસે જ પોલિસ ઉભા રહ્યા હતા. તેમણે મ્હને કહ્યુંઃ—"હમણાં ઘરમાંથી બ્હાર નીકળવાનો કોઇને માટે પણ હુકમ નથી !"

એવામાં શ્યામજીની ગૃહિણીએ ગભરાઇ જઇ, પતિ પાસે આવીને કહ્યુંઃ—"સાંભળો છો કે ? આપણે ઘેર સિપાહીઓ આવ્યા છે."

તરત જ શ્યામજી ઉઠી ઉભો થયો અને તેણે કહ્યુંઃ—"કેમ, સિપાહી શા માટે આવ્યા છે ?"

"મ્હને એની શી ખબર? હું પાડોશીને ત્યાં જતી હતી એટલે સિપાહીએ મ્હને કહ્યું:–"ઘરમાંથી બ્હાર નીકળવાનો ફોજદાર સાહેબનો હુકમ નથી."

શ્યામજી બન્ને તરફનાં બારણા પાસે જઇ આવ્યો તો તેણે બન્ને તરફનાં દ્વાર પાસે પોલિસ સિપાહીઓને આવી ઉભા રહેલા જોયા. શ્યામજીએ તેમના આગમનનું કારણ પૂછયું તો ઉત્તરમાં એક સિપાહીએ કહ્યું;–"હમણાં ફોજદાર સાહેબ આવશે; કોઇને પણ બ્હાર નીકળવા દેવાનો હુકમ નથી."

"પરંતુ થયું છે શું તે તો કહો?" શ્યામજીએ પૂછયું.

"તમારે જે કાંઇ પૂછવું હોય તે ફોજદાર સાહેબ આવે એટલે તેમને પૂછજો. અમને તમારી સાથે વાતચિત કરવાની રજા નથી."

શ્યામજી મ્હોટી ચિંતામાં પડી ગયો. ધીમે ધીમે તે આંગણામાં જઇને ઉભો રહ્યો તો તેની આઠ દશ વર્ષની કન્યાએ તેની પાસે આવીને કહ્યું:–"બાપા! આપણા ઘરની પછીત જ્યાં આગળ તૂટી પડેલી છે ત્યાં પણ એક સિપાહી ઉભો રહ્યો છે!"

શ્યામજીએ ત્યાં જઇને જોયું તો આ વાત તેને ખરી લાગી. ત્યાં આગળ પણ એક સિપાહી ઉભો રહેલો હતો!

શા માટે પોતાને ત્યાં પોલિસનું શુભાગમન થયું હશે તેનો કશો નિર્ણય શ્યામજી કરી શક્યો નહિ. આજનો વિલક્ષણ પ્રકાર જોઇને ઘરનાં માણસો ગભરાઇ ગયાં. સ્ત્રીમંડળનાં નેત્રોમાંથી તો અવિરલ અશ્રુધારાઓની વૃષ્ટિ થવા લાગી.

એટલામાં મામાસાહેબ ઘોડેસ્વાર થઇને ત્યાં આવી પહોંચ્યા! તેમની પાછળ બીજા બે સિપાહીઓ પણ દોડતા દોડતા આવતા હતા. તે પૈકી એકની ખાંધ ઉપર એક ન્હાની પેટી હતી, જેમાં ઘણા કોરા કાગળો, શાહીનો ખડીઓ તથા હૉલ્ડર આદિ લેખનસામગ્રી હતી. મામાસાહેબ આવી પહોંચ્યા એટલે ત્યાં ઉભેલા સિપાહીએ આશ્ચર્યથી તેમના તરફ જોઇને પૂછયું:–"કેમ મામાસાહેબ! આપ જ પધાર્યા કે? ફોજદાર સાહેબ નથી આવવાના કે શું?"

ધીમેથી મામાસાહેબે તેમને કહ્યું:—"તેઓ આવવાના નથી. મ્હને જ તેમણે મોકલ્યો છે. હું પોતે જ આજકાલ ફોજદાર સાહેબનું સઘળું કામકાજ કરું છું." પછીથી મામાસાહેબે સ્વગત કહ્યું:—"આજે હું સૌને ફસાવું નહિ તો પછી 'મામો' શાનો?"

મામાસાહેબની સાથે આવેલા સિપાહીઓ ત્યાં આવી પહોંચ્યા એટલે તેમણે શ્યામજીને બોલાવ્યો. શ્યામજીએ બ્હાર આવી મામાસાહેબને સલામ કરી.

મામાસાહેબે પૂછ્યું:–" ત્હારું નામ શું છે ?"

શ્યામજીએ પોતાનું નામ કહ્યું.

" આ ઘર ત્હારું છે કે ?"

" જી હા."

" બીજું કોઇ ત્હારા આ ઘરનું ભાગીદાર છે કે ?"

" ના જી."

" આજે હમણાંને હમણાં ત્હારા ઘરની જડતી લેવાની છે. ઘરમાં જે કોઇ બૈરાં હોય તેમને બહાર કાઢ."

" કેમ, ફોજદાર સાહેબ ! મ્હારા ઘરની જડતી આપ શા માટે લ્યો છો ?"

" ત્હારા ઘરમાં ચોરીનો માલ છે, એવી અમને ખબર મળી છે."

એવામાં રામજી પણ ત્યાં આવી પહોંચ્યો. શ્યામજીએ આશ્ચર્યથી પૂછ્યું:—ફોજદાર સાહેબ ! આપ શું કહો છો ? મ્હારા ઘરમાં ચોરીનો માલ છે ? નાના–તદ્દન ખોટી વાત ! આપને કોણે આવી ખોટી હકીકત જણાવી છે."

મામાસાહેબે ઘોડા ઉપરથી નીચે ઉતરી તિરસ્કારસૂચક સ્વરે કહ્યું:–" આ ખબર અમને કોણે જણાવી છે એ તને કહેવાને માટે અમે કાંઈ બંધાયલા નથી !"

એક સિપાહીએ મામાસાહેબનો ઘોડો પકડી રાખ્યો. બીજા સીપાહીને તેમણે કહ્યું:–" પાડોશમાંના કોઈ બે ઇસમોને પંચનામાને માટે બોલાવી લાવ !"

પછીથી મામાસાહેબે રામજીના તરફ આંગળી કરી શ્યામજી તરફ જોઇને કહ્યું:–" આ ઇસમના ઘરમાં ચોરી થઇ છે, અને ચોરાયલો માલ ત્હારા મકાનમાં છે એવી ખબર અમને મળેલી છે. જો ત્હારી વિશેષ ખરાબ થવાની ઇચ્છા ન હોય તો ચોરીનો માલ ક્યાં છે એ તું પોતે જ અમને બતાવ. જો તું નહિ જ બતાવે તો અમે ત્હારા મકાનની જડતી લઇશું."

શ્યામજીએ ખિન્નહાસ્ય કરીને કહ્યું:—" ફોજદાર સાહેબ ! આપને મ્હારા મકાનની જડતી લેવી હોય તો ખુશીથી લ્યો. ચોરીના

બાબ સંબંધી હું કાંઇ જાણતો નથી. મ્હારા કોઇ દુશ્મને જ આપને આવી ખોટી ખબર આપી છે."

પછીથી રામજી તરફ જોઇને તેણે કહ્યું:–"ભાઇ તમે કોણ છો? તમારું નામ શું છે? તમારું ઘર ક્યાં આવેલું છે?"

તરતજ મામાસાહેબે રામજી તરફ ક્રોધકટાક્ષ ફેંકીને કહ્યું:— "ચૂપ રહે; તું કાંઈ બોલીશ નહિ!"

શ્યામજીએ અવજ્ઞાથી કહ્યું:—"ભલે, આપ એને કાંઇ ન બોલવા દેશો. મ્હારા કયા દુશ્મને મ્હારા ઉપર આવો અસત્ય આરોપ મૂક્યો છે એ વાત કાંઈ મ્હારાથી ગુપ્ત રહેવાની નથી. જ્યારે એ વાત મ્હારા જાણવામાં આવશે ત્યારે વિના કારણ મ્હારી આબરુ લીધા બદ્દલ હું આપની પાસે જ ફરિયાદ કરવા આવીશ. ફોજદાર સાહેબ! એ બાબતોનો ન્યાય આપને જ કરવો પડશે! આપ મ્હારા મકાનમાં આવો. સઘળા પેટી પટારાની કુંચીઓ હું આપને સ્વાધીન કરું છું. આપની ઇચ્છાનુસાર આપ બેલાશક સઘળી તપાસ કરો."

એટલામાં આડોશ પાડોશના ત્રણ ચાર માણસો આવી પહોંચ્યા. તેઓ અશિક્ષિત ખેડૂતો હોવાથી, મામાસાહેબને જ ફોજદાર સાહેબ સમજી, તેમને સલામ કરી એક બાજુએ ઉભા રહ્યા. મામાસાહેબે, કાગળ, ખડીઓ, હૉલ્ડર વગેરે બ્હાર કાઢી તેમનું પ્રત્યેકનું નામ લખી લીધું. અંતે તેમણે કહ્યું:—"અમારે આ ઘરની જડતી લેવાની છે. તમે સૌ સાક્ષીઓ છો તેથી મ્હારી સાથે આવો."

પછીથી મામાસાહેબે શ્યામજીના મકાનમાં પ્રવેશ કરી ઘણી ચોકસાઈથી સઘળી વસ્તુઓની તપાસ કરી. એવામાં પેલી તૂટેલી પછીત આગળ પડેલી બે મ્હોટી કોઠીઓ પાછળથી મામાસાહેબે કેટલાંક વાસણો બ્હાર કાઢયાં. એ વાસણો જોતાંની સાથે જ રામજી બોલી ઉઠયો:–"ફોજદાર સાહેબ! આજ મ્હારાં ચોરાયલાં વાસણો છે. જુઓ, આ સંધાવેલી તપેલી હજી તરત જ ઓળખી શકાય છે!"

થોડા સમય સુધી રામજી તરફ જોઇ રહીને મામાસાહેબે ક્રોધસૂચકસ્વરે શ્યામજીને કહ્યું:—"કેમ શ્યામજી! તું મ્હોટો સંતમહાત્મા યા તો સાધુ થતો હતો ને? ત્હારા ઘરમાંથી આ શું નીકળ્યું? તું આવોજ શાહુકાર છે કે?"

કોઠીઓની પાછળથી વાસણ નીકળેલાં જોઇને બિચારો શ્યામજી તો આશ્ચર્ય તેમજ ભયથી ભાન ગૂમાવી બેઠો હતો. તેની દૃષ્ટિશક્તિ

ઉપર તેને વિશ્વાસ જ બેસતો નહોતો. થોડા સમય સુધી તે કાંઈ બો-લ્યો નહિ. અંતે મહાકષ્ટે કંપતાં કંપતાં તેણે કહ્યું:—"આ કોઈ મ્હારા કટ્ટા દુશ્મનનું જ કાર્ય છે! મ્હને સંકટમાં ફસાવવાના હેતુથી જ આ વાસણો અહીં કોઇએ છુપાવી રાખ્યાં હશે!"

મામાસાહેબે તિરસ્કારસૂચક સ્વરે કહ્યું:—"હજી પણ તું ત્હારો ગુન્હો કબૂલ કરતો નથી, કેમ? ચોરીનો માલ છુપાવી રાખ્યો છે અને પાછો શાહુકારનો દિકરો થવા જાય છે?! ચોર–બદમાશ! હવે તને ત્હારા આ નીચ કાર્યની કેવી સખ્ત શિક્ષા થાય છે તે તો જો!"

આ વચનો સાંભળતાં સ્વાભિમાની શ્યામજીના ક્રોધનો પાર રહ્યો નહિ. લાલચોળ આંખો કરી ક્રોધથી કંપતા સ્વરે તેણે કહ્યું:—"ખ-બરદાર ફોજદાર સાહેબ! વિના કારણ મ્હને ગાળો દેશો નહિ. જે કાંઇ બોલો તે મ્હોં સંભાળીને બોલજો."

મામાસાહેબે તુચ્છતાથી કહ્યું:—"વાહરે વાહ! ચોરી કરીને પાછો શિરજોરી ચલાવે છે? ન્હાને મ્હોડે મ્હારા જેવા મ્હોટા સરકારી અ-મલદારનું અપમાન કરતાં સહજ પણ સંકોચાતો નથી કેમ?! અલ્યા મહબ્બત? જોયા શું કરે છે? આ બદમાશના હાથમાં બેડી નાખ." આમ કહી મામાસાહેબે સ્વગત કહ્યું:—"હવે સારો સુયોગ પ્રાપ્ત થયો છે. હજી પણ પેલા કારભારી પાસેથી બીજી વિશેષ રકમ મેળવી શકાશે."

મહબ્બતખાન નામના સિપાહીએ શ્યામજીને એક ધક્કો માર્યો. શ્યામજી ભીંત સાથે અફળાયો. એ ભીંતને એક ચુંક ઘાલેલી હતી. તે શ્યામજીના બરડામાં વાગવાથી તેના બરડામાંથી લોહી નીકળવા લાગ્યું. પછીથી તરત જ મહબ્બતખાને તેના હાથમાં હાથકડી પહે-રાવી દીધી. શ્યામજીના કુટુંબની સ્ત્રીઓ થોડે દૂર ઉભી રહીને સજળ-નયને ચાલતો પ્રકાર જોઇ રહી હતી. આ સમયે તેમણે સૌએ ઉચ્ચ-સ્વરે આક્રંદ કરવા માંડયું.

મામાસાહેબે હાથમાંની મજબુત લાકડી જોરથી જમીન ઉપર પછાડી આજ્ઞાસૂચક સ્વરે કહ્યું:—"ચૂપ રહો એકદમ!" આમ કહીને તેમણે ખરાબ ભાષામાં તેમને ગાળો દેવા માંડી. પોતે કોણ છે એ વાત આ વખતે મામાસાહેબ સર્વાંશે ભૂલી ગયા. આજે તેઓ અતિ ઉત્તેજિત બની ગયા હતા!

હવે આ સઘળું વર્ત્તન સ્યામજીથી સહન કરી શકાયું નહિ. તેણે ઉચ્ચસ્વરે આવેશમાં જ કહેવા માંડયું:–"ઓ નિષ્ઠુર બદમાશ ! મ્હોં સંભાળીને બોલ–ગૈરાંનું અપમાન ન કર. જો સતારા જઈ ત્હારા ઉપર ફરિયાદ કરી હું તને કેદખાનામાં ન પહોંચાડું તો મ્હારું નામ સ્યામજી નહિ, સમજ્યો ? આ ન્યાયપરાયણ ઈંગ્રેજ સરકારનું રામરાજ્ય છે. અન્યાયયુક્ત વર્ત્તન અહીં કોઇથી ચલાવી શકાય તેમ નથી." સ્યામજીનાં બન્ને નેત્રોમાંથી ક્રોધની અને ક્ષોભની જવાળા બ્હાર નીકળતી હતી.

સ્યામજીનાં છેવટનાં વચનો સાંભળતાં મામાસાહેબનું કાળજું કંપી ઉઠ્યું. પોતાને પોતાના આ કૃત્યનું કદાચ દારુણ પ્રાયશ્ચિત્ત ભોગવવું પડશે એવો વિચાર અંતરમાં ઉપજતાં જ તેમનું ક્રોધપૂર્ણ મુખમંડળ મલિન બની ગયું; પરંતુ ક્ષણ માત્રને માટે જ આમ બન્યું: પુનઃ તેમણે ઉગ્રરૂપ ધારણ કર્યું. નિષ્ઠુરતાથી તેમણે કહ્યું:–" મહબ્બત ! લગાવ સાલાના મ્હોં ઉપર બે ચાર ફટકા." આમ છતાં સ્યામજીને હવે વિશેષ મારવાનું સાહસ મહબ્બતખાન કરી શક્યો નહિ. સ્ત્રીમંડળ પુનઃ ઉચ્ચસ્વરે રુદન કરવા લાગ્યું.

આવો હૃદયભેદક પ્રકાર જોવામાં આવ્યાથી રામજીના અંતરમાં પણ દયા ઉપજી. અશ્રુ ગદ્‌ગદકંઠે તેણે કહ્યું:–"ફોજદાર સાહેબ ! એને છોડી ઘો, આ વાસણો મ્હારાં નથી !"

મામાસાહેબે આંખો ફાડીને કહ્યું:–" ત્હેં શું કહ્યું ?!"

પ્રથમના કરતાં પણ વિશેષ દૃઢ સ્વરે રામજીએ કહ્યું:–" એ જ કે, આ વાસણો મ્હારાં નથી. તમે આ બિચારાને છોડી ઘો!"

મામાસાહેબે ગર્જના કરીને કહ્યું:–" શું આ વાસણો ત્હારાં નથી ? ત્યારે ત્હેં પહેલાં એમ કેમ કહ્યું કે, આ વાસણો ત્હારાં છે ?"

" પહેલાં હું ખોટું બોલ્યો છું."

મામાસાહેબે પોતાના સુરને સપ્તમ પર ચઢાવીને કહ્યું:–"ત્યારે શું તું મ્હારી પાસે ખોટું બોલ્યો છું ? હવે તો હું ત્હારા ઉપર જ કેસ ચલાવીશ. તને સાત વર્ષની સખ્ત મજુરી સાથેની કેદ કરાવીશ ! મહબ્બત ! હાથકડી લાવ જોઇએ."

જો કે બીજી હાથકડી સાથે આણેલી નહોતી તો પણ મહબ્બત તેની પાસેની બૅગમાં હાથકડી શોધવાનો ઢોંગ કરવા લાગ્યો.

રામજીએ પૂછ્યું:–" ખોટા ઉત્તર આપવાથી કેદની સજા થાય છે કે ?"

મામાસાહેબે કહ્યું:—" શા માટે કેદની સજા ન થાય? પોલિસને ખોટો ઉત્તર આપ્યાથી મિષ્ટાન્ન જમવાને મળે છે, સમજ્યો? મહબ્બત! પહેરાવ સાલાને હાથકડી."

રામજીએ પોતાના બન્ને હાથ જોડીને કંપતાં કંપતાં કહ્યું:— "ફોજદાર સાહેબ! ત્યારે તો એ વાસણો મ્હારાં જ છે!" આમ કહી તે આકાશ તરફ ઉંચુ જોઇને ઉભો રહ્યો.

મામાસાહેબે કાગળ ઉપર વાસણોની યાદી કરી, તથા એ યાદી ઉપર સાક્ષીદારોની સહીઓ લીધી. કદાચ રામજી પાછો 'વાસણ પોતાનાં નથી એમ કહે એવા સંશયથી તેના અંગુઠાની છાપ પણ એ યાદી ઉપર લેવામાં આવી.

મામાસાહેબે યાદી તૈયાર કર્યા પછી ઉચ્ચસ્વરે કહ્યું:—" અહીં તો હવે બધું ઠીક થયું. હવે એક સિપાહી આ વાસણ બાંધી લ્યો. મહબ્બત! આરોપીની કમરને દોરડાથી બાંધ અને પછી એને આપણી સાથે લઈ ચાલો. જો એ કાંઈ લુચ્ચાઇ કરે કિંવા પલાયન કરી જવાનો પ્રયત્ન કરે તો એને ફટકારવામાં પણ સંકોચાશો નહિ. જો થાણામાં ગયા પછી એ પોતાનો ગુન્હો કબૂલ નહિ કરે તો તેનાં હાડકાં ખોખરાં કરીને પણ ગુન્હો કબૂલ કરાવવામાં આવશે! ચાલો, દોરડું જલદી બાંધો!"

મહબ્બતખાને દોરડું બ્હાર કાઢ્યું. આ પ્રકાર જોઇને સ્ત્રીમંડળે પુનઃ ઉચ્ચકંઠે રુદન કરવા માંડ્યું. આ સમયે એક વૃદ્ધ પુરુષે મામાસાહેબને એક બાજુએ લઇ જઈને કહ્યું:—" ફોજદાર સાહેબ! કાંઈ ઉપાય હોય તો કરો—નહિ તો બિચારો ગરીબ માણસ માર્યો જશે!"

"પણ હું શો ઉપાય કરું?"

"બિચારાને સ્ત્રી છે. બે કચ્ચાં બચ્ચાં છે. એમનું સૌનું સત્યાનાશ વળી જશે; માટે ગરીબ માણસના ઉપર દયા કરો—એને બિચારાને છોડી દ્યો."

"દયા કરવાનો મ્હને શો અધિકાર છે? કાયદો કાંઇ મ્હેં કર્યો છે?! હું સરકારનું નિમક ખાઉં છું! જે સરકારની આજ્ઞા વિરુદ્ધ વર્ત્તે તેના ઉપર હું કેવી રીતે દયા કરી શકું?!"

"ના ના ફોજદાર સાહેબ! આમ ન બોલો. આપ જ ગરીબ માણસના માબાપ છો. આપ ધારો તે કરી શકો તેમ છો."

"આવી નિરૂપયોગી વાત સાંભળવાનો મ્હને અવકાશ નથી. કાંઇ કામની વાત કહેવી હોય તો બેધારક કહો !"

વૃદ્ધે આસપાસ દૃષ્ટિ ફેરવીને કહ્યું:—"ફોજદાર સાહેબ! આનો કેટલામાં છુટકો કરશો ?"

"છુટકો કરી શકાય એમ મ્હને તો લાગતું નથી. ઠીક છે—એ સંબંધી પછી વિચાર કરીએ છીએ. પ્રથમ હું જે કાંઇ કહું તે લક્ષ્યપૂર્વક સાંભળો. હું ઘણા જ કડક સ્વભાવનો અધિકારી છું. જે કાંઈ હું એક વખત કહું છું તે કર્યા સિવાય રહેતો નથી; છતાં જો મ્હને માત્ર સો રૂપિયા આપતા હો તો હું તેને બાંધેલું દોરડું છોડાવી તેની હાથકડી કાઢી નખાવી મ્હારી સાથે લઈ જઉં. ગુન્હો કબૂલ કરાવવાને માટે હું તેને કોઇ પણ પ્રકારનું દુઃખ દઈશ નહિ. અમે માત્ર એને થાણામાં લઇ જઇને રાખીએ એટલે થયું. વળી મ્હને આટલી રકમ આપશો તો એનાં સગાં વ્હાલાંને હું મળવા પણ આવવા દઈશ."

હા ના કરતાં અંતે સાઠ રૂપિયા રોકડા લઇને મામાસાહેબે શ્યામજીની કમર ઉપરનું દોરડું છોડાવી નખાવ્યું, અને તેના બન્ને હાથમાંની હાથકડી પણ કઢાવી નાંખી. પછી તેઓ શ્યામજીને સાથે લઈ ચાલ્યા ગયા. રસ્તે જતાં જતાં તેમણે સ્વગત વિચાર્યું:—"આ મામાસાહેબની બુદ્ધિ પણ અજબ છે! મ્હેં આ ગરીબ માણસોને તેમ જ પોલિસખાતાને સુદ્ધાં છેતર્યું છે. હજી પણ આ કાર્યમાંથી વિશેષ પ્રાપ્તિ થાય એવી આશા છે. મરતાં મરતાં મ્હારી બ્હેન મ્હારા ઉપર આટલો ઉપકાર જ કરતી ગઈ! નહિ તો ફોજદાર સાહેબ તો કળિયુગમાં સત્યુગના સાક્ષાત ધર્મરાજ જ છે! તેમના કારભારમાં મ્હને એક પાઈ પણ મળવાનો સંભવ નહોતો !"

બીજે દિવસે મામાસાહેબે કૃષ્ણલાલને એવો પત્ર લખ્યો કે:—"શ્યામજી પૈસાદાર માણસ જણાય છે. તે ફોજદાર સાહેબને રૂપિયા આપી છુટી જવાનો પ્રયત્ન કરતો હતો; પરંતુ મ્હને છસો રૂપિયા અપાવવાનું કબૂલ કર્યાથી શ્યામજીના ઉપર ૪૧૧ કલમ પ્રમાણે કેસ કર્યો છે. પછી જે કાંઇ બનશે તે હું લખી જણાવીશ."



## પ્રકરણ ૩૧ મું.

### અગીઆરમો બૃહસ્પતિ !

આજે પુનઃ કાળીચૌદશ હતી. આજે કૃષ્ણુલાલને કલ્યાણપુર જવાનું હતું. આજે રાત્રે જાદુની પેટી ઉઘાડીને માતા સિદ્ધેશ્વરીની કૃપાથી અંદરના રૂપિયા ચારગણા થયેલા નર્મદાને બતાવવાની કૃષ્ણુલાલની ઇચ્છા હતી !

સ્હવારે ઉઠી, પ્રાતર્વિધિ આટોપીને કૃષ્ણુલાલ કચેરીનું કામ કરવાને માટે બેઠો. એવામાં એક સિપાહીએ આવીને તેના હાથમાં એક પત્ર આપ્યો. પત્ર વાંચતાં જ તેને માલૂમ પડયું કે, કોઇ જરૂરી કામ પ્રસંગે મામાસાહેબે તેને થાણામાં બોલાવ્યો છે.

તરત જ કામકાજ બંધ કરીને કૃષ્ણુલાલ ઘોડેસ્વાર થઇને થાણામાં જઈ હાજર થયો. આ પ્રસંગે પણ ફોજદાર સાહેબની સાથે તેની મુલાકાત થઈ નહિ. એક બાજુની એક એકાન્ત ઓરડીમાં શય્યામાં પડયા પડયા મામાસાહેબ ધૂમ્રપાન કરી રહ્યા હતા.

કૃષ્ણુલાલે પૂછ્યું:—"આજે એકાએક મ્હને કેમ યાદ કર્યો, મામાસાહેબ ?"

"કહું છું. જુઓ સાંભળો, શ્યામજીના કેસની મુદત આવી પહોંચી છે."

"સાક્ષી બાક્ષી તો ચોક્કસ છે ને ?"

"અરે શું કપાળ ચોક્કસ છે ? ફરિયાદીનું જ ઠેકાણું નથી !"

કૃષ્ણુલાલે આશ્ચર્ય પામીને કહ્યું:—"એટલે ?"

"એટલે શું ? બાકીના સાક્ષીઓને મ્હેં બરાબર શિખવી રાખ્યા છે. કાલે રામજીને બોલાવી લાવવા માટે મ્હેં બે વખત માણુસને મોકલ્યો હતો. તેણે પાછા આવીને મ્હને કહ્યું કે, રામજી ઘરમાં છે જ નહિ, તથા તે ક્યાં ગયો છે એ હકીકત એના ઘરનું કોઈ પણ જાણતું નથી !" આજે પ્રભાતકાળે પુનઃ મ્હેં માણુસને મોકલ્યો હતો તથા તેની સાથે તમારા નામનો એક પત્ર આપીને એમ કહ્યું હતું કે, જો રામજી ન મળે તો આ પત્ર કારભારી મહાશયને આપજે. રામજી આજે સ્હવારે પણ મળ્યો નથી. દિકરો કોઇ સ્થળે પલાયન કરી ગયો હોય એમ લાગે છે !"

કૃષ્ણુલાલે ઉત્તેજિત સ્વરે કહ્યું:—"શું આજે પણ એ મળ્યો ,

નથી ?! મામાસાહેબ ! તમે શું કહો છો ? આજે પ્રભાતકાળે તો મ્હેં તેને નદી ઉપર જોયો છે ! એ દિકરો ઘરમાં જ છુપાઇ રહ્યો હશે એમ મ્હને લાગે છે ?"

"પરંતુ આ એક મ્હોટી વિચારવા જેવી વાત છે કે નહિ, કૃષ્ણલાલ ?"

"એમાં વિચારવાનું શું હતું ? મ્હારી સાથે બે સિપાહીઓ આપો; એટલે અલ્પકાળમાં જ હું એ હરામખોરને આપને સ્વાધીન કરીશ."

"પરંતુ આવા નામર્દ ફરિયાદીથી કેસ કેવી રીતે ચાલી શકશે?"

"શ્યામજીએ તો એને પોતાના પક્ષમાં નહિ લીધો હોય ?"

મામાસાહેબે ઉત્તર આપ્યો:—"ના ના—મ્હને તો એમ લાગતું નથી. જે દિવસે રામજીને સાથે લઇને હું શ્યામજીના ગામમાં તેના મકાનની જડતી લેવા ગયો હતો એ સમયે ત્યાંનું મ્હારું નરસિંહ સ્વરૂપ જોઇને તે તદ્દન ગભરાઇ ગયો હોય એમ લાગે છે. એ દિવસે શ્યામજીના મકાનમાંથી મ્હેં જ્યારે વાસણો શોધી કાઢ્યાં અને શ્યામજીને જ્યારે ખૂબ ધમકાવ્યો ત્યારે રામજીએ કહ્યું કે:—"ફોજદાર સાહેબ ! એને છોડી દ્યો—આ વાસણો કાંઈ મ્હારાં નથી !" પછીથી મ્હેં જ્યારે ખોટી ફરિયાદ કર્યા બદ્દલ તેને કેદમાં મોકલવાનો ભય દર્શાવ્યો ત્યારે જ એ દિકરો રસ્તાપર આવ્યો ! હવે મ્હને એવી ચિંતા રહે છે કે કોર્ટમાં ગયા પછી એ પાછો ફરી ન જાય એટલે થયું ! નહિ તો મ્હારી ફજેતીનો પાર રહેશે નહિ. ફોજદાર સાહેબનો મ્હારા ઉપર સંપૂર્ણ વિશ્વાસ છે !"

"શું કહો છો મામાસાહેબ ! એ દિકરાની શી શક્તિ છે કે કોર્ટમાં ફરી જાય ? હું એને બરાબર ઠેકાણે લાવી રાખીશ."

"હા, કોઇ પણ રીતે આ કાર્ય હવે તેની સહાયતાથી પાર ઉતારવું જોઇએ."

"ઠીક ત્યારે હું જઉં છું અને યુક્તિ પ્રયુક્તિથી એને આપની પાસે મોકલું છું."

સોનાપુર જઇને તરત જ કૃષ્ણલાલ રામજીને ઘેર ગયો. ઘણી હાંકો મારવામાં આવી ત્યારે જ રામજીનો મ્હોટો છોકરો બ્હાર આવ્યો તથા તેણે કહ્યું:—"આજે સ્હવારના મ્હારા બાપા બ્હાર ગયા છે."

"ક્યાં ગયા છે ?"

"હું જાણુતો નથી, સાહેબ."

"વારું, તે ઘેર પાછા ક્યારે આવવાના છે?"

"તે પણ હું જાણુતો નથી."

રામજી ઘરમાં જ છુપાઈ રહેલો હોવો જોઇએ એવી કૃષ્ણુલાલની દૃઢ માન્યતા હતી; તેથી તે આંગણુામાં જઈ ઉચ્ચસ્વરે બોલવા લાગ્યો:—"કેમ, ત્યારે હવે શું કરવું છે? રામજીએ આ ઘણી અડચણ ઉભી કરી છે! પરમ દિવસે સતારે કેસ છે. રામજી ફરિયાદી છે, અને આજે એ દિકરો પલાયન કરી ગયો છે! હવે તેને શું સમજાવવું અને શિખવવું? વિરુદ્ધ પક્ષના વકિલો એને ગુંચવણુ ભરેલા પ્રશ્નો પૂછશે એટલે એ શો જવાબ આપશે? એ ક્યાં ગયો છે? ક્યારે ઘેર પાછો ટળવાનો છે? કાલે ને કાલે અહીંથી નીકળશે તો જ વખતસર સતારા જઈ પહોંચશે ને? આજ સુધીમાં મ્હેં આવો મૂર્ખ માણુસ બીજો એકપણુ જોયો નથી જો વખતસર તે કોર્ટમાં હાજર નહિ થાય તો તરતજ મેજીસ્ટ્રેટ સાહેબ વૉરંટ કાઢશે અને કોર્ટનો સિપાહી આવીને તેના હાથમાં હાથકડીઓ નાખી, ધક્કા મારતો મારતો તેને સતારા લઇ જશે. સરકારના વૉરંટને અમાન્ય કરવું એ કાંઈ સામાન્ય વાત છે? કોર્ટનો સિપાહી કાલે વૉરંટ લઈને આવશે અને રામજી જો તેને નહિ મળે તો રામજીની દુર્દશા થશે. એ ગયો તો ભલે ગયો; પરંતુ ઘેર કહીને જતાં શું થયું? સાક્ષી આપવા જવું છે એમાં આમ બિહકણુ બિલાડીની માફક શા માટે છુપાઈ જવું જોઇએ? એ ઘેર આવે એટલે ઘરમાં પગ મૂકવા દેતાં પહેલાં તેને મ્હારી પાસે મોકલજો નહિ તો એના શિર ઉપર મ્હોટું સંકટ આવી પડશે!"

આવી રીતે લાંબુ ભાષણુ કરીને કૃષ્ણુલાલ પોતાની કચેરીમાં ચાલ્યો ગયો. સ્નાન ભોજન આટોપીને કૃષ્ણુલાલે વામકુક્ષી કરવાને માટે શય્યામાં અંગ નાંખ્યું; પરંતુ "રામજી હમણાં આવી પહોંચશે એવા વિચારથી તેને સહજ પણુ નિદ્રા આવી નહિ. મધ્યાન્હકાળે ઉઠી એક બળદગાડીમાં બેસીને તે કલ્યાણુપુર ગામ તરફ રવાના થયો છતાં રામજી આવે તો તેને તરત જ થાણુામાં મોકલી દેવાની તે પોતાના નોકરને આજ્ઞા કરતો ગયો.

સંધ્યાકાળના અરસામાં કૃષ્ણુલાલે કલ્યાણુપુરમાં પ્રવેશ કર્યો. જતાંની સાથે જ તે નર્મદાને મળ્યો, તથા ઉભયનું દૃષ્ટિમિલન થતાં જ એક બીજાએ એક બીજાને અભિનન્દન કર્યું!

ધીમે ધીમે રાત્રિનો સમય થયો. કૃષ્ણુલાલે રાત્રિનું જમવાનું સોનાપુરથી જ સાથે આણ્યું હતું; તેને તેણે ઈન્સાફ આપી દીધો. પછીથી તે ધૂમ્રપાન કરવા લાગ્યો. એવામાં પોતાની પાસે કોઇ આવતું હોય એવો ભાસ થવાથી તેણે દ્વાર ઉઘાડીને કહ્યું:–"આવ આવ–નર્મદા !"

અંદર પ્રવેશ કરી, પ્રવેશદ્વાર બંધ કરી નર્મદાએ કૃષ્ણુલાલના તરફ ક્રોધકટાક્ષ ફેંકીને કહ્યું:–"આ તમારી કેવી અક્કલ છે? દ્વાર ઉઘાડું રાખવામાં શો વાંધો હતો ?"

"તું આટલી વ્હેલી આવીશ એમ હું ધારતો નહોતો. આજે તું આટલી વ્હેલી કેવી રીતે આવી."

"જમીનદાર મહાશય બ્હાર ગામ ગયેલા હોવાથી મ્હને આઠે પ્રહરનો હવે અવકાશ છે."

પછી થોડા સમય સુધી બન્ને જણાં સ્તબ્ધ બેસી રહ્યાં. આ પ્રકાર આપણા સુચતુર બુદ્ધિવિશારદ કૃષ્ણુલાલને પસંદ પડયો નહિ. પહેલાંના રૂપિયા ચારગણા થયા છે એવું જોઇને આજે નર્મદા પણ પોતાના થોડા ઘણા રૂપિયા પેટીમાં રાખશે એવો કૃષ્ણુલાલનો દૃઢ વિશ્વાસ હતો. આથી તેણે પૂછ્યું:–"નર્મદા ! તું ધોયલું વસ્ત્ર પહેરીને આવી છે !"

"હા–હવે તમે પેટી ઉઘાડશોને ?"

"જરા થોભ; દશ તો વાગવા દે. વિશેષ રાત્રિ થયા સિવાય માતા સિદ્ધેશ્વરીની ડાકિણી શાકિણીઓ કંઇ ફરવા નીકળતી નથી. આજે જો માતાજી પ્રસન્ન મુખે આપણા તરફ જુએ તો જગતમાં આપણા જેવું ભાગ્યશાળી બીજું કોણ હોઈ શકે ? આપણે ક્રમ કરીને કુબેરભંડારી જ થઇ જઇએ ! તું બેસ, હું ધોતીઉં બદલી માતાજીનું ચરણામૃત લઈ આવું !"

સુવાની ઓરડીમાં જઇને કૃષ્ણુલાલે પોતાનું લાલ વસ્ત્ર પહેર્યું. પછીથી એક કમંડળમાં તેણે સાથે આણેલી દારુની બાટલી ખાલી કરી, અને તેમાં બીજું એટલું જ પાણી રેડયું. દારુની વાસ અલ્પકાળમાં જ આખા મકાનમાં ફેલાઇ ગઈ. એ કમંડળમાં બે ન્હાની વાડકીઓ નાખી કમંડળ નર્મદાની પાસે મૂકીને કૃષ્ણુલાલે કહ્યું:—"નર્મદા ! આ ચરણામૃતમાં બે ન્હાની વાડકીઓ છે, તેનાથી આપણે ચરણામૃત પીવા માંડીએ."

"માતાજીનું ચરણામૃત તમે લાવ્યા ક્યાંથી ?"

કમંડળ તરફ ભક્તિપૂર્ણ દૃષ્ટિથી જોઈ નમસ્કાર કરીને કૃષ્ણુલાલે કહ્યું:—"એ તીર્થ ઘણે દૂર આવેલું છે. કામરૂપ નામનો એક દેશ છે. ત્યાં માતાજીનું નિવાસસ્થાન છે. એ મૂર્ત્તિનું ચરણામૃત એક સિદ્ધપુરુષ લાવ્યા હતા. તેમાંનું થોડું આજે તેમણે મ્હને કૃપાભાવે આપ્યું છે." આમ કહી એક વાડકી અડધી ભરી કૃષ્ણુલાલે નર્મદાને આપી અને બીજી પોતાની વાડકી તેણે પૂરી ભરી. પોતાની વાડકી ખાલી કરીને કૃષ્ણુલાલે કહ્યું:—" જય માતા સિદ્ધેશ્વરી!" કહીને પી નાખ."

વાડકી મ્હોં પાસે લઇ જઇ, મ્હોં મરડીને નર્મદાએ કહ્યું:—"ઓ બાપ! આની તો ઘણી દુર્ગંધ આવે છે!"

કૃષ્ણુલાલે પોતાના પાંડિત્યને પ્રદર્શિત કરતાં કહ્યું:—"ચૂપ ચૂપ તું તો ગાંડી છે. માતાજીના ચરણામૃતનું આવું ભયંકર અપમાન કરાય કે? આ દુર્ગંધ નહિ; પણ સુગંધ છે. કામરૂપની દેવીની મૂર્ત્તિ નીચે એક કુંડ છે. એ કુંડમાંનું જ આ ચરણામૃત છે. એનું બીજું નામ મોહમદિરામૃત પણ છે. દેવીના કુંડમાં પુષ્પો, બિલ્વપત્ર આદિના ઢગલા પડયા રહેતા હોવાથી તેની જ આવી સુવાસ આવે છે. ડાબા હાથથી નાક ડાબી જમણા હાથથી ગટગટાવી જા.

કૃષ્ણુલાલના ઉપદેશાનુસાર ચરણામૃત લઇ વાડકો નીચે મૂક્યો નાક મ્હોં બગાડી નાંખીને નર્મદાએ કહ્યું:—"રામ રામ—આ તે કેવી વિચિત્ર સુગંધ! છીઃ—છીઃ—!"

કૃષ્ણુલાલે પુનઃ વાડકી ભરીને કહ્યું:—"નર્મદા! આ શું કહેવાય? તું છીઃ છીઃ કહે છે? આ ચરણામૃત કોનું છે એ તું જાણે છે?! કામરૂપિણી દેવીનું સામર્થ્ય કેટલું છે એની તને કલ્પના પણ છે કે?" આમ કહીને પુનઃ તેણે મદિરાપાત્રમાંથી એક ઘુંટડો પીધો. પછી ગળા ઉપર હાથ ફેરવી, બન્ને હાથ જોડીને તેણે કહ્યું:—"હે માતા કામરૂપવાસિની સિદ્ધેશ્વરિ! મ્હારી નર્મદાના આ ભયંકર અપરાધની આપ તેને ક્ષમા આપજો—આપનું દયામયી નામ સાર્થક કરજો. નર્મદા ઘણી ભોળી અજ્ઞાન સ્ત્રી છે. તમે તેના ઉપર સહજ પણ રોષ રાખશોનહિ!"

કૃષ્ણુલાલનું આવું કાર્ય જોવામાં આવતાં નર્મદાને થોડો ભય અને થોડું આશ્ચર્ય પણ લાગ્યું. હતબુદ્ધિ માણસની માફક તે બેસી જ રહી. થોડા સમય પછી કૃષ્ણુલાલે પોતાની વાડકી પૂર્ણ ભરી અને

નર્મદાની પોણી ભરી. નર્મદાએ કહ્યું:—" ના ના મ્હારે ન જોઇએ-હું હવે પીવાની નથી."

"વાહ વાહ ! એમ તે થાય કે ? જો તું માતાજીના ચરણામૃતનો અસ્વીકાર કરીશ તો તેઓ ત્હારા ઉપર ક્રોધે ભરાશે. પહેલી વખતે ત્હેં છીઃ-છીઃ કહીને મહા દારુણ પાપ કર્યું છે. ત્હારા આ પાપથી આપણા રૂપિયા ચારગણા થવાને બદલે જો અદ્રશ્ય જ નહિ થઈ જાય તો માતાજીનો આપણા ઉપર હું મહાન્ ઉપકાર થયો સમજીશ ! વળી જો ચાર ઘણા રૂપિયા થશે તો સત્વર આપણું શુભલગ્ન પણ થઇ જશે-અને આપણે મ્હોટાં શ્રીમંત બની જઈ ગાડીઓમાં બેસી વાડીઓમાં ફરીશું. હવે આ માતાજીનું પરમ પવિત્ર ચરણામૃત પી તું ત્હારા જીવને સ્વસ્થ કર !"

નર્મદાએ નિરુપાયે ચરણામૃત પીધું ! પછી તેણે કહ્યું:—" તમે કહો છો કે ચરણામૃત પીને જીવ સ્વસ્થ કર; પરંતુ મ્હારું તો કાળજું બળી જાય છે. વળી ધીમે ધીમે માથું પણ ફરતું હોય એમ લાગે છે !"

"એમ થવું જ જોઇએ ! કામરૂપની સિદ્ધેશ્વરી સૌના કરતાં જાગ્રત અને અપાર શક્તિવતી દેવી છે! બીજી બધી દેવીઓ એમનાથી ઉતરતી છે. મુંબાઈની મુંબાદેવી, કોલ્હાપુરની મહાલક્ષ્મી અને અમદાવાદની ભદ્રકાળી આદિ દેવીઓ પણ આ મહાન્ દેવી આગળ કશી ગણનામાં નથી. ત્હેં મુંબાદેવીનું દર્શન કર્યું છે કે ?"

"ના." નર્મદાનાં નેત્રયુગલ આ સમયે ઉજ્વળ થયેલાં હોઈ તેનું નાક તેજસ્વી બની ગયું હતું. તેનો શ્વાસોચ્છ્વાસ ત્વરાથી ચાલતો હતો.

કૃષ્ણલાલે પ્રેમપૂર્ણ સ્વરે કહ્યું:—" આપણું લગ્ન થઇ જવા દે. એટલે હું તને મુંબાદેવી, મહાલક્ષ્મી, કામરૂપની સિદ્ધેશ્વરી આદિ દેવીઓનું દર્શન કરાવીશ ! "

નર્મદાનો સ્વર અસ્પષ્ટ બની ગયો. તેણે કહ્યું:—" આપણું-લગન - ક્યારે થશે ?"

ઔષધ બરાબર લાગું પડયું છે એવી કૃષ્ણલાલની ખાત્રી થઇ ગઇ. મનમાં ને મનમાં હસીને તેણે કહ્યું:–" જો માતા સિદ્ધેશ્વરી આપણા ઉપર કૃપા કરશે તો લગ્નની ચિંતા શી છે ? આ મહિનો તો ગયો. માગશર પણ આવી પહોંચ્યો. એટલા ટૂંક સમયમાં કશી તૈયારી થઈ શકે એમ નથી. વળી પોષ મહિનામાં હિંદુનાં લગ્ન થતાં

નથી એટલે મહા મહિનામાં આપણે લગ્ન કરીશું."

પુનઃ મદ્યપાન ચાલુ થયું. નર્મદાએ પણ માતાના ચરણામૃતને પ્રેમથી પીવા માંડ્યું. આવી રીતે રાત્રિના દશ વાગ્યા એટલે કૃષ્ણલાલે કહ્યું:—"વ્હાલી નર્મદા! હવે વિલંબ કરવાની જરૂર નથી. તું હવે ધૂપ કર. પહેલાંની માફક સઘળી તૈયારી કર." નર્મદાએ ઉઠી લથડીઆં ખાતાં ખાતાં કૃષ્ણલાલે સૂચવેલાં કાર્યો મહા મુશિબતે કર્યાં. પછીથી લાકડાની પેટી બ્હાર લાવીને કૃષ્ણલાલે આશ્ચર્યસૂચક સ્વરે કહ્યું:—"ઓ બાપરે! આ શું?!"

નર્મદાએ ગભરાઇ જઇને પૂછ્યું:—"કેમ શું થયું?"

"પેટી ઘણી ભારે થઇ ગઇ છે."

"જોઉં જોઇએ?" કહી કૃષ્ણલાલની પાસેથી નર્મદાએ પોતાના હાથમાં પેટી લઇ બે ત્રણ વખત હલાવી જોઇ. પેટીમાંના રૂપિયા ખડખડવા લાગ્યા!

પછીથી પહેલાંની માફક કૃષ્ણલાલે માતા સિદ્ધેશ્વરીનું સ્મરણ કરી નર્મદા પાસે પેટી ઉઘડાવી તો તે રૂપિયાથી ભરેલી હતી! કૃષ્ણુલાલ અધીરતાથી રૂપિયા ગણી તેની ઢગલીઓ કરવા લાગ્યો. બરાબર બસો ને આઠ રૂપિયા થયા હતા. એકે ઓછો થયો નહિ તેમજ એકે વધ્યો પણ નહિ. પછી કૃષ્ણલાલે બંને હાથ જોડી ઉચું મ્હોં કરીને કહ્યું:—"હે માતા સિદ્ધેશ્વરિ! તમે આજે આ દીનભક્તની લાજ રાખી છે. આ સેવક ઉપર નિરંતર આવી જ કૃપા રાખજો."

નર્મદાને તેના આઠ રૂપિયા ગણી આપી, બીજા રૂપિયા અંદર જઇને કૃષ્ણલાલે પોતાની ટ્રેઝરીમાં મૂકી દીધા. પછીથી બ્હાર આવીને તેણે કહ્યું:—"નર્મદા! પુનઃ થોડી લિમડાની છાલ ઉખેડી લાવ! ગયે મહિને ત્રીસ રૂપિયા પગાર મળ્યો હતો. તેમાંથી પંદર રૂપિયાનું માસિક ખરચ થયું, હતું અને પંદર રૂપિયા મ્હારી પાસે સિલ્લકે રહ્યા છે. ગયા વખતના રૂપિયામાંના પણ દશ રૂપિયા પડયા છે. હવે એ પચીસ રૂપિયા પેટીમાં નાંખું છું તે આવતે મહિને સો થઇ જશે. પછી એકંદરે આજના બસો અને હવેના સો રૂપિયા મળી ત્રણસો રૂપિયામાં આપણું સ્નેહલગ્ન ઘણી જ ધામધૂમથી થઈ જશે!"

હાથમાં દીવો લઇને કૃષ્ણલાલ નર્મદાની સાથે મકાનની બ્હાર આવેલા લિમડા પાસે ગયો. પ્રથમની માફક નર્મદાએ લિમડાની છાલ દાંતથી ઉખેડી. પછીથી બંને જણાં પાછાં મકાનમાં આવ્યાં. કૃષ્ણલાલે

પોતાના પચીસ રૂપિયા પેટીમાં મૂક્યા એટલે નર્મદાએ કહ્યું "મ્હારા પણ થોડા રૂપિયા પેટીમાં મૂકશો કે ?"

"હા શા માટે નહિ ? ત્હારા રૂપિયા ચારગણા થાય એમાં મ્હને પણ લાભ છે ને ?! જા, તું ત્હારે જેટલા રૂપિયા મૂકવા હોય એટલા લઈ આવ."

"હું થોડી રકમ મ્હારી સાથે જ લેતી આવી છું."

"થોડી" શબ્દથી કૃષ્ણલાલને ઘણું માઠું લાગ્યું; છતાં પોતાનો મનોભાવ ગુપ્ત રાખીને તેણે કહ્યું:—"વારું જેટલા લાવી હોય એટલા મૂક."

તરત જ એક કોથળીમાંથી સો રૂપિયા કાઢી નર્મદાએ કૃષ્ણલાલના હાથમાં આપ્યા. પછીથી તેણે કહ્યું:—"અંદર નોટો મૂકી હોય તો ચારગણી થાય ખરી કે ?"

"હા હા—શા માટે ન થાય ?" આનંદિત થઇને કૃષ્ણલાલે ઉતર આપ્યો, અને કહ્યું:—"નોટો તો શું; પરંતુ અંદર નાળિયેર મૂક્યું હોય તો ચાર નાળિયેર પણ થઇ જાય !"

તરત જ નર્મદાએ દશ દશ રૂપિયાની દશ નોટો કૃષ્ણલાલના હાથમાં આપી. કૃષ્ણલાલે નર્મદાના બસેં અને પોતાના પચીસ મળી એકંદરે બસોપચીસ રૂપિયા પેટીમાં મૂક્યા. નર્મદાએ કહ્યું:—"એકંદરે નવસો રૂપિયા થશેને ? મ્હારા આઠસો અને તમારા સો ! કેમ ખરું ને ?"

"માતા સિદ્ધેશ્વરીની આપણા ઉપર અપાર કૃપા છે એટલે એમ થવું જ જોઇએ. હવે હું પેટી બંધ કરું ને ?"

"હજી પણ કાંઈ નાખવું છે ?"

"ના."

"ગિનીઓ બીનીઓ નથી ?"

"ના."

કૃષ્ણલાલે પેટી બંધ કરી, પ્રથમના જેવી સઘળી વિધિ કરી. અંતે નર્મદાએ કહ્યું:—"વારું, હવે હું જઉં છું. તમે સોનાપુરથી પુનઃ અહીં ક્યારે આવશો ?"

"આવતી કાળી ચાદશની રાત્રે મ્હારે આવવું જ પડશે. અવકાશ મળશે તો વચ્ચે પણ એકાદ વખત આવી જઇશ."

"ઠીક, તમે મંત્રનો જપ બરાબર કરજો." આમ કહીને નર્મદા ત્યાંથી ચાલી ગઈ.

નર્મદાના વિદાય થયા પછી પ્રવેશદ્વારને બંધ કરી કૃષ્ણલાલે પુનઃ એક વાડકી ભરીને ચરણામૃત પીધું. ત્યારપશ્ચાત્ શેતરંજી ઉપર આડો પડી તે સ્વગત કહેવા લાગ્યો:—"એક ક્ષણમાં જ મ્હેં બસો રૂપિયા પ્રાપ્ત કર્યા છે. આ કૃષ્ણલાલનો હમણાં અગીઆરમો બૃહસ્પતિ જ છે. એકાદ સારા જ્યોતિષશાસ્ત્રીને પૂછવું જોઇએ કે હજી આ દશા કેટલા દિવસ સુધી ચાલવાની છે?"

# પ્રકરણ ૩૨ મું.

## પિતા પુત્રિનું મિલન.

અદ્યાપિપર્યન્ત રામપ્રસાદે રત્નાગિરીનો ત્યાગ કર્યો નહોતો. બીજા થોડા રૂપિયા કૃષ્ણલાલ પાસેથી આવી પહોંચ્યા પછી બ્હારગામ ઉપડી જવાનો તેનો વિચાર હતો. વળી રત્નાગિરીમાં પોષ્ટનું સુખ હતું તેથી પણ ત્યાં રહેવું રામપ્રસાદે ઉચિત વિચાર્યું હતું

શાન્તિલતા સંબંધી ફોજદાર હિરાલાલે જાહિર વર્ત્તમાનપત્રોમાં ખબર છપાવી હતી. એ હકીકત આ મુજબ હતી:—

### રૂપિયા એક હજારનું ઇનામ.

શાન્તિલતા નામની એક પંદર વર્ષની બાળિકાના પિતાનો પત્તો લાગતો નથી. આ બાળિકાની માતાનું નામ સ્નેહલતા છે. સ્નેહલતા કોઈ કુળવાન્ પુરુષની પત્ની હોય એમ લાગે છે; છતાં શા કારણથી તેનો તેના પતિથી વિયોગ થયો હતો એ હકીકત જાણવામાં આવી નથી. હમણાં સ્નેહલતા પણ જીવતી નથી; તેથી જે કોઇ શાન્તિલતાના પિતાનો ચોકસ પત્તો મેળવી આપશે તેને ઉપર દર્શાવેલું રૂપિયા એક હજારનું રોકડ ઇનામ આપવામાં આવશે. શાન્તિલતાનો જન્મ તેના મોસાળમાં જ થયો હતો. તેનું મોસાળ + + + ગામમાં છે. વધુ વિગત મેળવવી હોય તેણે નીચેને શિરનામે લખવું એટલે જેટલી હકીકત જાણવામાં આવશે એટલી હકીકત જણાવવામાં આવશે.

મિ૦ હિરાલાલ

પોલિસ કમીસનર સાહેબની ઑફિસ.

મુંબાઇ.

ઉપરની જાહિરખબર એક દિવસે રામપ્રસાદના વાંચવામાં આવી. વર્તમાનપત્રમાં આ હકીકત વાંચી જોતાંની સાથે જ તેના અંતરમાં આનંદ તેમ જ શોક ઉપજ્યો. પોતાની પુત્રીનો પત્તો લાગ્યાથી જો કે તે આનંદિત થયો; પરંતુ પ્રેમમયી સાધ્વી સતી શાન્તિલતાના સ્વર્ગવાસથી તેના સખ્ત દુઃખનો આઘાત થયો. સઘળી પૂર્વકથા તેના સ્મરણમાં આવવા લાગી. પોતાનાં મહાપાપોને પરિણામે જ હમણાં પોતાને આટલું બધું દુઃખ ભોગવવું પડે છે એમ જ તેને લાગ્યું; પરંતુ શાન્તિલતા સંબંધીની સઘળી માહિતી પોલિસ કમિસનર સાહેબની ઑફિસમાં હિરાલાલને પૂછવાની હોવાથી એમ કરવાનું સાહસ એકાએક તેનાથી કરી શકાયું નહિ; કેમ કે જો પોતાના નામ ઉપર આરોપ સાબિત થયો હોય તો મુંબાઇની પણ પોલિસ પોતાને પકડયા સિવાય રહે નહિ એમ રામપ્રસાદ ધારતો હતો. આથી 'ચોરની મા કોઠીમાં મ્હોં ઘાલીને રડે' એવી જ એની સ્થિતિ થઇ હતી. કન્યાને મળવાને માટે શું કરવું અને કેવી રીતે મુંબાઈ જવું તેનો કશો નિર્ણય એ કરી શકયો નહિ.

અંતે શાન્તિલતાના શુભ લગ્નનો દિવસ પાસે આવી પહોંચ્યો. દેવપ્રસાદ અને વસન્ત મુંબાઇમાં સાથે જ વિદ્યાભ્યાસ કરતા હોવાથી ઉભય વચ્ચે ઘણો સ્નેહ સંબંધ હતો. વસન્તના લગ્ન પ્રસંગે દેવપ્રસાદના ઉપર આમંત્રણપત્રિકા આવી; એટલું જ નહિ પરંતુ આ શુભપ્રસંગ ઉપર મિત્રમંડળ અને કુટુંબ પરિવારસહ પધારવાને માટે વસન્તે દેવપ્રસાદને એક જૂદો અત્યાગ્રહસૂચક પત્ર પણ લખ્યો.

અંતે દેવપ્રસાદે રિપોર્ટ કરી દશ દિવસની રજા મેળવી તથા મુંબાઇ જવાના આગલે દિવસે રાત્રે તેણે રામપ્રસાદને કહ્યું:–"રામપ્રસાદભાઇ! આપ મ્હારી સાથે મુંબાઇ આવશો કે? ત્યાં મ્હારા એક સ્નેહીનું લગ્ન હોવાથી મ્હારે જવાનું છે."

રામપ્રસાદે એક ગાઢ નિઃશ્વાસ મૂકીને કહ્યું:–"દેવપ્રસાદભાઇ! જો કે મ્હને તમારી સાથે આવવાને કશી હરકત નથી; પરંતુ કેટલાંક કારણોને લીધે હું હાલ રામેશ્વર તરફ જવાને ઇચ્છું છું."

દેવપ્રસાદે કહ્યું:–"હમણાં રામેશ્વર જવા જેવી મોસમ નથી. વળી તમારી પ્રકૃતિ અત્રે આવ્યા પછી દિનપ્રતિદિન શિથિલ થતી જોવામાં આવે છે; તેથી મ્હારા મત પ્રમાણે તો તમે મુંબાઈ આવો તો સારું."

અંતે કેટલીક આનાકાની કર્યા પછી રામપ્રસાદ દેવપ્રસાદની સાથે જવાને સંમત થયો.

બીજે દિવસેજ દેવપ્રસાદ અને રામપ્રસાદ સ્ટીમરમાં બેસી મુંબાઇ તરફ રવાના થયા. રત્નાગિરીથી જતી વખતે રામપ્રસાદે પોતાની પોષ્ટ પોતાને મુંબાઇ મળે એવો બંદોબસ્ત કર્યો હતો. અસ્તુ.

+ + + +

વસન્ત અને શાન્તિલતાના શુભ લગ્નનો દિવસ પાસે આવી પહોંચ્યો હતો. ચોપાટી ઉપર આવેલા એક વિશાળ મકાનમાં બ્હારગામથી આવેલા મહેમાનોનોને ઉતારો આપવામાં આવ્યો હતો. મહેમાનોની સંભાળ રાખવાનું કામ વસન્તના જીવજાન મિત્ર નલિને ઉપાડી લીધું હતું. એ મકાનને શણગારવામાં નલિને કોઇપણ જાતની કમીના રાખી નહોતી. ત્રણ દિવસ પછી જ લગ્નનું મુહૂર્ત હતું. દેવપ્રસાદની સાથે રામપ્રસાદ જ્યારે મુંબાઇ આવી પહોંચ્યો અને ઉપર્યુક્ત મકાનમાં ઉતર્યો ત્યારે તેની ખાત્રી થઇ કે, તેની જ પ્રાણાધિકા પુત્રી શાન્તિલતાની સાથે શ્રીમંત્રપુત્ર વસન્તનું લગ્ન થવાનું છે; પરંતુ જો આ સમયે પોતે જાહિર થશે તો કદાચ મુંબાઇની પોલિસ પોતાને પકડશે એવો તેના અંતરમાં ભય ઉપજ્યો હવે શું કરવું એના તે મ્હોટા વિચારમાં પડી ગયો.

× × × ×

કપટી કૃષ્ણલાલ સોનાપુરની તેને કચેરીમાં બેઠો બેઠો આવેલી પોષ્ટ તપાસતો હતો. કૃષ્ણલાલને વર્ત્તમાનપત્રો વાંચવાની જીજ્ઞાસા હોવાથી તે પોતાના જમીનદાર મહાશયના ખરચે એક દૈનિક પત્ર મંગાવતો હતો. આજની પોષ્ટ વાંચી જોયા પછી કૃષ્ણલાલે વર્ત્તમાનપત્ર વાંચવા માંડયું. સૌથી પ્રથમ પોલિસ ખાતામાં બનેલા બનાવો વાંચવાનો કૃષ્ણલાલનો અભ્યાસ હતો. તે વાંચી રહ્યા પછી 'નવી જાહિરખબરો'ના મથાળા નીચે તેણે શાન્તિલતા સંબંધીની જાહિરખબર જોઈ. 'એક હજાર રૂપિયાનું ઈનામ' એ વાકય વાંચવામાં આવતાં જ તેણે એ જાહિરખબર વાંચી જોઇ. નર્મદાએ તેને જે હકીકત કહી હતી તે હકીકત ઉપરથી તેમ જ પોતાના જમીનદાર મહાશય સાથે થયેલી વાતચિત ઉપરથી તે સમજી શકયો કે, આ જાહિરખબર પોતાના જમીનદાર મહાશયની પુત્રી સંબંધીની જ હોવી જોઇએ. જો પોતે શાન્તિલતાનો પત્તો મેળવી આપશે તો પો-

તાને સારી બક્ષિસ મળશે એમ રામપ્રસાદે કહેલી હકીકત પણ તેને યાદ આવી. તે સાથે આ જાહિરખબરમાં જાહિર થયેલું ઇનામ મેળવવાના લોભનો પણ તે ત્યાગ કરી શકયો નહિ. આથી તેણે પણ મુંબાઇ જવાનો નિશ્ચય કર્યો. તે એમ જ ધારતો હતો કે, અદ્યાપિ રામપ્રસાદ રત્નાગિરીમાં જ હશે તેથી આ કાર્ય પોતે સહેલાઇથી કરી શકી ઉભયપક્ષ તરફથી સારો લાભ મેળવી શકશે !

ઘટનાપ્રવાહ આવી વિચિત્ર રીતે જ વહ્યા કરે છે. એ પ્રવાહમાં મનુષ્ય કયાં તણાઇ જશે અને તેની કેવી સ્થિતિ થશે તેનું તેને જ્ઞાન હોતું નથી. આવી રીતે ઘટનાચક્રના વિચિત્ર પ્રવાહમાં તણાતો તણાતો લોભી તેમજ ધુર્ત્ત કૃષ્ણલાલ મુંબાઈ જઈ પહોંચ્યો અને પોલિસ કમીસનર સાહેબની ઑફિસમાં જઇ તે હિરાલાલને મળ્યો. પોતે અગાઉ જેલયાત્રા કરી આવેલો હોવાથી પોલિસખાતાનું કોઇ પણ માણસ પોતાને ઓળખી ન શકે એ હેતુથી તેણે પોતાનું નામ બદલ્યું હતું.

હિરાલાલ એક આરામ ખુરસી ઉપર પડયો પડયો ધૂમ્રપાન કરતો હતો. રંગનાથનું મૃત્યુ થયાથી તેના હૃદય ઉપર સખ્ત આઘાત થયો હતો. તેની ક્રૂરતાદર્શક મુખમુદ્રા હવે ગંભીર બની ગઇ હતી. તેના અસંખ્ય વિચારો તેમજ સિદ્ધાંતો રંગનાથના આદર્શજીવનથી ફેરવાઈ ગયા હતા.

કૃષ્ણલાલે આવી હિરાલાલને સલામ કરી. હિરાલાલે પાસે જ પડેલી એક ખુરસી ઉપર બેસવાનું કહી, કૃષ્ણલાલના આપાદમસ્તકનું નિરીક્ષણ કરતાં કરતાં તેણે પૂછ્યું:—“ તમે કોણ છો ? તમારે અત્રે શા માટે આવવું પડયું છે ?”

“ હું શાન્તિલતાના સંબંધી આપને કેટલીક હકીકત કહેવા આવ્યો છું.”

હિરાલાલે અતિ આનંદિત બની જઇને કહ્યું:—“ તમે શાન્તિલતાના નિકટના સંબંધી થાઓ છો કે શું ?”

“ ના જી—હું શાન્તિલતાના પિતાનો નોકર છું; પરંતુ આપ પ્રથમ આપે દર્શાવેલી હજાર રૂપિયાની ઈનામની રકમ મ્હને આપવાને કબૂલ થાઓ એટલે હું સઘળો ખુલાસો કરીશ.”

“ઇનામની રકમ તમને આપવાને કશો વાંધો નથી; પરંતુ તમારે અમને સઘળી વિશ્વાસપાત્ર માહિતી જણાવવી પડશે. હવે તમારે જે

કહેવું હોય તે બેલાશક કહો."

"જુઓ સાહેબ! શાન્તિલતાના પિતાનું નામ રામપ્રસાદ છે. તેઓ કલ્યાણપુર ગામના જમીનદાર છે. એમની પાસે અઢળક સંપત્તિ છે. અનેક નોકરો મુનીમો તેમજ કારભારીઓ તેમની સત્તા નીચે કાર્ય કરે છે. તેમની જમીનદારીમાં સોનાપુર નામનું ગામ છે. ત્યાંનો હું કારભારી છું. મ્હારા જમીનદાર હમણાં થોડા સમયથી તેમની શારીરિક પ્રકૃતિ ઠીક નહિ હોવાથી હવાફેર કરવા માટે બ્હાર ગામ ગયા છે. ઘણું કરીને તેઓ રામેશ્વર તરફ જ ગયા છે. ટૂંક સમયમાં તેમના કુશળ વર્તમાનનો પત્ર આવવાની સંભાવના છે. શાન્તિલતાનાં માતા સ્નેહલતાને શાન્તિલતાનો જન્મ થતાં પહેલાં અમારા જમીનદાર મહાશયે તેમના પિયરમાં મોકલી દીધાં હતાં. પછીથી તેમણે તેમને કદાપિ તેડાવ્યાં નહોતાં. જમીનદાર મહાશયે આમ કેમ કર્યું હતું તે હું જાણતો નથી. વળી જો મ્હારી આ હકીકત ઉપર આપને વિશ્વાસ ન બેસતો હોય તો આ હકીકતની સત્યતા સંબંધીની આપ કલ્યાણપુર જઇને ખાત્રી કરી જુઓ."

આનંદિત બની જઇને હિરાલાલ આ સઘળી હકીકત સાંભળતો હતો. કૃષ્ણલાલની હકીકત પૂર્ણ થતાં જ તેણે કહ્યું:—"વારું, હમણાં તમે મ્હારી સાથે ચાલો. પછીથી આપણે શું કરવું તેનો નિશ્ચય કરીશું."

* * * *

મધ્યાન્હકાળનો સમય હતો. બ્હાર ગામથી આવેલા મહેમાનો જમવા બેઠા હતા. વિશ્વનાથ દેસાઇ, વસન્ત અને નલિન પણ ત્યાં હાજર હતા. સૌ જમી પરવારીને દિવાનખાનામાં પાનસોપારી ખાતા બેઠા હતા. એવામાં કૃષ્ણલાલને સાથે લઇને હિરાલાલ ત્યાં આવી પહોંચ્યો, અને વિશ્વનાથ દેસાઇને ઉદ્દેશીને તેણે કહ્યું:—"મહાશય! આપણો સઘળો શ્રમ સાર્થક થયો છે. બ્હેન શાન્તિલતાના પિતાનો પત્તો લાગ્યો છે. આ આવનાર બંધુ શાન્તિલતાના પિતાના કારભારી છે."

રામપ્રસાદ પણ આ સમયે દિવાનખાનામાં હાજર હતો. હિરાલાલનાં ઉપરોક્ત વચનો સાંભળી આશ્ચર્યચકિત તેમ જ ભયભીત બની જઇને તેણે આવનાર વ્યક્તિ તરફ જોયું. તેને જોતાંની સાથે જ એ કૃષ્ણલાલ છે એમ તે તરત જ સમજી ગયો. કૃષ્ણલાલની દષ્ટિ

પણ રામપ્રસાદની દૃષ્ટિ તરફ ગઈ. આ સમયે રામપ્રસાદ અને કૃષ્ણલાલની સ્થિતિ સમાન જ હતી.

હિરાલાલનાં વચનો સાંભળી અપાર આનંદિત બની જઇને વિશ્વનાથ દેસાઇએ પ્રફુલ્લ મુખે કહ્યું:—"ત્યારે શાન્તિલતાના પિતાને આપણે સત્વર અહીં બોલાવી આ શુભકાર્ય કરી નાખવું જોઇએ."

હવે રામપ્રસાદથી સ્થિર બેસી રહેવાયું નહિ. તેણે આવેશમાં ને આવેશમાં જ ઉઠી ઉભા થઈ હિરાલાલ અને વિશ્વનાથ દેસાઇ પાસે જઇને કહ્યું:—" મહાશય ! મ્હારા અપરાધની મ્હને ક્ષમા કરજો. હું જ હતભાગિની શાન્તિનો પિતા છું. દૈવયોગે હું મ્હારા સ્નેહીની સાથે અત્રે ખેંચાઈ આવ્યો છું. લાવો, લાવો-એક વખત મ્હારી શાન્તિલતાને મ્હારી પાસે લાવો, તથા તેને ભેટી મ્હને મ્હારી હૃદયવ્યથાને શાન્ત કરવા દ્યો."

તરત જ વિશ્વનાથ દેસાઇએ શાન્તિલતાને ત્યાં તેડાવી. પિતા-પુત્રીનું પંદર સોળ વર્ષ પછી મિલન થયું ! આ મિલન પ્રસંગે ઉપજેલા આનંદનું વર્ણન કરવા જેવા શબ્દો શબ્દકોષમાં પણ નહિ હોવાથી એની પાઠકોએ કલ્પના જ કરી લેવી એવી સવિનય વિનંતિ છે.

રંગનાથ ગોવિંદપુરનો રહેવાસી હોવાથી તેમ જ ગોવિંદપુરના કેટલાક સભ્ય, શ્રીમંત અને પ્રતિષ્ઠિત ગૃહસ્થોની સાથે વિશ્વનાથ દેસાઇનો સ્નેહસંબંધ હોવાથી તેમને પણ આ શુભપ્રસંગે નિમંત્રણ કરવામાં આવ્યું હતું. ગોવિંદપુરના સ્વર્ગસ્થ જમીનદાર રામકૃષ્ણની સાથે વિશ્વનાથનો ઘણો ગાઢ સ્નેહસંબંધ હતો. તેથી તેમણે રામકૃષ્ણના પુત્ર કાન્તિલાલને પણ કુટુંબ પરિવારસહ આ પ્રસંગે મુંબાઇ આવવાનો દૃઢ આગ્રહ કર્યો હતો. કાન્તિલાલના આવ્યા પછી પોતાનું પોગળ ખુલ્લું થઇ જશે અને પોતે કરેલાં અઘટિત કાર્યોની સજા પોતાને સહન કરવી પડશે એવી આપણા કૃષ્ણલાલને કલ્પના પણ નહોતી.

યથાસમયે કાન્તિલાલ આવી પહોંચ્યો. વિશ્વનાથ દેસાઇએ સઘળા ગૃહસ્થોની સાથે તેની ઓળખાણ કરાવી. અંતે કૃષ્ણલાલની સાથે કાન્તિલાલની ઓળખાણ કરાવતાં વિશ્વનાથે કહ્યું:—"આ ગૃહસ્થ બંધુની કૃપાથી જ મ્હારી શાન્તિલતાનું તેના પિતાની સાથે મિલન થયું છે. અમે સૌ તેમના અપાર આભાર નીચે છીએ. તેઓ મ્હારી શાન્તિલતાના પિતાના કારભારી છે."

આ વાક્યો સાંભળી કાન્તિલાલ કાંઇ બોલ્યો નહિ. તે કૃષ્ણુલાલને સારી રીતે પિછાનતો હતો; તેમજ અનાથ શ્યામજીના ઉપર ગુજરેલા જુલ્મની હકીકત પણુ તેના જાણુવામાં આવી હતી; તેથી થોડા સમય સુધી ચૂપ રહ્યા પછી તેણે હિરાલાલને ઉદ્દેશીને કહ્યું:—"મહાશય! આપ આ ગૃહસ્થને એકદમ કેદ કરો. હું તેમના ચરિત્રથી સંપૂર્ણ માહિતગાર છું. તેમના ગુન્હાઓની સઘળી હકીકત હું આપને યથા-સમયે જણુાવીશ."

સર્વના આશ્ચર્યની સીમા રહી નહિ. હિરાલાલે રામપ્રસાદનો શો વિચાર છે તે જાણુવાના હેતુથી તેના તરફ જોયું; કિન્તુ રામપ્રસાદના મુખમંડળ ઉપરથી તેનો શો વિચાર છે એ તે સમજી શક્યો નહિ. અંતે કાન્તિલાલે રામપ્રસાદને સઘળી હકીકતથી વાકેફ કર્યો. સઘળું રહસ્ય ખુલ્લું થયું અને રામપ્રસાદની હૃદયવ્યથા ઘણે અંશે ઓછી થઈ. પછી તેમની ઉભયની આજ્ઞાથી હિરાલાલે કૃષ્ણુલાલને કેદ કર્યો. જેવી કરણી તેવી જ પાર ઉતરણી એ કહેવત અંતે સત્ય થઇ અને આવી રીતે પિતાપુત્રીનું સ્નેહમિલન થયું!



## ઉપસંહાર.

યથાસમયે ઘણી જ ધામધૂમથી વસન્તની સાથે આપણી નવલ-નાયિકા શાન્તિલતાનું શુભલગ્ન થઈ ગયું. લગ્ન પ્રસંગે રંગનાથે સ્વાધીન કરેલી ત્રણુલાખ અને પચાસ હજાર રૂપિયાની મિલકત શાન્તિલતાને સમર્પણુ કરવામાં આવી.

રામપ્રસાદને પુત્રસંતાન નહિ હોવાથી તેમજ તેની ચિત્તવૃત્તિમાં થયેલા અસંભવનીય પરિવર્ત્તનના પરિણામે પુનર્લગ્ન કરવાની તેની ઇચ્છા નહિ હોવાથી વસન્તને ઘરજમાઇ તરીકે પોતાને ત્યાં રાખવાની તેની ઇચ્છા હતી; પરંતુ વિશ્વનાથ દેસાઇ પણુ હવે વસન્તને એક ક્ષણુના માટે પણુ સહવાસચ્યુતકરવાને ઇચ્છતા નહિ હોવાથી અંતે રામપ્રસાદને તેની ઇચ્છામાં નિરાશ થઇ, પુત્રીને શ્વસુરપક્ષમાં વિદાય કરવી પડી. લગ્ન પ્રસંગે તેણે પણુ શાન્તિલતાને પુષ્કળ રકમ સમર્પણુ કરી.

કેશવલાલને આંદામાન બેટમાં કાથી કૂટવાની જીવનપર્યન્તની સજા થઈ. કાળિકા અને ગુલાબ સ્ત્રીજાત હોવાથી તેમના અપરાધો બદલ દયાળુ સરકારે તેમને ક્ષમા આપી હતી. કૃષ્ણુલાલના ઉપર પણુ

અનેક ગુન્હાઓ સાબિત થવાથી તેને પણ પુનઃ સાતવર્ષની સખ્ત કેદની સજા થઇ.

શ્યામજી પાસેથી મેળવેલા રૂપિયા તેમ જ કૃષ્ણલાલ પાસેથી મેળવેલા રૂપિયા મામાસાહેબને પાછા ઑકવા પડયા.

પોતાની પુત્રીના ઉપર કરેલા રંગનાથના અપાર ઉપકારોના યતકિંચિત્ બદલા તરીકે અને રંગનાથના સ્મરણાર્થે રામપ્રસાદે પુષ્કળ દ્રવ્યનો વ્યય કરીને મુંબાઇમાં 'રંગનાથ અનાથ કન્યાવિદ્યાલય નામક સંસ્થાની સ્થાપના કરી.

બિચારી નર્મદાની કૃષ્ણલાલ સાથે પુનર્લગ્ન કરવાની આશા સફળ થઇ નહિ, અસ્તુ.



# સંતસ શયતાન

અથવા

# કામાંધનાં કાળાં કામ

( એક અદ્દભુત ઐતિહાસિક નવલકથા )

કામથી અંધ થયેલા મનુષ્યો આ જગતમાં કયું ભીષણ કાર્ય નથી કરી શકતા? જગતને ઠગવા માટે ધર્મનિકેતનો સ્થાપી પાપનો પ્રચાર કરનારા, મુખમાં રામ બગલમાં છુરી લઈ ફરનારા, હાથમાં માળા ગળામાં વિષની જ્વાળાને છૂપાવી રાખનારા, સત્યનો આડંબર ધારી કેવળ અસત્યનો જ વિસ્તાર કરનારા અને પોતાના દગાથી નિરપરાધી, સરળ અને ભોળાં માણસોનાં ગળાં રેંસનારા આ પૃથ્વીપર અનેક મનુષ્યનામ ધરનારા પિશાચો પડેલા છે અને તેવાજ એક મનુષ્ય પિશાચ તથા માનવી પિશાચિકાનું આ નવલ કથામાં એક ચિત્ર આલેખવામાં આવ્યું છે. ધર્મનિકેતનમાં ધર્મની ભાવનાઓથી આવતી પતિવ્રતા પ્રમદાઓને કેવી રીતે પાપપંથમાં દોરી જાય છે તથા ન્યાયાધીશ મહાશય કામલોલુપતાને આધીન થઇને કેવાં કેવાં કાળાં કામો કરે છે, નરનારીઓની કેવી દુર્દશા કરે છે, લક્ષ્મીની લાલચથી લલનાઓ કેવી રીતે પોતાની પવિત્રતાનો વિક્રય કરે છે, ધર્મને માટે ધાર્મિક નરો કેવાં કેવાં અસહ્ય કષ્ટો વેઠે છે, ભ્રાતા પોતાની સહોદરાપર શી રીતે આસકત થાય છે તેમનાં અધાર્મિક લગ્ન થતાં ઇશ્વર કેવો અલૌકિક બચાવ કરે છે વગેરે વિસ્તારપૂર્વક ઉલ્લેખ આ નવલકથામાં દર્શાવવામાં આવ્યો છે પૃષ્ઠ ૪૦૦

મૂલ્ય ૨-૦-૦ મળવાનું ઠેકાણું:—

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે. ત્રણ દરવાજા—અમદાવાદ.

# રાક્ષસોની રતિક્રીડા

## અથવા

# પિશાચોની પાપલીલા.

આ માયામય સંસારમાં થતા અનેક પાશવિક અનાચારો, શઠ, શયતાન, હત્યાકારી, નરઘાતક, દગાબાજ આદિનાં અનેક કારસ્થાનોનું આ એક ભીષણ ચિત્ર આલેખવામાં આવ્યું છે. એક તરફ પિશાચપતિ પોતાની પાપવાસનાને તૃપ્ત કરવા માટે નાના પ્રકારનાં ષડ્યંત્રો રચતો આવે છે, અનેક પતિવ્રતા કામિનીઓના ધર્મનો ભંગ કરવાની ચેષ્ટા કરતો આવે છે તો બીજી બાજૂએ શક્તિસ્વરૂપિણી નારી પોતાના નારીધર્મનું ગૌરવ જાળવવા માટે સતીના સતીત્વનો પ્રભાવ દર્શાવવા માટે મહાન્ પ્રયત્નો કરતી આવે છે અને પિશાચની પાથરેલી પ્રપંચલીલાનો જડમૂળથી નાશ કરી નાંખે છે.

માયાવી માનિનીના ભયંકર ભેદો, ઐયારો અથવા લુચ્ચાઓની લુચ્ચાઈઓ, તિલસ્માતી મકાનોમાં થતાં કારસ્થાનો, એક આર્યલલનાની આદર્શ શૂરવીરતા, ધર્મપરાયણતા અને પોતાના પતિને પિશાચોના જાળમાંથી મુક્ત કરવાની અજબ યુક્તિઓ વગેરે વાંચીને ખરેખર તબિયત ખુશ થયા વિના રહેતી નથી. શૃંગાર અને હાસ્ય રસ પણ તેટલોજ કુટી કુટીને ભરવામાં આવ્યો છે કે જે વાંચતાં દિલ આનંદથી ઉભરાય છે અને મનનો બધો શોક દૂર થાય છે. પૃષ્ઠ ૩૨૫ પાકું પૂઠું મૂલ્ય રૂ. ૧-૮-૦ લખોઃ-

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે. ત્રણ દરવાજા—અમદાવાદ.**

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે પુસ્તકાલય

તરફથી

નવી પ્રકટ થયેલી સચિત્ર નવલકથાઓ

અને બીજાં ઉપયોગી પુસ્તકોનું સંક્ષિપ્ત

# સૂચિપત્ર


મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે

બુકસેલર્સ એન્ડ પબ્લીસર્સ

ત્રણ દરવાજા—અમદાવાદ

MAHADEV RAMCHANDRA JAGUSHTE.

BOOKSELLER & PUBLISHER

Three Gates,-AHMEDABAD.

महादेव रामचंद्र जागुष्टे

तीन दरवाजा—अमदावाद

સને ૧૯૧૭ સંવત ૧૯૭૩

અમદાવાદ.

ધી ગુજરાત પ્રિન્ટિંગ પ્રેસમાં—શા. સોમાલાલ મંગળદાસે છાપ્યું.